૪૯૨૪

( પ્રખ્યાત ફ્રેંચ લેખક એ. ગેબોરીઓના 'મીસ્ટરી ઓફ ઓરસીવલ'નું ભાષાંતર. )

# વધૂવધ.

( ઘણાજ રસથી ભરપૂર એક યૂરોપી સંસારી વાર્ત્તા. )

---

ભાષાંતર કર્ત્તા.

માંજુભાઈ ભ. ત્રિવેદી.



અમદાવાદ માણેકચોકમાં "વિજયપ્રવર્ત્તક" પ્રેસમા છાપી પ્રસિદ્ધ કર્યું.

મુંબઈ.

કિંમત રૂ. ૧॥.

मणौ वज्रसमुत्कीर्णे सूत्रस्येवास्ति मे गतिः ।

कालिदास.

પ્રિય ભાઈ માણેકલાલ,

ત્હમારો મ્હારા ઉપર અગાધ પ્રેમ હતો તથા જે થોડી જીંદગી ઇશ્વરે ત્હમારે માટે નિર્માણ કરી હતી તે દરમ્યાન આપણા કુટુંબમાં ત્હમે ઘણાજ ઉપયોગી થઈ પડયા હતા તે બધી ત્હમારી કાળજીના જૂજ બદલા તરીકે આ મ્હારૂં ભાષાંતર ત્હમને હું અર્પણ કરૂં છું.

લી. ત્હમારો ભાઈ,

માંજુભાઈ ભ. ત્રિવેદી.

## સૂચના.

આ ઘણાજ રસથી ભરપૂર યૂરોપીઅન સંસારી વાર્ત્તા વિષે ઇંગ્રેજીમાં નીચે પ્રમાણે અભિપ્રાય આપેલો છેઃ

"કર્ત્તા વાંચનારના રસની ગરમી તાવની ગરમી જેટલી ચહડાવેછે, તથા અણધારેલા બનાવો એક પછી એક ખરી ખુબીથી આણી અંતે પરીણામ તેણે આનંદદાયક બનાવ્યું છે. તેમાં વાપરેલી બુદ્ધિનો જરાપણ વાંધો લેવાય એમ નથી."

અહંકાર તથા તેથી ઉપજતી હઠ અને તેનાં માઠાં પરીણામ; મુલ્તવી રાખવાની ટેવ તથા તેનાં પરીણામ; શુદ્ધ તથા સાચો પ્રેમ અને વિશ્વાસ; અશુદ્ધ તથા ખોટો પ્રેમ અને પરીણામે ખૂન; સ્ત્રીની બેવફાઇથી થતા મનોવિકાર તથા વેર લેવાની નવી પણ અકસીર રીત; પાછળથી થયલો ગુન્હો; તે પકડવાને વાપરેલી છૂપી પોલીસની ચતુરાઈ; આ સર્વ એવી ખુબીથી વર્ણવ્યુંછે કે તેથી એક શબ્દ પણ મૂકી દીધા વગર આખી વાર્ત્તા તલ્લીન થઈ વાંચી જવાયછે, અને તેથી વાંચનારને કર્ત્તાને માટે પ્રેમાનંદ ઉપજ્યા વિના રહેતો નથી.

આ વાર્ત્તા જર્મનીના વિદ્વાન તત્વવેત્તા પ્રિન્સ બીસ્માર્ક ઘણાજ હોંસથી વાંચેછે!

એ વાર્ત્તા વાંચવા માંડી કે તે પૂરી કર્યા પછીજ જંપ વળેછે!!

અત્યાર સુધીમાં ગુજરાતી ભાષામાં જે જે વાર્ત્તાનાં પુસ્તકો લખાયાં છે તેનાથી આ જૂદીજ પ્રકારનું છે; તે સ્ત્રી તથા પુરૂષો એક સરખી રીતે વાંચી શકે તેવુંછે. અંદરના બનાવો એવા નથી કે આ દુનીઆમાં બની ન શકે. વાંચી રહ્યા પછી એમ ખ્યાલમાં કદીપણ નહીં આવે કે એમાંનો એક પણ બનાવ ખરેખરો બન્યો નહીંજ હોય.

**માંજુભાઈ ભ. ત્રિવેદી.**

# પ્રસ્તાવના.

---

વાર્ત્તાની ચોપડીઓ ગુજરાતી ભાષામાં કાંઈ થોડી નથી, તોપણ આ ભાષાંતરના જેવી વાર્ત્તાની ચોપડીઓ ઘણીજ થોડી દીસેછે; અને તે જુજ સંગ્રહમાં આ ચોપડીનો ઉમેરો અયોગ્ય નહીં જણાય એવી આશાથી મ્હેં આ ભાષાંતર પ્રસિદ્ધ કર્યુંછે.

દુનીઆમાં રહીને જે અનેક જાતની લાગણીઓ મનુષ્ય માત્ર ભોગવે છે તેની તીવ્ર લડાઈ આ ભાષાંતરમાં સમાયલી છે, અને તે વાંચવામાં મ્હારી ખાત્રીછે કે વાંચનારને રસ પડયા વિના રહેશેજ નહીં; કારણ કે જો કે કદાચ મ્હારી ભાષા વાંચનારને રૂચતી નહીં આવે તોપણ વાર્ત્તા જાતેજ એવી રસથી ભરપૂર છે કે તેથી તેની વસ્તુ જરૂર રૂચીકર લાગશે.

આ વસ્તુનું કાંઈ થોડું ભાન આપવા સારૂ ફક્ત આ ભાષાંતરના ત્રીજા ભાગમાંના ૨૭ મા પ્રકરણમાંથી એક ફકરોજ અહીં ટાંકી દેવો બસ છે.

" જીંદગીમાં વખતે બનાવો કમનસીબે એવા બનેછે કે તેથી ઘણીવાર માણસ હેરત પામેછે. એક નિશ્ચય બીજા નિશ્ચયના પરીણામ રૂપે થાયછે. ઘણીખરીવાર એક નજીવું કામ જે જાતે ભાગ્યેજ ખરાબ હોયછે તેમાંથી ઘણાજ માઠા પરીણામો થાયછે. મનનો દરેક નવો ઠરાવ બીજા ઠરાવો કર્યા હોયછે તેના આધારે થાયછે અને તે ઠરાવો એક પછી એક એવી રીતે ચાલ્યા જાયછે કે જેમ ન્હાની ન્હાની રકમો ઉમેરવાથી એક મ્હોટી રકમ થાય છે તેમ આખરે પરીણામે એક હાનીકારક મ્હોટો બનાવ બનેછે. જે માણસ ઉંચી ટેકરીની ટોચે ચહડી નીચું જોવાથી તમર આવતી વખતે જેમ બને તેમ જલદીથી તથા દૂર એક ક્ષણ પણ ટકયા વગર નાશી જતો નથી તે માણસ મૂઓ સમજવો. કારણકે ઘણીજ જોરાવર તથા આકર્ષક લાગણીથી તે ખરી ટોચે જાયછે અને પછી તમર ખાઇ નીચે પડેછે. ત્યાર પછીના તેના દરેક પ્રયત્નોથી તે નીચેનો નીચેજ જાયછે અને તેપણ જલદીથી, અને અંતે તે છેકજ તળીએ આવી પહોંચે છે. "

મુંબાઈ,
તા. ૧૩ મી ફેબરવારી.
૧૮૯૨.

**માંજુભાઈ ભ. ત્રિવેદી.**

## અનુક્રમણિકા.

# વધૂત્રધમાં આવતાં માણુસોનાં નામની સમજણ.

આ પુસ્તક તૈયાર થઈ છપાઈ રહ્યા પછી તથા બહાર પાડતાં પહેલાં અંગ્રેજી ભાષા તથા રૂઢીથી અજ્ઞાન કેટલાક પુરૂષો તથા કેટલીક સ્ત્રીઓને વંચાવવામાં આવ્યું. તેમને વિલાયતી નામોની બરોબર સમજણ ન પડવાથી તેમની સૂચના પ્રમાણે આ પુસ્તકના મુખ્ય પાત્રોના નામની સમજણ નીચે આપીછે.

પુરૂષો.

**જીન બરટોડ.**
**ફીલીપ બરટોડ.** } બે ચોરો. ખ્રીસ્તી લોકોમાં તેમની અડકથી તેઓ ઓળખાયછે. અડકની પહેલાં ફક્ત પોતાનું નામ એક આવે છે, કેટલાકને બે અને કેટલાકને ત્રણ નામ હોય છે, પણ તે બધાં તેમનાં પોતાનાંજ હોયછે. બાપનું નામ લખવાનો ચાલ નથી.

મો. **કરટોઈસ**—મેયોર. જેમ ગુજરાતીમાં નામ પહેલાં શેઠ કરીને લખાય છે અથવા રા. (રાજેશ્રી) કરીને લખાયછે તેમ ફ્રાન્સમાં મો. (મોસ્યુટ) કરીને લખાયછે.

પપા **પ્લેંટેટ**—સુલેહનો અમલદાર. જેમ ગુજરાતીમાં વૃદ્ધ માણુસોને કાકા કહીને બોલાવેછે તેમ ફ્રાંસમાં પપા કહીને બોલાવેછે.

મો. **ડોમીની**—માજીસ્ટ્રેટ.

ડો. **ગેન્ડ્રન**—દાકતર.

મો. **લેકોક**—છૂપી પોલીસનો વડો અમલદાર—ડીટેકટીવ.

કાઉન્ટ **હેકટર** ડી **ટ્રેમોરલ**—એક ધનાઢ્ય અમીર. યુરોપમાં અમીર વર્ગના લોકોને તેમની પંકિત પ્રમાણે હોદ્દો મળેલો હોયછે જે વંશપરંપરા ચાલ્યા જાયછે; જેવા કે બેરન, કાઉન્ટ, માર્ક્વીસ, ડયુક, વિ. ડી એ શબ્દ અમીરી બતાવનારો છે. કાઉન્ટ તેનો હોદ્દો, **હેકટર** તેનું નામ, ડી અમીરની નીશાની, **ટ્રેમોરેલ** તેની અટક.

મો. **કલેમંટ સોવરસી**—હેકટરનો દોસ્ત. **કલેમંટ** નામ; **સોવરસી** અટક. પુરૂષોને તેમની અડકથી બોલાવેછે. પોતાની સ્ત્રી અથવા નિકટ સબંધીજ તેના નામથી બોલાવેછે.

**બેપટીસ્ટ**—મેયોરનો નોકર.
**ગેસ્પીન**—**હેકટરનો** માળી.
**લુઈ**—**પ્લેંટેટનો** નોકર.
**રેબલોટ**—હાડવૈદ્ય.
**જોબ**—મો. **લેકોકનો** મદદનિશ.

સ્ત્રિયો.

**બર્થા**—**સોવરસીની** સ્ત્રી, પછીથી **હેકટરની** સ્ત્રી. **હેકટર** સાથે લગ્ન થવાથી તે અમીર થઈ હતી એટલે **હેકટર** કાઉન્ટ હતો તેથી **બર્થા** કાઉન્ટેસ (કાઉન્ટની સ્ત્રી) કહેવાઈ. જેમ ગુજરાતીમાં સ્ત્રીઓને બાઈ ફલાણી કહેછે તેમ ફ્રાંસમાં મેડેમ લખી પછી તેમના ધણીની અડક લખાયછે. **બર્થા** **સોવરસીની** સ્ત્રી હતી ત્યારે મેડેમ **સોવરસી** કહેવાતી, પછી **હેકટરને** પરણી એટલે કાઉન્ટેસ ડી **ટ્રેમોરેલ** કહેવાઇ. **બર્થા** એતું પોતાનું નામ હતું અને તેના અંગત સગાંઓજ તેને એ નામથી બોલાવી શકે.

**જેની**—હેકટરની રાખેલી સ્ત્રી. એતું આખું નામ **જેની ફેનસી** હતું પણ **હેકટર** એને જેની કહેતો, અને હલકી આબરૂની હોવાથી દરેક જણ તેને **જેની** કહીને બોલાવતું. એતું ખરૂં નામ **પીલેગી ટેપોનેટ** હતું પણ એ નામ હલકું હોવાથી આ જરા સારૂં નામ તેણે ધારણ કર્યું હતું.

**લોરેંસ**—મેયોરની પુત્રિ. કુંવારી છોકરીઓને તેમના બાપના નામની અડક પહેલાં ફ્રાંસમાં મેડેમોઇસેલ કહી બોલાવેછે, જેમકે મેડેમોઇસેલ **કરટોઇસ** (**કરટોઇસની** પુત્રિ) જ્યાં સુધી કુંવારી છોકરી હોયછે ત્યાં સુધી મેડેમોઇસેલ લખાય છે તથા તે પછી તેના બાપની અડક લખાયછે, પણ પરણ્યા પછી મેડેમોઇસેલને બદલે મેડેમ થઈ જાયછે તથા બાપની અડકને બદલે ધણીની અડક લખાયછે.

મેડેમ **પીટીટ**—**પ્લેંટેટની** સ્ત્રી નોકર.
મેડેમ **ચારમેન**—સ્ત્રીઓનાં લુગડાં બનાવનાર તથા વેચનાર.
**જેનવીલ**—મો. **લેકોકની** ચાકરડી.

શિક્કાઓ.

**લુઈ** અથવા **નેપોલીઅન** } સોનાનો શિક્કો ઇંગ્લાંડમાં પાઉંડ અથવા **સોવરીન** કહેછે. તેની કીંમત આપણા ૧૦ રૂપીઆ જેટલી છે. જે રાજા રાજ્ય કરતો હોય તેનું નામ આ શિક્કાને ઘણું કરીને આપવામાં આવેછે. **લુઈ** તથા **નેપોલીઅન** ફ્રાંસમાં રાજા થઈ ગયાછે.

**ફ્રેંક**—રૂપાનો આપણા આઠ આનાની કીંમતનો શિક્કો **ઇંગ્લાંડમાં** તેને **શીલીંગ** કહેછે. આ બહુ બહોળા ચલણનો શિક્કો છે. અને રૂપીઆની પેઠે વપરાય છે.

**સૂ**—જેમ વિલાયતમાં **પેની** તથા આપણે અહીં **પાઈ** છે તેમ ફ્રાંસમાં ન્હાનામાં ન્હાનો શિક્કો **સૂ**છે.

**સેનટાઇમ**—શતાંશ એટલે સોમો ભાગ. આ કાંઈ શિકો નથી, પણ જેમ આપણે પાઇથી પણ ઓછી કીંમત બતાવવામાં દમડી. બદામ કહીએ છીએ તેમ ફ્રાંસમાં છેક હલકી કીંમત બતાવવા **સેનટાઇમ** કહેછે.

જગ્યા.

**ર્યુ**—પોળ અથવા રસ્તો.

**વેલફ્યુલુ—સોવરસી** તથા પછી **હેકટ**નો મહેલ. વિલાયતમાં મ્હોટા મ્હોટા બંગલાઓ વિ. ને અમૂક નામ આપવામાં આવેછે.



૪૯૨૪

# વધૂવધ.



## ભાગ ૧ લો—ગુન્હો.

### પ્રકરણ ૧ લું.

#### ખૂન.

ઈ. સ. ૧૮૬–ના જુલાઈ માસની ૯ મી તારીખ અને ગુરૂવારને દિવસે પહોફાટતાં પેહેલાં ૩ વાગતે ઓરસીવલ નામના એક સુંદર શહેરમાંથી ચોરી કરવાના તથા મારફાડ કરવાના કામને માટે પ્રખ્યાત થયેલા જીન બરટોડ તથા તેનો પુત્ર એ બે જણા જાળ નાંખી માછલી પકડવા સારૂ પારીસ શેહેર તરફ ચાલ્યા.

તેઓ પોતાની જાળ ખભે નાંખી એકાંત જગો તરફ ચાલ્યા અને સીન નદી પાસે આવી પહોચ્યા. આ જગોએ કાઉન્ટ ટ્રેમોરેલ નામના એક ધનાઢ્ય અમીરનો મહેલ આવી રહ્યો હતો. તથા પાસે નદી ઉપર એક પૂલ હતો. પૂલથી ૫૦ વાર છેટે આ બે જણનો મછવો લંગારેલો હતો તેમાં જીન કુદી પડયો. જીન મછવામાંથી પાણી કહાડવા મંડયો તેવામાં મછવામાં એક કાણું દીઠું અને તે પૂરવા સારૂ આમ તેમ લાકડાનો કડકો શોધવા મંડયો, પણ કોઈ કડકો ન જડવાથી તેણે કીનારા ઉપર ઉભેલા પોતાના પુત્રને કહ્યું, "ફીલીપ, આ કાણું સાંધવાને જોની કાંઈ લાકડાનો કડકો હોય તો".

તે જુવાન આમતેમ જોવા લાગ્યો. કીનારા ઉપર ઝાડો હતાં તથા પાસેજ કાઉન્ટ ટ્રેમોરેલના મહેલમાં એક ભપકાદાર બાગ હતો. ત્યાં કાંઈ કડકો મળી આવશે એવી આશાથી તે એ બાજુ તરફ ગયો. ત્યાં એક ઝાડનું થડીઉં હતું તેમાંથી કડકો કાપી કહાડવાના ઇરાદાથી ગજવામાંથી તેણે ચાકુ કહાડયો. પણ એ કાપવાની તૈયારી કરતો હતો એટલામાં તેની નજર કોઈ બીજી વસ્તુ ઉપર પડી. તેથી ગાભરો ગાભરો પાછો કીનારા ઉર આવી બોલ્યો, "અરે તમે અહીં આવો, જલદી આવો; અરે એકદમ આવો."

જીને પોતાના પુત્રના આવા ગાભરા અવાજથી જાણ્યું કે કાંઈ અક-

સ્માત બન્યો હશે! તેથી તે એકદમ પોતાના મછવામાંથી કુદી બહાર આવ્યો અને પેલા ઝાડના થડીઆ આગળ ગયો કે તરતજ તેના ડોળા ફરી ગયા. અડધું પાણીમાં, અડધું કીનારા ઉપર, ઝાડની ડાળીઓથી તથા લીલોત્રીથી ઢંકાયલું, એક સ્ત્રીનું મડદું ત્યાં આગળ પડેલું હતું. તેના લાંબા તથા છુટા થયલા વાળ પાણીમાં ઉગેલા છોડવામાં ગુંથાઈ ગયા હતા. શરીરનો ઉપલો ભાગ છમકલા પાણીમાં ગરકાવ થઈ ગયો હતો તથા માથું કાદવમાં દટાઈ ગયું હતું. તેનાં વસ્ત્ર ઉપર લોહીના તથા કાદવના ડાઘ પડ્યા હતા.

ફીલીપ ધ્રુજતો ધ્રુજતો બોલ્યો, "ખૂન". જીન બોલ્યો—"હા, ખૂન થયું છે એતો નક્કી, પણ આ બાયડી કોણ છે? હું ધારૂં છું કે તે કાઉન્ટેસ છે."

ફીલીપે કહ્યું, "આપણે જોઇએ." એમ કરી તે મડદું ઉંચું કરવા જતો હતો તેટલામાં જીને તેનો હાથ પકડી અટકાવ્યો. "એ શું કરે છે? ગધેડા જેવો છે કે શું? કાયદાની પરવાનગી શીવાય મડદાને અડકાય કે?"

"એમ કે?"

"હા. અડકયા કે પોલીસમાંજ જવું પડે."

"ત્યારે ચાલોની આપણે મેયોરને* જઇને ખબર કરીએ!"

"શું કરવા? આ બધા લોકો આપણી સામે છે તે તું નથી જાણતો? ત્યાં ગયા કે પહેલાં તો આપણુનેજ ગુન્હેગાર કરીને પકડશે."

"પણ આપણે"—

"આપણે ત્યાં જઇને ખબર કરીશું કે પહેલો સવાલ તો એજ પૂછશે કે કાઉન્ટ ટ્રેમોરેલના બાગમાં તમે કેમ ગયા હતા? કાઉન્ટેસ મરી ગઈ તેમાં આપણે શું સનાન કે સુતક આવવાનું છે? આપણા કહ્યા વગર ઘણાએ તેઓ શોધી કહાડશે. ચલ–ચલ, અહીંથી."

પણ ફીલીપ એક ડગલું પણ ખસ્યો નહીં; તે દૃઢતાથી બોલ્યો—"ના, આપણે જરૂર આની ખબર કરવી જોઇએ. આપણે કાંઈ જંગલી પ્રાણી નથી. આપણે કહીશું કે અમે અમારા મછવામાં બેશી જતા હતા તેવામાં આ મડદું જોયું."

બુઢ્ઢા જીને બહુ સમજાવ્યો, પણ ફીલીપે માન્યું નહીં. જીને જાણ્યું કે વધારે આનાકાની કરીશું તો ફીલીપ એકલો જઇને કહી આવશે તેથી તે ક-

*મેયોર એ વિલાયતમાં આવા ગુન્હાઓમાં પ્રથમ તપાસ કરનાર અમલદાર હોયછે.

બુલ થયો અને જાળ કીનારા ઉપર નાંખી તેઓ બંને જણા ઓરસીવલ તરફ મેયોરને ઘેર જવા નીકળ્યા.

સીન નદીના કીનારા ઉપર આવેલા કોરબીલ નામના ગામડાથી એક માઇલ દૂર ઓરસીવલ છે. ત્યાં વેલફ્યુલુ નામનો કાઉન્ટ ડી ટ્રેમોરલનો મેહેલ આવેલો છે. ઓરસીવલ ફક્ત એક ન્હાનું ગામડું છે, પણ ત્હાં લક્ષાધિપતીઓના બંગલાઓ ત્યાંની સારી હવાને લીધે બંધાયલા છે. આસપાસ વિશાળ ખેતરો આવી રહ્યાં છે, અને ત્યાં આ વખતે આ બે બાપ દીકરા શીકારનાં જાનવરો ચોરતા અથવા કોઈ પણ એવી જાતના ગુન્હાઓ કરતા.

ઓરસીવલનો મેયોર, મો. કરટોઇસ, આ ગામડાને બીજે છેડે એક મોટા બંગલામાં રહેતો હતો. તે બિલકુલ નિર્ધનાવસ્થામાંથી ચાળીસ લાખ *ફ્રેંકની દોલત એકઠી કરી હાલ પોતાની વૃદ્ધાવસ્થામાં આરામની જીંદગી ગાળતો હતો. પ્રથમ તો પોતાની બાકી રહેલી જીંદગી બીલકુલ આરામમાંજ ગાળવાનો તેનો વિચાર હતો. પણ લોભ તેના મનમાં જાગૃત થયો, અને તેથી મહા મહેનત તથા ખંતથી ઓરસીવલના મેયોરની જગોને પામ્યો હતો. આ જગો તેના સુખનું તેમજ નિરાશાનું મૂળ દેખાતું હતું. ખરેખરતો તે જાતે સુખીજ હતો, પણ લોકોને નિરાશા બતાવતો. મેયોરની પદ્વિથી પોતે ઘણી જંજાળમાં આવી પડયો છે એમ તે ઘણી વાર ખિન્ન ચહેરાથી બોલતો, પણ જ્યારે મ્યુનિસીપાલીટીમાં પ્રમુખની જગોએ કસબી પોશાકમાં બેસતો ત્યારે તેને અંદરના હર્ષનો પાર રહેતો નહીં.

જ્યારે એ બે બાપ દીકરો મેયોરને ઘેર આવી પહોંચ્યા તથા તેમણે બારણાં ઠોકયાં ત્યારે ઘરમાં સર્વ માણસો ભરનિદ્રામાં હતાં; પરંતુ થોડીક વારે એક અડધો ઉંઘતો અડધો જાગતો નોકર નીચેના ખંડની બારી ઉઘાડી આવી ઉભો.

તેણે ગુસ્સામાં પુછયું, "કેમરે લુચ્ચાઓ? શું કામ છે તમારે?"

જીને જાણ્યું કે આ અપમાનનો બદલો લેવાનો આ વખત નથી તેમ પોતાની આબરૂ પ્રમાણે આ ઉપનામ તેમને અયોગ્ય પણ ન હતું, તેથી તેણે જવાબ દીધો, "અમારે મેયોર સાહેબ જોડે વાત કરવી છે. કામ ઘણુંજ

* ફ્રેંક એ એક આઠ આનાની કીમતનો શીક્કો છે તથા જેમ અહીં રૂપીઆ વપરાય છે તેમ ત્યાં તે વપરાય છે.

જરૂરનું છે. મો. બેપટીસ્ટ, મહેરબાની કરીને એમને જરા બોલાવી આવો. તમને ખીજશે નહિં."

બેપટીસ્ટ બોલી ઉઠયો "મને કોણ ખીજનાર છે? જોઉંતો ખરો?" તો પણ તેતો જ્યારે બરટોડે દસેક મીનીટ સુધી માથાકૂટ કરી ત્યારેજ તેને પોતાના શેઠને જગાડવાની હિંમત આવી. આખરે તે આ બે જણને એક ઉમ્મરે પહોંચેલા, લાલ મ્હોંવાળા, જરા ઠીંગણા તથા જાડા માણસ પાસે લેઈ ગયો. આ મો. કરટોઇસ હતો. ઉંઘમાંથી જાગવાને લીધે ખીજવાયલો હોવાથી તેનું મ્હોં વધારે લાલ દેખાતું હતું.

પ્રથમના સંકેત પ્રમાણે ફીલીપ બોલ્યો, "સાહેબ, અમે આપને એક મ્હોટી આફતની વાત કહેવા આવ્યા છીએ. મો. ડી ટ્રેમોરલને ત્યાં કોઈ મ્હોટો ગુન્હો બન્યો છે!

મો. કરટોઇસ ટ્રેમોરેલનો દોસ્ત હતો તેથી આ સાંભળીને સફેત પૂણી જેવો થઈ ગયો, તથા પોતાની લાગણી દબાવી શકયો નહિં. તે બોલ્યો, "અરે પરમેશ્વર! તમે શું કહો છો? ગુન્હો?

"હાજી, અમે હમણાંજ એક મડદું દેખ્યું છે, અને અમે ખાત્રીથી કહીએ છીએ કે તે કાઉન્ટેસનું છે."

મેયોર તો બીચારો આ સાંભળી બ્હાવરોજ બની ગયો, અને તેણે હાથ ઈશ્વર તરફ ઉંચા કર્યા; પછી પૂછયું "કયાં? કયારે?"

"હમણાંજ, કીનારા ઉપર, બાગને છેડે. અમે જાળ ઉપાડતા હતા, ત્યાં આ મડદું દેખ્યું."

કરટોઇસ બોલી ઉઠયો, "કેવું ભયંકર! આ તે કેવો કોપ! કેવી શુશીલ સ્ત્રી! પણ નહીં, નહીં, તમે ભૂલતા હશો, એ હોયજ નહીં. મને ખબર હોવી જોઈએ."

"અમે, સાહેબ, મડદું બરોબર જોયું છે."

"મારા ગામમાં આવો ગુન્હો! ત્યારે તો તમે અહીં આવ્યા તે ઠીકજ કર્યું; હું લુગડાં પહેરી હમણાંજ આવું છું;—અથવા ઉભા રહો. બેપટીસ્ટ!"

નોકર કાંઈ દૂર ન હતો. બારણાના કુંચી ફેરવવાના કાણામાં આંખ તથા કાન લગાડી તે ખૂબ ધ્યાનથી જોતો હતો તથા સાંભળતો હતો, તેથી પોતાને બોલાવતો સાંભળી તેણે જરાક રહી ધીમેથી બારણું ઉઘાડયું, અને

પૂછયું, " મને બોલાવ્યો, સાહેબ ?"

મેયોરે કહ્યુ, " જા દોડ, જસ્ટીસ ઓફ ધી પીસને બોલાવી લાવ. જા, જલદી જા. એક મ્હોટો ગુન્હો બન્યો છે. કદાચ ખૂન થયું હશે. જા, જા, દોડ. " પછી બરટોડ તરફ ફરી તે બોલ્યો, " તમે ઉભા રહો, હું જરા મારો કોટ પહેરી આવું. "

ઓરસીવલનો માજીસ્ટ્રેટ, મો. પ્લેન્ટટ, જેને પપા પ્લેન્ટટ કહીને લોકો બોલાવતા હતા, તે ગૃહસ્થ પ્રથમ મેલન શહેરમાં સોલીસીટર હતો. તે પચાસ વર્ષનો થયો ત્યારે તેની ઘણીજ વ્હાલી સ્ત્રી તથા તેટલાજ વ્હાલા પુખ્ત ઉમરે પહોંચેલા બે પુત્રો એકજ માસમાં મૃત્યુ પામ્યા. જે માણસે અત્યાર સુધી દુઃખ જોયું ન હતું તેને આ ત્રણ મ્હોટા ઘા બહુ સખત લાગ્યા. કેટલાક દીવસ સુધી તે ગાંડા માણસની પેઠે ઘરમાં બેશી રહેતો. જ્યારે કોઈ અસીલ આવી સ્વાર્થની વાતો કહી સલાહ પૂછતો, ત્યારે ગમે તેમ તેને સમજાવી કહાડતો, કોઈવાર ગુસ્સે પણ થઈ જતો. હવે ધંધાથી દૂર રહેવાનો તેણે વિચાર કર્યો, અને પોતાની બાકી રહેલી દુઃખી જીંદગી ઈશ્વિર ભકિતમાં ગાળવાનો નિશ્ચય કર્યો, અને તે પ્રમાણે તે અહીં આવીને એક ન્હાના મકાનમાં રહ્યો. પણ દુઃખનું ઔષધ દિવસ—તે પ્રમાણે થોડા દિવસ જવા પછી આળસુ જીંદગીથી તે કાયર થયો. જસ્ટીસ ઓફ્ધી પીસની જગો તે વખતે ખાલી પડી હતી તેને માટે તેણે અરજી કરી, અને તેની અરજી મંજુર થઇ. એકવાર તેણે પોતાનું કામ કરવા માંડયું કે પછી આળસથી ઉપજતું દુઃખ દૂર થયું. પોતાની પાસે જે જે કામો ચાલતાં તેમાં બરોબર ધ્યાન આપવા માંડયું, અને તેની વિશાળ બુદ્ધિથી અસત્યમાંથી સત્ય ખોળી કહાડતો. મી. કરટોઇસે તેને એકાંતવાસ છોડાવવા બહુ મહેનત કરી, પણ તે તેણે માન્યું નહીં. તે કહેતો કે લોકોનો તેને કંટાળો હતો. અને વળી દુઃખી માણસ મિત્ર મેળાપમાં નકામો થઈ પડેછે. દુઃખથી માણસ બદલાઈ જાયછે, તેમ પપા પ્લેન્ટટ સ્વાર્થી થયેલો નજરે આવતો હતો. તે કહેતો કે હું ટીકાકારની પેઠે દુનીઆ આસપાસથી જોઉં છું પણ તેના કામકાજમાં ભાગ લેતો નથી. પોતે આસપાસના બનાવોમાં ભાગ લેતો નથી તે વાત તે દરેક જણને કહેતો. તે બોલતો કે જો આખા પારીસમાં દેવતાનો એકવાર વરસાદ વરસે તો પણ મને

કંઈ તેની અસર થવાની નહીં. અને ખરેજ! તેના ઉપર કોઇપણ જાતની અસર કરવામાં કોઈ ફાવતું નહીં. ઘણાજ દુઃખની વાત તે સાંભળીને એ-ટલુંજ બોલતો "તેમાં મારે શું?"

આવી દેખીતી વર્ત્તણુક વાળો પુરૂષ પા કલાકમાં મેયોરને બંગલે આવી પહોંચ્યો. મો. પ્લેંટેટ ઉંચો, જરા પાતળો, પણ મજબૂત બાંધાનો હતો. તેની આંખો આસપાસ ફર્યાં કરતી અને દરેક વસ્તુનું તે અવલોકન કરતો. તેનું નાક લાંબુ તથા ગરૂડ પક્ષી જેવું હતું. તેનું મુખ સુંદર હતું, પણ દુઃખથી જરા કદરૂપું થઇ ગયું હતું. તેનો હેઠલો હોઠ જરા નમી ગયેલો હતો તેથી સાદાઇનાં ચિન્હ તેના મુખ ઉપર માલમ પડતાં હતાં. તેણે જેવો ઉમરામાં પગ મૂકયો કે બો-લ્યો, "લોકો કહે છે કે કાઉન્ટેસ ટ્રેમોરેલનું કોઈએ ખૂન કર્યું છે."

મેયોર કપડાં પેહેરી આવેલોજ હતો તેણે જવાબ દીધો, "હા, આ લોકો એમ કહે છે ખરા." મેયોર અંદર જઈ લુગડાં પહેરી આવ્યો હતો, તેથી છેક બદલાઈ ગયો હતો. હમણાં તો મગરૂબ તથા દરજ્જાવાળા માણસની પેઠે ફાંકો ધરાવી ઉભો હતો. પોતે બરટોડની ખૂનની વાત સાંભળી દુઃખ બતાવ્યું હતું. તેથી બહુ ખિન્ન થયો હતો, અને પોતાની જાતને બહુ ઠપકો આપતો હતો.

પ્લેન્ટેટે જાણે નજીવી બીના બની હોય તેવો દેખાવ ધારણ કરી કહ્યું, "ખોટું થયું, પણ આપણે શું? આપણો ધંધો પડયો એટલે તપાસતો કરવીજ જોઇએ કે વાત સાચી છે કે નહીં. વખતે પોલીસની જરૂર પડશે એમ ધારી જમાદારને મ્હેં બોલાવ્યો છે."

કરટોઇસ બોલ્યો, "ત્યારે ચાલો, આપણે જઇએ."

તેઓ બધા ત્યાંથી પછી તરતજ ઉપડ્યા. ફીલીપ તથા તેનો બાપ આ-ગળ ચાલ્યા. ફીલીપ આતુર તથા અધીરો હતો, પણ જીન વિચારમાં ગુમ થઈગયો હતો. મેયોર ચાલતાં હઝાર વાર મનમાં બોલ્યો, "મને કાંઈ સમ-જ પડતી નથી. મારા રાજ્યમાં ખૂન! મારી જીંદગીમાં કોઇ દીવસ અહીં ખૂન થયેલું સાંભળ્યું નથી," અને તે વારંવાર શંકાની નજરથી બે બરટોડ-ની સામું જોતો.

કાઉંટ ડી ટ્રેમોરલના મેહેલ તરફ જવાના રસ્તાની બન્ને બાજુએ મ્હોટી મ્હોટી દીવાલો હતી. બન્ને બાજુએ મ્હોટા મ્હોટા અમીરના મહેલો આવી રહ્યા હતા. બરટોડે પ્રથમ મડદું જોયું ત્યાર પછી ઘણો વખત વીતિ ગયો

હતો અને જ્યારે મેયોર, માજીસ્ત્રેટ તથા બે બરટોડ ટ્રેમોરલના મહેલ નજીક આવી પહોચ્યા ત્યારે આઠ વાગ્યા હતા. મેયોરે દરવાજા આગળ જઇને ઘંટ વગાડયો, પણ જો કે ઘંટ મ્હોટો હતો તથા દરવાજાથી મહેલમાં પેસવાનું દ્વાર થોડેજ છેટે હતું, તોપણ કોઇએ દરવાજો ઉઘાડયો નહીં. મેયોરે ફરીથી વધારે જોરથી ઘંટ વગાડયો અને થોડીક વારે ત્રીજી વારતો ઘણાજ જોરથી વગાડયો, પણ કોઈ પણ દરવાજા આગળ આવ્યું નહીં. પાસેના મહેલના દરવાજા આગળ એક ઘોડાવાળો લગામ સાફ કરતો બેઠો હતો તે હવે બોલ્યો, "સાહેબ, શું કરવા ઘંટ વગાડો છો? ઘરમાં કોઈ નથી."

મેયોર આશ્ચર્ય પામી બોલ્યો, "કેમ, કોઈ નથી?"

ઘોડાવાળાએ જવાબ આપ્યો, "એટલે, શેઠ તથા શેઠાણી શીવાય કોઈ પણ માણસ ઘરમાં નથી. નોકરો બધા કાલે રાત્રે ૮-૪૦ ની ગાડીમાં પારીસ ગયા છે. એમના બાગરચીના લગનમાં જમવા સારૂ તેઓ બધાં ગયાં છે. અત્યારની પહેલી ગાડીએ તેઓ પાછાં આવનાર છે. મને પણ નોતરૂં હતું."

કરટોઇસ બોલી ઉઠયો, "અરે પરમેશ્વર ! ત્યારે કાઉન્ટ અને કાઉન્ટેસ બન્ને જણાં ઘરમાં રાત્રે એકલાંજ હતાં કે ?"

"હાજી, બીલકુલ એકલાંજ."

"શો ગજબ!"

આ વાતથી મો. પ્લેંટેંટ ઘણો અધીરો થઈ ગયો. તેણે કહ્યું, "ચાલો, આપણે દરવાજા આગળ આખો દીવસ ઉભા રહેવું ન જોઇએ. હજી પોલીસના સીપાઇઓ આવ્યા નથી માટે કોઈ લુહારને બોલાવો."

ફીલીપ આ કામ બજાવવા જતો હતો એટલામાં દૂરથી ઘાંટો પાડી હસવાનો તથા ગાવાનો અવાજ સંભળાયો. થોડી મીનીટમાં પાંચ માણસો—ત્રણ પુરૂષ તથા બે સ્ત્રી—દેખાયાં. ઘોડાવાળો બોલ્યો, "લ્યો, આ કાઉન્ટનાં માણસો આવ્યાં. એમની પાસે કુંચી હશે."

દરવાજા પાસે લોકો એકઠા મળેલા જોઈ કાઉન્ટના નોકરો છાનાં રહ્યાં અને જલદીથી ત્યાં આવી પહોંચ્યાં. એકજણ દોડતો સૌથી પહેલો આવી પહોંચ્યો, તે કાઉન્ટનો ખાનગી નોકર હતો. મેયોર તથા મો. પ્લેંટટને સલામ કરી પૂછ્યું, "આપ કાઉન્ટને મળવા આવ્યા હશો?"

મેયોર બોલ્યો, "અમે ઘણા જોરથી વારંવાર ઘંટ વગાડયો છે."

નોકરે જવાબ દીધો, "એ ઘણું અજાયબ જેવું છે. કાઉન્ટે અમને બધાને પારીસ જવાની રજા આપી હતી તેથી તેમને ખબર હોવીજ જોઇએ કે ઘંટ સાંભળી તેનો જવાબ દેવાને કોઈ નોકર નથી. અને કાઉન્ટ ઘણું ખરૂં જાગતાજ રહેછે અને તેથી તેમણે કેમ નહીં સાંભળ્યું હોય? કદાચ તેઓ બહાર ગયાં હશે."

ફીલીપે કહ્યું, "ના. તેઓ બન્નેનું ખૂન થયું છે!"

આ સાંભળી નોકરો ભય પામ્યા. ખાનગી નોકર બોલ્યો "ખૂન! ત્યારે પૈસા સારૂંજ તેમનું ખૂન થવું જોઇએ. કદાચ કોઇએ જાણ્યું હશે કે–"

મેયોર અત્યાર સુધી મ્હોટા બરટોડ તરફ ધારીને જોતો હતો તેણે પૂછ્યું. "શું?"

નોકરે જવાબ દીધો, "કાઉન્ટ કાલે સાંજરે એક મ્હોટી રકમ લાવ્યા હતા."

એક સ્ત્રી નોકર બોલી, "મ્હોટી તે કવી! મેં નોટનો ઢગલો જોયો હતો. કાઉન્ટેસ કહેતાં હતાં કે આવડી મ્હોટી રકમ ઘરમાં છે તેથી મને આખી રાત ઊંઘ આવવાની નથી."

કેટલાક વખત સુધી બધાં અસાવધ થઈ એક એકની સામું જોવા લાગ્યાં. કરટોઇસે પછી પૂછ્યું, "તમે કાલે રાત્રે ક્યારે ગયાં હતાં?"

"આઠ વાગતે, જમવાનું જલદી થવાનું હતું."

"તમે બધાં સાથે ગયાં હતાં?"

"હાજી."

"તમે કદી છુટાં પડ્યાં નથી?"

"નાજી, એક મીનીટ પણ નહીં."

"અને તમે બધાં પાછાં સાથેજ આવ્યાં?"

નોકરોએ એક બીજાના સામું જોયું, એક સ્ત્રી નોકરે જવાબ દીધો, "બધાં? ના, બધાં નહીં. અમે પારીસ પહોંચ્યા પછી ગેસપીન અમારાથી છુટો પડયો હતો. તેણે કહ્યું કે હું બેટીગનોલ આવી મળીશ. અહીં નાચ થવાનો હતો."

મેયોર ચમક્યો અને પ્લેટેંટનો તેનું ધ્યાન ખેંચવા જરા ખભો ઠોક્યો. પછી પૂછ્યું, "અને આ ગેસપીન પાછો આવ્યો હતો કે નહીં?"

"નાજી, મે ઘણીવાર એને માટે પૂછપરછ કરી હતી કે આવ્યો કે નહી.

એ ન આવ્યો તે મને જરા શક જેવું લાગ્યું." તે બાયડી પોતે હોંશીઆર છે એમ દેખાડતી હતી અને પોતાને શું લાગ્યું તેનું ભાષણ કદાચ કરત, પણ કરટોઇસ સાહેબે વળી સવાલ કર્યો.

"આ ગેસપીન બહુ લાંબા વખતથી નોકર છે કે ?"

"ગઈ વસંત ઋતુમાં તે રહ્યો છે."

"તે શું નોકરી કરતો હતો?"

"કાઉન્ટેસના બગીચામાં રાખવાનાં ફુલ ફળાદી વેચાતાં લાવી રોપવા વિગેરેનું કામ કરતો હતો. તેને પારીસથી બોલાવ્યો હતો."

"અને આ પૈસાની વાત તે જાણતો હતો ?"

નોકરોએ વળી એક બીજા સામું જોયું. પછી એકે જવાબ દીધો,— "હા. અમે માંહોમાંહી એ બાબત બહુ વાતચીત કરી હતી. તેણે એમ પણ કહ્યું હતું કે આપણે બધાં ન્હાલ થઇએ એટલો પૈસો કાઉન્ટ પાસે આવ્યો છે."

"ગેસપીન કેવી જાતનો માણસ છે ?"

આ સવાલથી દરેક જણ બોલતાં બંધ થયાં. બધાંએ જાણ્યું કે જરા પણ એના વિરૂદ્ધ બોલીશું તો તેના ઉપર મ્હોટું ત્હોમત આવશે. પણ જોડેના મહેલનો ઘોડાવાળો આ બાબતમાં ભાગ લેવાનો કયારનો લાગ શોધતો હતો તે બોલી ઉઠ્યો.

"ગેસપીન સારો માણસ છે. અહા ! કેવી કેવી તે વાતો કરે છે ! દરેક વાતની તેને ખબર. મને લાગેછે કે તે પહેલાં બહુ પૈસાવાળો હશે. અરે કદાચ જો તેણે ધાર્યું હોત તો–પણ તેને નોકરી ગમતી નથી; નોકરી છોડવાને બહાનુંજ તે ખોળતો હતો. બીલીઅર્ડ રમવામાં ઉસ્તાદ છે."

પપા પ્લેંટેટ આ વાત સાંભળતો હતો પણ અંદર ખાનેથી મહેલની ભીંત તથા દરવાજો ધ્યાનથી જોતો હતો. તે હવે બોલ્યો, "બસ." મેયોર આશ્ચર્ય પામ્યો, કેમકે પ્લેંટેટ સત્તાના જોરમાં એ શબ્દ બોલ્યો હતો. "આમ સવાલ પૂછવા કરતાં પહેલાં ગુન્હાની વિગત તપાસીએ. ગુન્હો કેવા પ્રકારનો છે તે આપણે જાણવું જોઈએ. ગુન્હો થયો છે કે નહીં તેજ આપણે કયાં જાણીએ છીએ? કોની પાસે કુંચી છે? જેની પાસે હોય તે દરવાજો ઉઘાડો."

ખાનગી નોકરે દરવાજો ઉઘાડયો અને સર્વે જણ અંદર ગયાં. એટલામાં પોલીસ પણ આવી પહોંચી. મેયોરે જમાદારને પોતાની જોડે ચાલ-

વાનો હુકમ આપ્યો તથા બે માણસોને દરવાજા આગળ ઉભા રાખ્યા અને હુકમ કર્યો કે પોતાની રજા વગર કોઈને બહાર જવા દેવો નહીં. ખાનગી નોકરે પછી મેહેલનું દ્વાર ઉઘાડયું.

## પ્રકરણ ૨ જું.

### શોધ.

કોઈ ગુન્હો નહિ તો પણ કોઈ અસાધારણ બનાવ તો બન્યોજ હતો, અને તે વાતની શાંત સ્વભાવના મો. પ્લૅટેટને પણ ખંડમાં પેસતાં ખાત્રી થઇ હશે. બાગમાં ઉઘડતું કાચનું બારણું ઊઘાડું હતું અને તેના ત્રણ કાચ તુટેલા હતા. શેતરંજી ફાટી ગઇ હતી, અને આરસના સફેત પથ્થર ઉપર લોહીના છાંટા પડેલા હતા. દાદરને છેડે બીજા લોહીના ડાઘ કરતાં એક મ્હોટો ડાઘ પડેલો હતો અને છેલ્લું પગથીયું તો તમામ લોહીથી ખરડાયલું હતું. મેયોરે આવો ગુન્હો કદી તપાસેલો નહિ, તેમાં આવા ભયંકર દેખાવો જોઇને તો તેના હોંશ ઉડી ગયા. પણ પોતે મેયોર છે અને આમ નિરાશ્રિત સ્થિતિ બતાવવાથી પોતાનો દરજ્જો હલકો પડશે એ વિચારથી તેનામાં કૌવત આવ્યું. જેમ જેમ તેને કામ વસમું લાગતું ગયું તેમ તેમ પોતાની અક્કલ દેખાડવાનો પ્રસંગ વધારે મળશે એમ ધારી તે જાગ્રૃત થયો. તેણે બરટોડને કહ્યું, " જ્યાં તમે લોકોએ મડદું જોયું ત્યાં ચાલો. "

પણ પપા પ્લૅટેટે વાંધો લીધો. તેણે કહ્યું, " હું ધારૂં છું કે ત્યાં જવા કરતાં પહેલાં ઘરમાં ફરીને જોવું એ વધારે ડહાપણ ભરેલું તથા વાસ્તવિક છે. "

પોતે ભૂલ કરી હશે અને તે કોઈ જાણે નહીં તેમ સુધારી મેયોર બોલ્યો, " હા, હા, બરોબર, મારો પણ એજ અભિપ્રાય છે. પોલીસ ! જુઓ કોઈ દરવાજાની બહાર જાય નહીં, તેમ કોઇને અંદર આવવા દેશો નહીં, અને બાગમાં તો કોઇને જવા દેવોજ નહીં. "

પછી બધા માળ ઉપર ગયા. દાદર ઉપર બધે લોહીના છાંટા પડેલા હતા. કઠેરા ઉપર પણ લોહી હતું. અને કરટોઇસ સાહેબ કઠેરા ઉપર હાથ

દઈ ચહડતા હતા તેમને પણ ડાઘ લાગ્યા. જેવા તેઓ પહેલે માળે પહોચ્યા કે મેયોર સાહેબે ખાનગી નોકરને પૂછયું. " જો, ખરૂં કહેજે. કાઉન્ટ અને કાઉન્ટેસ એકજ ઓરડામાં સુતાં હતાં ?

" હાજી. "

" તે ઓરડો ક્યાં છે ? "

" આ પાસેનો કાઉન્ટેસની વાતો કરવાનો ખંડ મૂકીને બીજો. "

આ કહેવાની સાથે તે ખાનગી નોકરે તે ખંડ તરફ આંગળી કરી, પણ ત્યાં બારણા ઉપર લોહીના ડાઘ જોઈને તે ભયથી ધ્રુજવા લાગ્યો. મેયોર સાહેબના કપાળે પરસેવાનાં ટીપાં બાઝયાં, અને મનમાં ભય એટલો હતો કે ચાલવું કઠણ થઈ પડયું ! હાય, સત્તાનો ઉપયોગ કરવામાં કેટલી જોખમદારી છે! પણ કરટોઇસ સાહેબનો ભય કાંઇ આ વખતે શરમ ભરેલો નહોતો, કેમકે પોલાસનો જમાદાર કે જેણે પહેલાં લઢાઇમાં બહાદુરી બતાવી હતી તે પણ ડર્યો હતો. ફક્ત પપા પ્લેંટેટ શાંત રહ્યો હતો, અને બીજા સામું ગંભીરાઈથી જોતો હતો. તે વાત કરવાના ખંડમાં ગયો અને બોલ્યો "આપણે આગળ વધવું જોઇએ." તેના સોબતીઓ આ સાંભળી તેની પાછળ ચાલ્યા.

અહીં કાંઈ અસાધારણ માલમ પડતું નહોતું. આસપાસ સાટીનની ઝાલરો, એક કોચ, એકજ કારીગરીની ચાર ખુરશીઓ તથા બીજો તમામ સામાન જેમનો તેમ પડેલો હતો. ફક્ત એક ખુરશી ઉંધી પડી હતી, પણ સુવાના ઓરડામાં તમામ અવ્યવસ્થિત નજરે પડયું. દરેક સામાન, દરેક અલંકારની વસ્તુ, સાફ બતાવી આપતાં હતાં કે ખૂની તથા તેમના ભોગ પડેલાં કાઉન્ટ અને કાઉન્ટેસ વચ્ચે જબરૂં યુદ્ધ થયું હશે. ખંડની વચ્ચે એક ન્હાનું ગોળ ટેબલ ઉંધું વળ્યું હતું, અને તેની આસપાસ ખાંડ તથા કાચનાં વાસણના કડકા વિખરાયલા માલમ પડતા હતા. ખાનગી નોકરે આ જોઈ કહ્યું, " નક્કી મારા શેઠ તથા શેઠાણી ચહા પીતાં હતાં તે વખતે તેમનું ખૂન થયું હશે."

છાજલી ઉપર ગોઠવેલી તમામ અલંકારની વસ્તુઓ જમીન ઉપર પડી હતી. ઘડીઆળ નીચે પડયું હતું અને તેમાં ત્રણ ઉપર વીસ મીનીટ થઈ હતી. ઘડીઆળ પાસે બે દીવા પડ્યા હતા, તેની કાચની ચીમની ફુટેલી હતી તથા તેલ બહાર ઢોળાઈ ગયું હતું. પલંગ ઉપરની મચ્છરદાની ફાટી કડકા

થયેલા હતા, અને અડધી પલંગ ઉપર તથા અડધી જમીન ઉપર પડી હતી. કદાચ કોઇએ જોરથી એ પકડી રાખી હશે. બધો સામાન ઉંધો વળેલો હતો. ખુરશીની ગાદીઓ ચીરાયલી હતી અને રૂ બહાર આવ્યું હતું. ટેબલ પરાણે ઉઘાડેલું હતું. તેમાંથી લખવાનું પાટીયું એક મીજાગરાથી છુટું પડી બીજા મીજાગરાના આધારે લટકતું હતું. ખાનાં બધાં બહાર કહાડેલાં તથા ખાલી હતાં. દરેક બાજુએ લોહીના ડાઘ માલમ પડતા હતા—શેતરંજી—સામાન—બારીના પડદા—અને બીછાના ઉપર લોહીનો વરસાદ વરસેલો હતો. મેયોર સાહેબની છાતી ભરાઈ આવી. "બીચારાં બિચારાં! તેમનું અહીં ખૂન થયું હશે!"

પણ જ્યારે ખાનગી નોકર, પોલીસ જમાદાર તથા મેયોર આ દેખાવ જોઈ સ્તબ્ધ ઉભા રહ્યા હતા ત્યારે શાંત પ્લેંટેટ ખંડની દરેક વસ્તુ બારીકીથી તપાસતો હતો. દરેક ખુણામાં જઈ જોતો હતો અને જેમ યાદ આવતું તેમ નોટબુકમાં નોંધ કરતો હતો. આખરે તે બોલ્યો, "ચાલો, આપણે બીજા ખંડમાં જઇએ."

ડગલે ડગલે એવીજ અવ્યવસ્થા માલમ પડતી હતી. કોઈ ઘણાજ જુસ્સાવાળા ગાંડા માણસોએ રાત ગાળી હોવી જોઈએ. આખું પુસ્તકાલય ઉંધું ચત્તું વળી ગયું હતું. ખૂનીઓએ તાળાં ખોટી કુંચીઓથી ઉઘાડયાં નહતાં, પણ કુહાડી વતીજ કામ લીધું હતું. કોઈ સાંભળશે એવી તેમને બ્હીક નહોતી. કેમકે એક મ્હોટું ઓકના લાકડાનું ટેબલ ભાંગીને તોડી નાખ્યું હતું તેનો અવાજ આખા મહેલમાં ગાજી રહ્યો હશે. બેસવા ઉઠવાના તથા જમી રહ્યા પછી બીડી પીવાના ઓરડાનું પણ તેમણે માન રાખ્યું ન્હોતું. કોચ, ખૂરશીઓ તથા ઝુલ તરવાર તથા છરી વતી ફાડી તોડી નાંખ્યાં હતાં. બે બીજા સૂવાના ઓરડામાં પણ સંપૂર્ણ અવ્યવસ્થા હતી. બીજે માળે પહેલાજ ઓરડામાં એક કુહાડી જડી આવી તે ખાનગી નોકરે ઓળખી, કેમકે તે ઘણું ખરૂં લાકડાં કાપવાના કામમાં આવતી હતી. તે એક કબાટ પાસે હતી. તે કબાટ ઉપર ઘા કર્યા હતા પણ ઉઘાડયું ન્હોતું.

મેયોરે મો. પ્લેંટેટને કહ્યું, "તમે સમજ્યા? ખૂનીઓ ઘણા હતા તે સાફ માલમ પડેછે. ખૂન કર્યા પછી આખા મહેલમાં તેઓ વીખરાઈ ગયા કેમકે તેઓ જાણતા હતા કે પૈસો કોઈ ઠેકાણે સંતાડેલો હોવો જોઇએ.

એમાંનો એક જણ આ કબાટ ફાડતો હતો એવામાં બીજાઓને પૈસા હેઠળ હાથ લાગ્યા, એટલે આણે આ કબાટ પડતું મૂક્યું, ને એકદમ હેઠળ ગયો, અને હવે વધારે શોધ કરવી કામની નથી એવું જાણી આ કુહાડી અહીંજ પડી રહેવા દીધી."

જમાદારે કહ્યું, "બરોબર, મને એ બધું સાફ માલમ પડે છે; જાણે મ્હેં મ્હારી નજરે બધું જોયું હોયની!"

છેક નીચે જોયું તો ત્યાં કાંઈ ભાગ્યું તૂટ્યું માલમ પડ્યું નહીં; પણ જમવાના ખંડમાં જમતાં બાકી રહેલું ખાણું માલમ પડ્યું. ઘણું કરીને ખૂન કર્યા પછી પૈસા લેઇને જમવાની તેમની મરજી થઈ હશે. રાખી મૂકેલું ટાઢું ગોસ તેઓ ખાઈ ગયા હતા, અને ટેબલ ઉપર ખાલી સીસા તથા પાંચ ગ્લાસ પડેલા હતા તેથી સ્પષ્ટ માલમ પડતું હતું કે તેઓએ ગમત કરી હોવી જોઇએ.

મેયોર કેટલીક મહેનતે હોંશીઆર થયો હતો તે હવે બોલ્યો, "તેઓ પાંચ જણા હતા. મડદાં જોવા જતાં પહેલાં હું કોરબીલથી સરકારી વકીલને કહેવડાવીશ એટલે એક કલાકમાં આપણું આ દુઃખદાયક કામ પૂરૂં કરવા માજીસ્ટ્રેટ પણ આવી પહોંચશે."

એક સીપાઇને કાઉન્ટની ડોગકાર્ટ જોડી સરકારી વકીલને ત્યાં જવાનો હુકમ કર્યો અને પછી મો. કરટોઈસ તથા પ્લૅંટટ, જમાદાર, ખાનગી નોકર તથા બન્ને બરટોડ નદી તરફ ગયા.

વેલફ્યુલુ મહેલથી સીન નદી સો વાર દૂર છે. વચમાં ઘાસ ઉગ્યું હતું અને વચ્ચે ઝાડો રોપેલાં હતાં તથા તેમાં થઇને નદીએ જવાના બે રસ્તા પાડ્યા હતા. પણ ખૂનીઓ આ બેમાંથી એક પણ રસ્તે થઇને ગયા નહતા. ટૂંકે રસ્તે થઈને જવાને ઈરાદે ઘાસ ઉપર થઇનેજ તેઓ પસાર થયા હતા. ત્યાં ઘાસ ઉપર કોઈ ભારે બોજ ઘસડીને લેઈ ગયા હશે તેથી ઘાસ તે જગોએ દબાયલું હતું. વચમાં થોડેક દૂર કાંઇ લાલ વસ્તુ નજર પડવાથી મો. પ્લૅંટટ આગળ વધ્યો તો તેને એક સપાટ જડી. ખાનગી નોકરે તે કાઉન્ટની ઓળખી. આખરે તેઓ કીનારે જઈ પહોચ્યા, અને જે ઝાડની ડાળીઓમાંથી ફીલીપ ડાળી તોડવાને ઈરાદે આવ્યો હતો તેની નજીક જેવું ને તેવું કાઉન્ટેસનું મડદું પડ્યું હતું. ચીકણી જમીન ઉપર બૂટની

એડી જોરથી પડી હતી, તથા ત્યાં ભારે ઝપાઝપી થઇ હોય એવી નીશાનીઓ પડી હતી. આ નીશાનીઓની અગત્યતા મો. કરટોઇસને લાગી તેથી બીજાઓને દૂર ઊભા રહેવાનું ફરમાવી પોતે તથા પ્લેંટેટ મડદાં નજીક ગયા. જો કે મ્હોં ઓળખી શકાતું નહતું તોપણ જે વાદળી ઝૂલવાળો ઝભો કાઉન્ટેસ પહેરતી હતી તે ઝભો મેયોરે ઓળખ્યો. હવે તે અહીં શી રીતે આવી હશે ? મેયોરે ધાર્યું કે ખૂનીઓના હાથમાંથી છટકીને તે અહીં નાશી આવી હશે; તેઓ તેની પાછળ દોડ્યા હશે; અને અહીં તેને પકડી પાડી હશે; તે બીચારી પછી પડી હશે અને તેમાંથી તે ફરીથી ઉઠવા પામી નહીં. આથી ઝપાઝપીની નીશાનીઓ સાફ સમજાતી હતી; અને જે ભારે બોજ તેઓ ઘસડી લાવેલા હતા તે કાઉન્ટનું મડદું હોવું જોઇએ. મો. કરટોઇસ આવેશમાં આવી જઇ બોલતો હતો અને પોતાના વિચારો મો. પ્લેંટેટને દર્શાવતો હતો. પણ પ્લેંટેટતો વિચારમાં એવો લિન થઈ ગયો હતો કે તે મેયોરનું બોલવું ભાગ્યેજ સાંભળતો હતો. તે ફક્ત ટુંકા ટુંકા જવાબ દેતો. ફક્ત “ હા—ના—હશે ” એટલુંજ બોલતો. તો પણ મેયોર પોતાના કામમાં મથન કરતો હતો. તે આમ તેમ ફરતો, પગલાં માપતો તથા જમીન ઘણીજ બારીક નજરે તપાસતો. આ જગાએ વહેળીઆમાં પાણી એક ફુટ ઊંડું હતું. તેનો વેગ માટીવાળી જમીન આગળ અટકયો હતો તથા ત્યાં પાણીમાં ઉગતાં ફૂલો ઉગ્યાં હતાં. પાણી ઘણું સ્વચ્છ હતું તથા સ્થિર હતું તેથી અંદર ચીકણી લીસી જમીન સાફ દેખાતી હતી.

મો. કરટોઇસે આટલી તપાસ કરી એવામાં તેને કાંઈ વિચાર સૂઝયો તેથી તેણે મ્હોટા બરંટોડને બોલાવ્યો અને પૂછ્યું, “ તું કહે છે ત્હારી હોડીમાંથી આ મડદું જોયું હતું ખરૂં કેની ? ”

“ હાજી. ”

“ ત્યારે ત્હારી હોડી કયાં છે ? ”

“ પણે ખેતર આગળ લંગારેલી છે. ”

“ચાલ, ત્યાં આગળ.”

આ હુકમ બુઢ્ઢા જીનને પસંદ પડયો નહીં. તે ધ્રુજવા લાગ્યો તથા ફીક્કો પડી ગયો તે તેની ચામડી સૂરજના તડકા તથા ઠંડી હવાથી બેહેર મારી ગયલી જેવી હતી તોપણ સ્પષ્ટ દેખાતું હતું. તેણે પોતાના છોકરા

તરફ ધમકીની નજરે જોયું અને પછી કહ્યું, "વારૂં, ચાલો."

એ બરટોડ તો થોડાજ વખત ઉપર ખાડી કૂદીને આવ્યા હતા, પણ મેયોર તથા પ્લેરેટ ખાડી કૂદી શકે તેમ ન હતું. તેઓ ખાડીને છેડે થઇને સામી બાજુએ જવાતું કરતા હતા એવામાં ખાનગી નોકરે એક પાટીઉં લાવી ખાડી ઉપર પૂલની પેઠે મૂકી તે ઉપર થઇને જવાતું સૂચવ્યું. તે પાટીઉં મૂકવા જતો હતો તેવામાં મેયોરે ત્યાં આગળ પગલાં જોયાં તેથી તે ચમકયો અને બોલ્યો, "આ શું? કોઈ થોડાજ વખત ઉપર આમ થઇને આવ્યું છે; કેમકે પગલાં તાજાં લાગે છે."

પછી પગલાં થોડી વાર તપાસી પાટીઉં થોડે દૂર મૂકવાને મેયોરે ફરમાવ્યું. આખરે હોડી પાસે તેઓ જઈ પહોંચ્યા એટલે મેયોરે પૂછ્યું, "આ તમારી હોડી કે? આમાંજ તમે જાળ લેઇને માંછલાં પકડવા આવ્યા હતા કે?"

બુઢ્ઢા બરટોડે જવાબ દીધો કે, "હાજી સાહેબ."

મેયોરે પૂછ્યું, "વારૂં ત્યારે તમે શેનાથી માંછલાં પકડયાં છે? આ જાળ તથા હુક તો કોરાં છે અને ગયા ચોવીશ કલાકમાં તેનો ઉપયોગ થયો હોય એમ લાગતું નથી."

પછી તે બુઢ્ઢાની અસ્થિર નજર જોઈ બોલ્યો, "હજી તું તારી એકની એક વાત કહેવાની હઠ છોડતો નથી?"

"જી મ્હેં કહ્યું તે ખરૂં છે."

"અને તું ફીલીપ?"

તે જુવાને કહ્યું, "સાહેબ અમે આપને સાચુંજ કહ્યું છે."

મો. કરટોઇસે કચડાગીમાં કહ્યું, હાં? ત્યારે તમારે સાબીત કરવું પડશે કે જે હોડી તમે છોડીજ નથી તેમાંથી તમે મડદું કેવી રીતે જોઈ શકયા? કેમકે અમે સાબીત કરી શકીશું કે જે સ્થિતિમાં હાલ મડદું પડયું છે એવી સ્થિતિમાં નદીની અધવચમાંથી પણ તે દેખાય નહીં. વળી તમારી આ હોડી લંગારી છે ત્યાંથી તે મડદું પડયું છે તે તરફ પગલાં પડેલાં છે, તથા ખાડી વારંવાર ઓળંગેલી દેખાય છે તેનો અર્થ પણ સમજાવવો પડશે."

તે બન્ને બરટોડે નીચું માથું ઘાલ્યું, મેયોરે હુકમ કર્યો, "જમાદાર, કાયદાની રૂએ આ બે જણને પકડો. તથા તેમને માંહો માંહી જરા પણ વાત કરવા દેશો નહીં."

ફીલીપ ગભરાઇ ગયો; પણ ગુઇા જીને ખભા ઊંચા કર્યા અને ફીલીપ-ને કહ્યું, "લે તારા મન ગમતું થયું; હવે થયો રાજી ?"

જમાદારે તે બન્ને ચોરોને લઇ જઈ પોતાના સીપાઇઓને સોંપી દીધા, તથા મેયોર અને પ્લેટેટ બાગમાં આવ્યા.

મેયોર બોલ્યો, "આટલું કરતાં પણ કાઉંટનો પત્તો મળતો નથી."

હવે કાઉન્ટેસનું મડદું ત્યાંથી ખસેડવાની જરૂર હતી. મેયોરે બે બીજાં પાટીઆં મંગાવ્યાં તથા ઘણીજ સંભાળથી તે જમીન ઉપર મૂકી પેલાં પગલાં સરકારી વકીલનો માણસ આવી જૂએ તેથી તેમના તેમ રાખી મડદું દૂર કર્યું. મડદું કાદવ તથા લોહીથી ખરડાયલું હોવાથી અતીવ સુંદર સુખમયી કાઉન્ટેસ ઓળખી શકાતી નહોતી. તેનાં મ્હોં ઉપર છરીથી તથા લાકડી અથવા હથોડા વતી કરેલા વીસ કરતાં વધારે જખમ પડ્યા હતા. અધુરામાં પૂરૂં તેના વાળ ઝાલી તથા પછી પગ ઝાલીને ઘસડી હતી. તેના ડાબા હાથમાં એક સાધારણ કપડાનો કકડો ઝાલેલો હતો તે તેના ખૂન કરનારના કપડામાં-થી ફાટેલો લાગતો હતો.

આ ત્રાસજનક દેખાવ જોઈ મેયોરના પગમાંથી જોર જતું રહ્યું અને તેથી મો. પ્લેંટેટના હાથ ઉપર ટેકો દેઈ ઉભા રહેવાની તેને જરૂર પડી. ખાનગી નોકરે મડદું ઉચકવા બીજા નોકરોને બોલાવ્યા હતા તેઓ પણ રોવા લાગ્યા. તેઓ બોલતા હતા—" લુચ્ચાઓ, કેવી માયાળુ શેઠાણી ! કેવી ભલી સ્ત્રી ! " આ ઉપરથી સાફ દેખાતું હતું કે કાઉન્ટ તથા કાઉન્ટેસ નોકરોને ઘણાં પ્રિય હતાં.

કાઉન્ટેસનું શરીર ઘરમાં હેઠળ બીલીઆર્ડના ટેબલ ઉપર મુકયું કે સરકારી વકીલે મોકલેલો તપાસ ચલાવનાર માજીસ્ટ્રેટ તથા કોરબીલનો દાક-તર આવી પહોંચ્યા. મેયોર આથી પોતાનો બોજ ઓછો થયો જાણી ખૂ-શીથી બોલી ઉઠયો, "ચાલો, આખરે આવી પહોંચ્યા ખરા;" પછી જરા ધીમેથી બોલ્યો, "સુખની સાથે દુ:ખ છેજ."

પોતાની જીંદગીમાં પહેલીજ વાર પોતાના લોભથી મેયોર કાયર થયો, તથા ઓરસીવલમાં પોતે મ્હોટો માણસ જાણી દીલગીર થયો.

— ❧ —

## પ્રકરણ ૩ જું.

### માજીસ્ટ્રેટ.

કોરબીલની કોર્ટનો માજીસ્ટ્રેટ મો. એંટોઈન ડોમીની પ્રખ્યાત માણસ હતો, અને આગળ ઉપર તેને ઉંચી પદ્દીએ ચહડાવ્યો હતો. આ વખતે તેની ઉમ્મર ૪૦ વર્ષની હતી. તે સારા દેખાવનો હતો, પણ હમેશાં ગંભીર ચ્હેરો રાખવાથી તેના ચ્હેરાની ખૂબી જરા ઓછી થઈ હતી. પોતાની પદ્દી ધર્માધ્યક્ષના જેવી છે એમ જાણી તે ન્યાયના મંદીરમાં હમેશાં પોતાની જીંદગી કષ્ટમાં ગાળતો. તે કાયદાની દોરી જરા પણ નરમ મૂકતો નહીં; તેમ નિર્દોષ ગમતમાં પણ ભાગ લેતો નહીં. તે એકલોજ રહેતો હતો. કોઈ મિત્રને પોતાને ઘેર તેડતો નહીં; તેમ પોતે કોઇને ઘેર જતો નહીં. તે ડરતો કે વખતે મિત્રાચારીને લીધે રખેને કાયદાથી કાંઇ જરા પણ વિરૂદ્ધ કરવું પડે; અને તેથી જોકે તેને પોતાના ઘરમાં સ્ત્રીની જરૂર હતી તો પણ તે પરણ્યો નહતો; દરેક જગાએ અને દરેક વખતે તે માજીસ્ટ્રેટજ હતો. જાણેકે દુનીયામાં ન્યાયનું પ્રકરણજ ફક્ત મહત્વનું છે. કુદરતી રીતે તે આનંદી સ્વભાવનો હતો. પણ પોતે હસે તે પેહેલાં પોતાનું દ્વાર બંધ કરતો કે કોઈ જૂએ નહીં. તે રમુજી પણ હતો. પણ વખતે તેનાથી કાંઈ રમુજી શબ્દ કહેવાઈ ગયો તો પછી તેને માટે તેને પસ્તાવો થયા વગર રહેતો નહીં. પોતાના કામમાં ખાઈ પીને મંડયો રહેતો. અને જ્યાં સુધી તેની શકિત ચાલે ત્યાં સુધી પોતાની ફરજ વાજબી રીતે અદા કરવા ચૂકતો નહીં. તે કદી ડગે એવો નહોતો. કાયદાની કલમ ઉપર કોઈ જો તકરાર ચલાવતો તો તે એક ગુન્હા તરીકે માનતો, તથા કાયદામાં જે લખ્યું હતું તે ઇશ્વિરી વચન પ્રમાણે માનતો. કલમમાં કહ્યાથી જરા પણ ઉલટું કરવા સામે તે આંખો તથા કાંન ઢાંકી દેતો, અને શબ્દે શબ્દ અમલમાં લાવતો. જ્યારે તેની પાસે કાંઈ કામ આવતું ત્યારે તેનો પાર આણ્યા વગર તે ઉંઘતો નહીં, અને પોતાથી બને તેટલું સત્ય તારવી કહાડવા મથન કરતો. આટલું છતાં માજીસ્ટ્રેટ તરીકે તે સારૂં કામ કરી શકતો નહતો. તેની બુદ્ધિ ન્યાયના બીજાં કામો કરવા તરફ સારી હતી. પણ તહોમતદારને યુકિતથી સવાલ કરવાનું કામ તેને ગમતું નહોતું. લુચ્ચાને ઠગવો એ હલકું ગણતો. તેમાં વળી તે ઘણોજ હઠીલો હતો, અને તેની હઠીલાઈ એવીતો બેવકુરી ભરેલી હતી કે

પ્રસંગ ઉપર ખરા બપોરે સૂર્ય નથી ઉગ્યો એમ પણ કહે !

પપા પ્લેટેટ તથા મેયોર મો. ડોમીનીને લેવાને સામા ગયા. મો. ડોમીનીએ જાણે કદી ઓળખાણ ન હોય તેમ સલામ કરી અને પોતાના સોબતી ડાકટર ગેન્ડ્રનને ઓળખાવ્યો. પપા પ્લેટેટે ડાકટર સાથે શેકહેન્ડ કરી, અને મેયોર સાહેબે હશી ડોકું હલાવ્યું, કેમકે ડાકટર હોંશીયાર ગણાતો હતો અને ઓરસીવલમાં તે ઘણીવાર આવતો હતો, અને તેથી તેને લોકો સારી પેઠે ઓળખતા હતા. પણ જો કે ડાકતરને પોતાનો ધંધો પસંદ હતો તથા જ્યારે કોઈ દર્દીને તપાસતો ત્યારે વધુ મહેનતથી ઓસડ કરતો તોપણ તેને તેના ધંધાથી જેટલા ઓળખતા હતા તેના કરતાં તેની રીતભાતથી વધારે ઓળખતા હતા. તેની વર્તણુક ઘણી અજાએબ જાતની હતી. તે ફક્ત દર્દીને સવારના પાંચથી તે નવ વાગતા સુધી તપાસતો અને જે દર્દીને આ સવારનો વખત ઠીક નહતો પડતો તેને બીજા પાસે જવું પડતું હતું. નવ વાગ્યા પછી તે કોઇને મળતો નહીં. ત્યાર પછી તે પોતાના દવા બનાવવાના ઓરડામાં કે દવા ભરી રાખવાના ઓરડામાં કામ કરતો. તેને માટે એમ કહેવામાં આવતું હતું કે તે રસાયણ શાસ્ત્રના પ્રયોગ કરે છે અને તેમાંથી પોતાની ૨૦ હજાર ફ્રેંકની વાર્ષિક આવકમાં વધારો કરેછે. આ વાત તે કબલ કરતો અને કહેતો કે હું ઝેરના પ્રયોગ કરૂંછું, અને અત્યાર સુધી કીયા કીયા પદાર્થોનું ઝેર બનેછે તે જે જાણવામાં નથી આવ્યું તે શોધી કહાડવાનો પ્રયત્ન કરૂંછું. વખતે જો તેના મિત્રો તેને મશ્કરીમાં બપોરે દર્દીઓને નહી મળવા માટે ઠપકો આપતા તો તે ગુસ્સે થઈ જતો અને કહેતો " હેં ? તમે શેની ફરીયાદ કરોછો ? હું દીવસમાં ચાર કલાક સુધી ડાકટરનો ધંધો કરૂંછું. તેમાં ભાગ્યેજ પા ભાગનાં માણસો મને પૈસા આપેછે તેથી ઉલટો માણસો કે જેમને હું સાધારણ રીતે ધિક્કારૂંછું તેમને દરરોજ ત્રણ કલાક મફત દવા આપુછું ? જોઇએ, તમે એટલુંતો કરો ?".

હવે મેયોર બધાને મેળાપ ખંડમાં લેઈ ગયો અને ત્યાં પોતાનો રીપોર્ટ લખવા બેઠો. આ શાંત ઓરસીવલમાં આવો ગુન્હો બનવાથી તેની કીર્તિને ડાઘ લાગ્યો તે વિષે મોટાં મોટાં લાંબા વાક્યો બોલી પોતાનું મહત્વ બતાવતો હતો. માજીસ્ટ્રેટે કહ્યું " હજી આ ગુન્હાની હકીકતથી હું વાકેફ થયો નથી;" આ ઉપરથી મેયોર સાહેબ ખીલ્યા અને હકીકત કહેવાનું શરૂ કર્યું.

હકીકત કહેતાં પોતાનાં ડહાપણથી કેવી કેવી તજવીજ પોતે કરી હતી તે વિષે વધારે વિવેચન કર્યું. બરરેટાડની વર્ત્તણુકથી પ્રથમતો પોતાનો વ્હેમ જાગૃત થયો, પછી તેમને જૂઠું બોલતા પકડ્યા. અને આખરે તેમને કેદ કરવાનો પોતે નિશ્ચય કર્યો એ બાબત ઉપરતો ઘણુંજ લાંબું વ્યાખ્યાન કર્યું. અને પોતે ઉભા હતા તે પણ માથું જરાક પાછળ વળેલું એમ ભપકામાં ઉભા હતા. અને બોલતા હતા તે ભાર મુકીને બોલતા હતા. આ દુઃખદાયક બનાવો જોવાથી જે દુઃખ તેમને ઉપજ્યું હતું તેનો બદલો પેટ ભરીને બોલવાનું મળ્યું તેથી વળી ગયો. છેલ્લે પોતે બોલ્યા, "અને હમણાંજ મેં બારીક તપાસ કરવા હુકમ આપ્યો છે અને તેથી કાઉન્ટનું મડદું જલદીથી આપણને જડી આવશે. ઘરનાં બધાં માણસ તથા બીજા પાંચ માણસો મેં ચુંટી કહાડ્યા છે તે મળીને બાગમાં શોધ કરેછે. કદી તે લોકોને હાથ મડદું નહીં આવે તો પછી કેટલાક માછીઓ પાસે આખી નદી ઉસડાવીશ."

મો. ડોમીની વચ્ચે વચ્ચે પોતાની ડોકી ધુણાવતો હતો. આખરે જ્યારે વ્યાખ્યાન પૂરૂં થયું ત્યારે જે જે વિગતો તેણે સાંભળી હતી તેના ઉપર વિચાર કરતો હતો અને આગળ કેમ પગલાં ભરવાં એ વિષે પોતાના મનમાંજ ગોઠવણ કરતો હતો. આખરે તે બોલ્યો "તમે ડહાપણનું કામ કર્યું છે. તમારી પેઠે હું પણ ધારૂંછું કે ગુન્હેગાર આપણે હાથ આવ્યા છે. આ બે લુચ્ચાઓ અથવા તો પેલો જે નાશી ગયો છે તે માળીનો આ ગુન્હામાં હાથ છે."

મો. પ્લૅંટેટ ફક્ત સુલેહનો અધિકારી હતો અને તેથી મો. ડોમીની કરતાં ઘણા ઉતરતા દરજ્જાનો હતો, પણ જોકે મો. ડોમીનીના સામે એક પણ શબ્દ તે બોલ્યો નહીં તો પણ પોતાની અધિરાઈ તે દાબી શક્યો નહીં. તે બોલ્યો, "એ બધી વાતતો ખરી પણ હરકત માત્ર એટલીજ છે કે જો ગેસ્પીન ગુન્હેગાર હશે તો પાછો આવશે નહીં."

મો. ડોમીની બોલ્યો, "અરે, એને શોધી કહાડીશું. હું કોરબીલથી આવ્યો તે પહેલાં મેં પારીસ પોલીસ ઓફીસમાં લખ્યું છે કે એક છૂપી પોલીસનો અમલદાર મોકલવો."

મેયોર બોલ્યો, "ગુન્હાની જગા કદાચ તમારે જોવાની મરજી હોય તો આપણે ચાલો જઇએ."

મો. ડોમીનીએ વિચાર કર્યો, પછી બોલ્યો. " ના, તે છૂપી પોલીસનો અમલદાર આવ્યા પહેલાં જોવાની જરૂર નથી. પણ આ કાઉન્ટ અને કાઉન્ટેસ ડી ટ્રેમોરલનો ટુંક ઇતિહાસ મારે જાણવો જોઇએ. "

મેયોર સાહેબ જીત્યા. હવે વળી પોતાને એક ભાષણ કરવાની તક મળી. તે જલદીથી બોલી ઉઠયો, "અરે એમનો ઇતિહાસ હું તમને બીજા કોઈ કરતાં વધારે સારી રીતે કહી શકીશ. જ્યારથી તેઓ અહીં રહેવા આવ્યા ત્યારથી હું તેમનો ખાસ મિત્ર હતો. અરે સાહેબ! તેઓ કેવાં સુશિલ હતાં ! કેવાં માયાળુ, કેવાં આનંદી ! " અને પોતાના પરમ મિત્રના આ સદ્ગુણો સાંભરી આવવાથી કરટોઇસિના ગળામાં ખખરી બાઝી. તેઓ થોડુંક રહીને પાછા બોલ્યા, "કાઉન્ટ ડી ટ્રેમોરલ ૩૪ વર્ષના હોવા જોઇએ. તેઓ ખૂબસુરત તથા રમુજી હતા. વખતે વખતે તેઓ દીલગીર રહેતા અને તે વખતે તેઓ કોઈ પણ મિત્રને મળતા નહીં, પણ સાધારણ રીતે તેઓ ઘણાજ સુશીલ, સભ્ય તથા પરોપકારી હતા. તેઓ ઉત્તમ કૂળના હતા પણ જરા પણ ઉદ્ધત નહતા અને તેથી દરેક જણ તેમને માન આપતું તથા ચહાતું.—"

માજીસ્ટ્રેટે પૂછ્યું, "અને કાઉન્ટેસ ? "

"એક દેવતાઈ સ્ત્રી,સાહેબ,આ દુનિઆમાં તે એક દેવતાઈ સ્વરૂપ હતી. ગરીબ બીચારી સ્ત્રી! થોડીજ વારમાં તમે તેનું મડદું જોશો. તે એવું કદરૂપું થઈ ગયું છે કે તમને ખ્યાલમાંજ નહી આવે કે તે આ તાલુકામાં સ્વરૂપમાં પરી જેવી હતી."

"તેઓ પૈસાદાર હતાં ? "

"હા, તેઓ બે જણ વચ્ચે એક લાખ ફ્રાંકની વરસે દહાડે આવક હતી. વખતે તેથી પણ વધારે હશે. કારણ કે ગયા ચાર પાંચ મહીનામાં કાઉન્ટે પોતાને સોવરસીની પેઠે ઢોર એકઠાં કરવાનો શોખ ન હોવાથી ઘાસ વાળી જમીન વેચી નાંખીને તેના શેર ખરીદ કર્યા છે.

"તેઓ લાંબા વખતથી પરણ્યાં હતાં ?"

કરટોઇસિ માથું ખંજવાળવા મંડયો; યાદ લાવવાની આ તેની ટેવ હતી. તેણે જવાબ દીધો, "હા, ગયા સપટેમ્બરમાં તેઓ પરણ્યાં હતાં. આજ તેને ૧૦ મહીના થયા. બીચારા સોવરસીને મરી ગયાને એકજ વર્ષ થયું હતું."

માજીસ્ટ્રેટ લખતાં લખતાં આશ્ચર્ય પામ્યો હોય તેમ તેણે ઊંચું જોયું અને પૂછયું. "એ સોવરસી તમે કહોછો તે કોણ છે?"

પપા પ્લૅટેટ અત્યાર સુધી ખૂણામાં બેઠો બેઠો હોઠ કરડતો હતો અને જાણે આ તપાસમાં કાંઈ તેને મતલબ ન હોય તેમ બેઠો હતો, તે હવે બોલી ઉઠયો, "એ સોવરસો કાઉન્ટેસનો પહેલો ધણી હતો. મારા મિત્ર કરટોઇસે એ વાત મૂકી દીધીછે."

મેયોર પોતાને અપમાન લાગ્યું હોય તેવા અવાજથી બોલ્યો, "અહો! મને લાગેછે કે—"

ડોમીની વચ્ચે બોલી ઉઠયો, "માફ કરો. જો કે એ વાત અત્યારે કેસ બહારની છે તથા પ્રથમ નજીવી જેવી લાગેછે તોપણ આગળ જતાં વખતે અગત્યની થઈ પડે."

પપા પ્લૅટેઠ બોલ્યો, "નજીવીજ તો, કેસ બહારનીજ તો?"

તેનો અવાજ તથા રીત એવાં અજાએબ તરેહનાં લાગ્યાં કે ડોમીનીએ તેને પૂછ્યું, "ટ્રેમોરેલના કેસમાં મેયોરની પેઠે તમારો પણ કાંઈ મત બંધાયો છે?"

પપા પ્લૅટેટે ખભા ઉંચા કર્યા, અને જવાબ આપ્યો. "મેં કાંઈ મત બાંધ્યો નથી. હું એકલો રહુંછું. કોઇને મળતો નથી તથા કોઈ પણ બાબતમાં માથું ઘાલતો નથી. પણ—"

કરટોઇસિ સાહેબ બોલ્યા, "હું ધારૂંછું કે જે લોકો મારા મિત્રો હતા તેમની બાબતમાં મારા કરતાં બીજાને વધારે ખબર ન હોવી જોઇએ."

પપા પ્લૅટેટે આડું જોઈ કહ્યું. "હા પણ તમારી વાત કરવાની રીત બહુ કઢંગી છે."

માજીસ્ટ્રેટે આ ઉપરથી પપા પ્લૅટેટને બોલાવાનો આગ્રહ કર્યો. મેયોરને આથી ઘણું ખોટું લાગ્યું કેમકે આથી પોતાની ખરા વાકેફદાર તરીકેની આબરૂને હાની પહોંચી. પણ પપા પ્લૅટેટે માજીસ્ટ્રેટના કહેવાથી નીચે પ્રમાણે કાઉન્ટ તથા કાઉન્ટેસનો ટુંકમાં ઇતિહાસ વર્ણવ્યો.

"કાઉન્ટેસ ડી ટ્રેમોરલ જે પ્રથમ બર્થા લીચેલ્યુ નામથી ઓળખાતી હતી તે એક ગરીબ મેહેતાજીની છોકરી હતી. તે ૧૮ વર્ષની થઈ ત્યારે આસપાસ દરેક ઠેકાણે તેની ઘણીજ ખુબસુરતીની વાતો થઇ રહી હતી પણ તેની મ્હોટી આંખો તથા સુવર્ણમય કેશ શીવાય બીજું કાંઇ પલ્લું નહોતું. તેથી તેને પરણવાને માંગાં થોડાંજ આવતાં. બર્થા માટે તેનો પિતા કોઈ

મ્હોટાને ઘેર છોકરાં શીખવવાની નોકરી ખોળતો હતો તેવામાં પાસેજ વસતા એક ધનાઢ્ય જમીનદારની નજર તેના ઉપર પડી, અને થોડીજ વારમાં તે પ્યારમાં પડ્યો. ક્લેમંટ સોવરસીને હમણાંજ ૩૦ વર્ષ પુરાં થયાં હતાં; તેનાં માબાપ મરણ પામ્યાં હતાં, તથા તેની જમીનમાંથી તે જમીન પાછળનો તમામ ખર્ચ બાદ કરતાં તેને એક લાખ ફ્રેંકની વાર્ષિક ઉપજ મળતી હતી. આથી તેને પોતાને મન પસંદ સ્ત્રી પરણવાનો હક હતો અને તેમ કરવામાં તેણે ઢીલ કરી નહીં. તેણે બર્થાનું માંગું કર્યું. બર્થાએ તથા તેના પિતાએ તે સ્વિકાર્યું, અને એક મહીના પછી તેઓ પરણ્યાં. આ પગલું બીજા જમીનદારોને રૂચ્યું નહીં. તેઓ બોલતા કે 'કેવી મૂર્ખાઈ? માણસ પાસે પૈસો હોય તેણે પૈસા વાળી સ્ત્રી પરણી બમણો નહીં કરવો તો પછી પોતાની પાસેનો પૈશો શા કામનો?' લગ્ન પહેલાં મહીના એકને આશરે તેણે વેલફ્રુલુ મહેલ સુધારવા માણસો કામે લગાડ્યાં અને તેને સુશોભિત કરવામાં ફકત ૮૦૦૦૦ ફ્રેંક ખરચ્યા. પ્રથમતો આ નવા જોડાનો વિચાર લગ્નનો પ્રથમ માસજ વેલફ્રુલુમાં રહેવાનો હતો પણ ત્યાં તેઓ એવો પરમાનંદ પામ્યાં કે પછી તેઓ હમેશને માટેજ ત્યાં રહ્યાં. આથી ઓરસીવલના લોકો ખૂશ થયા. બર્થા લગ્ન પછી એવી રીતે રહેતી હતી કે જાણે તે લક્ષાધિપતિને પરણવા સારૂજ જન્મી હોયની? ગરીબાઈમાંથી આવડી મ્હોટી સ્થિતિએ પહોંચવાથી તે જરા પણ છલકાઈ ગઈ નહતી પણ જાણે સાદી સ્થિતિમાંજ તે જન્મી હોય તેમ જરા પણ કઢંગાપણું ન દાખવતાં તેને મળવા આવતાં દરેક જણની સાથે સારી રીતે વર્ત્તતી. આટલો બધો પૈસો છતાં તેનો ગેરઉપયોગ કરતી નહોતી અને સાદી, દરેકની સાથે મિલનસાર તથા સભ્ય રહેતી હતી. દરેક જણ તેહેને ચ્હાતાં હતાં."

મેયોર સાહેબ બોલી ઉઠ્યા,—"હું ધારૂં છું કે મેં પણ આજ હકીગત કહી હતી અને બીજી નજીવી બાબતો—"

મો. ડોમીનીએ આ અપમાન પામેલા મેયોરને આંખના અણસારાથી છાના રાખ્યા અને પપા પ્લેંટેટને આગળ ચલાવવા કહ્યું.

" સોવરસીને પણ લોકો ચ્હાતા હતા; કારણકે તેનું અંતઃકરણ એવું સ્વચ્છ હતું કે કોઈ પણ દ્વેષ ભાવ કે પાપ કર્મનો વિચાર સરખો પણ તેને આવતો નહીં. તે પૂર્ણ વિશ્વાસુ હતો. તે પોતાના વિચારો પકડી રાખતો.

શંકાથી તેને દુઃખ થતું નહતું, પોતાના મિત્રોમાં અગાધ વિશ્વાસ તથા પોતાની પસંદ કરેલી સ્ત્રી તરફ પૂર્ણ પ્રેમ તે દાખવતો. આ નવા સંસારથી તે સુખી હોવો જોઇએ. બર્થા પોતાના પતિને જાણે પૂજતી હતી. સોવરસી પણ પોતાની સ્ત્રીને તેટલીજ પૂજતો. તેઓ વેલફ્યુલુમાં ઘણી સારી રીતે રહેતાં હતાં. તેમને ત્યાં પરોણા ઘણા આવતા તથા ઉન્હાળામાં વેલફ્યુલુના દરેક વધારાના ખંડો રોકાયલાજ માલમ પડતા. આશરે બે વર્ષ પછી એક દીવસ સોવરસી પારીસથી વળતાં પોતાના એક જૂના કોલેજના મિત્ર કાઉન્ટ હેકટર ડી ટ્રેમોરલને લેઈ આવ્યો. આ મિત્ર ફકત થોડા દીવસ વેલફ્યુલુમાં રહેવાનો હતો. પણ અઠવાડીઆનાં અઠવાડીઆં—મહીનાના મહીના—વહી ગયા; પણ તે ત્યાંનો ત્યાંજ રહ્યો. પણ એમાં વધુ અજાએબ થવા જેવું નહતું; હેકટર ઘણા લખલૂટપણાથી રહેતો હતો. તેણે પોતાની ગંજાવર મિલકત થોડા વખતમાં ઉડાવી દીધી હતી અને તેથી આ શાંત વેલફ્યુલુ તેને બચાવ રૂપ થઇ પડયો હતો. પ્રથમ લોકો એને કહેતાં ગામડાની જીંદગીથી તમે જલદીથી કંટાળશો; પણ તે જવાબ દીધા વગર ફક્ત હસતો. તે વખતે એમ ધારવામાં આવતું હતું કે તે પોતાના અસલી સોબતીઓને પોતાનું મ્હોં બતાવતાં શરમાતો હતો. અને ઘણું કરીને તેમજ હતું. તે ઓરસીવલમાંથી ભાગ્યેજ બહાર જતો, અને જ્યારે જતો ત્યારે કોરબીલ ચાલતોજ જતો. ત્યાં આવેલી (બેલ ઇમેજ) નામની હોટેલમાં તે પારીસથી આવતી કોઇ સ્ત્રીની સાથે કેટલોક વખત ગાળતો, અને પછી છેલ્લી ગાડી ત્યાંથી જતી ત્યારે તેઓ છૂટાં પડતાં."

મેયોર સાહેબ વળી બોલી ઉઠયા, "ખરે ! મ્હારા મિત્ર પ્લેંટેટ એકાંતમાં રહેછે, કોઇને મળતા નથી તથા બીજા કોઇ પણ માણસની દરકાર રાખતા નથી, છતાં આ બધી હકીકતથી સારી રીતે વાકેફ દેખાયછે." મો. કરટોઈસને અદેખાઈ આવી હતી, અને આવેજ; કેમકે પોતે ઓરસીવલનો મેયોર છતાં આ મેળાપની વાતથી બીલકુલ અજાણ્યો હતો. તેનો ગુસ્સો તથા ઇર્ષા વધતાં જતાં હતાં, પણ ડોકટર ગેન્દ્રન બોલ્યો. "અંહ; આખું કોરબીલ આ વાત તો જાણે છે."

મો. પ્લેંટેટે જરા હોઠ ફફડાવ્યા, જાણે એમ કહેતો હોયની કે "એ શીવાય બીજી ઘણી વાતો હું જાણુંછું." પણ સચેતન થઇને તેણે પોતા-

ની વાત આગળ ચલાવી.

કાઉન્ટ હેક્ટર વેલફ્યુલુ રહેતો હતો તેથી કાંઇ મેહેલમાં ફેરફાર થયો નહતો. જાણે તેમનો એકાદ ભાઇ આવીને રહ્યો હોય તે પ્રમાણે ફક્ત લાગતું. પણ સોવરસી આ વખતે વારંવાર પારીસ જતો હતો અને ત્યાં પોતાના મિત્રનું પૈસા સંબંધી કામકાજ કરતો. આ પ્રમાણે એક વર્ષ વહી ગયું અને બધી વાતે તેઓ સુખી દીસતાં હતાં. એવામાં એક દીવસે જેવો સોવરસી શીકારથી પાછો ફરી ઘેર આવ્યો કે એકદમ તે માંદો થઈ ગયો અને તે દીવસથી તે પથારી વશ થયો. એકદમ ડાકટરને બોલાવ્યો; તેણે તપાસી કહ્યું સોવરસીનાં ફેફસાં ફુલી ગયાં છે. સોવરસી જુવાન હતો તથા ઓકના ઝાડ જેટલો મજબુત હતો તેથી આ તેના મંદવાડથી ઘણી ચિન્તા રાખવામાં આવી ન હતી, અને ખરેજ એક પખવાડીઆમાં તે પાછો સાજો થયો અને પોતાનું નિત્ય કર્મ કરવા લાગ્યો. પણ તે પોતાના શરીર વિષે અવિચારી રહ્યો, અને તેથી તે પાછો સપડાયો. વળી થોડાક દીવસ પછી તે સાજો થયો પણ એક અડવાડીયું રહી વળી પાછો માંદો પડયો અને આ વખતે તે એવો લેવાઈ ગયો કે બધાએ તેના આ મંદવાડમાંથી ઉઠવાની આશા છોડી. તેના લાંબા મંદવાડમાં બર્થાનો પ્રેમ તથા ટ્રેમોરલની પ્રીતિ સ્પષ્ટ માલમ પડી આવતાં હતાં. કોઇ માંદા માણસને આટલી બધી કાળજી તથા અગાધ પ્રેમનો અનુભવ નહી મળ્યો હોય. તેની સ્ત્રી તથા તેનો મિત્ર હમેશાં તેના બીછાના પાસ રાતને દીવસ રહેતાં. તેને કેટલાક કલાક સુધી દુઃખ થતું પણ એકઘડી તેને અકળામણ આવતી નહીં. જે કોઈ તેને મળવા આવતું તેને કહેતો કે આ મંદવાડથી હું ખુશીછું, કેમકે જો હું માંદો પડયો નહોત તો આટલી બધી પ્રીતિનો અનુભવ મને કદી મળત નહીં."

મેયોર સાહેબ વળી વચ્ચે બોલી ઉઠયા, "હા, તેણે મને એ પ્રમાણે હઝાર વાર કહ્યું હતું. મેડેમ કરટોઇસને પણ તેણે કહ્યું હતું. મારી મોટી પૂત્રી લોરેન્સ—"

મો. પ્લેંટેટ બોલ્યા, "હા, હા, કહ્યું હશે. પણ સોવરસીના સ્વભાવ આગળ દાક્તરની હોશીયારી કે સ્ત્રીનો પ્રેમ કે મિત્રની પ્રીતિનું કાંઈ ફાવ્યું નહીં. તે કહેતો કે મને દુઃખ થતું નથી. પણ તે દીવસે દીવસે ગળતો ગયો અને આખરે ફકત હાડપિંજર તુલ્ય થઈ રહ્યો. આખરે એક દીવસ રાત્રે બે કે ત્રણ

વાગતે તે પોતાની સ્ત્રી તથા મિત્રના હાથમાં મૃત્યુને આધીન થયો. મરવાની છેલ્લી ઘડી સુધી તેનામાં ભાન રહ્યું હતું. ફક્ત એક કલાક અગાઉજ તેણે પોતાના સર્વ નોકરોને બોલાવ્યા અને તેમના દેખતાં તેણે પોતાની સ્ત્રીનો હાથ કાઉન્ટ ડી ટ્રેમોરલના હાથમાં મૂક્યો અને પોતાના મૃત્યુ પછી તેમને બન્નેને એક બીજા સાથે પરણવાને સોગન ખવરાવ્યા. પ્રથમતો તેઓ બન્ને જણ સામાં થયાં, પણ સોવરસીએ એવી તો હઠીલાઈ વાપરી કે અંતે તેમને કબૂલ કરવાની ફરજ પડી. તેણે કહ્યું, "જો મારી છેલ્લી ઘડી સુખમાં ગાળવા દેવી હોય તો પરણવાની હા કહો." પોતાની વિધવા પોતાના મિત્ર સાથે પરણે તે સારૂ તેણે પહેલેથીજ બધી ગોઠવણ કરી રાખી હતી. પોતાની વીલની શરૂઆતમાંજ તેણે લખ્યું હતું કે–"આ લગ્નથી મને આશાછે કે તેઓ બન્ને જણાં સુખી થશે અને તેમની અંત ઘડી સુધી મને યાદ કર્યા કરશે?"

માજીસ્ટ્રેટે પૂછ્યું, "સોવરસીને કાંઈ સંતાન ન હતું?"

મેયોર બોલ્યા, "ના."

મો. પ્લેંટેટે આગળ ચલાવ્યું. "કાઉન્ટ તથા તે જુવાન વિધવાએ ઘણોજ શોક દર્શાવ્યો. મો. ડી ટ્રેમોરલ તો છેકજ નિરાશ થઇ ગયો હતો તથા દીવાના માણસની પેઠે વર્ત્તતો. કાઉન્ટેસે તો કોઇને મળવુંજ છોડી દીધું હતું. પોતાના વ્હાલામાં વ્હાલા મિત્રોને પણ મળતી નહીં. જ્યારે કાઉન્ટ તથા બર્થાએ મહેલમાંથી બહાર પગ મૂક્યો ત્યારે તેઓ એવાં બદલાઈ ગયાં હતાં કે કોઇ તેને પ્રથમ ઓળખી શક્યું નહીં. હેક્ટર જાણે વીસ વરસ મ્હોટો થઈ ગયો હોય તેમ લાગ્યું. આવો અગાધ શોક દર્શાવવાથી લોકો તેમનાં વખાણ કરતા અને તેઓ ઘણુંજ જીજ્ઞાસુ હતા કે તેઓ પરણશે કે નહીં."

માજીસ્ટ્રેટે હાથ ઉંચો કરી પપા પ્લેંટેટને આગળ બોલતાં અટકાવ્યો, અને પૂછ્યું. પેલી "બેલઇમેજ" હોટેલમાં મુલાકાતો થતી તે છેક બંધ થઇ ગઇ હતી કે?"

"હા, હું એમ ધારૂં છું ખરો."

ડોકટર ગેન્દ્રન બોલ્યો, "મને તો ખાત્રી છે. કોરબીલમાં બધાંએ જાણેછે કે કાઉન્ટ તથા તે છોકરી વચ્ચે એક દીવસ ભારે તકરાર થઈ હતી અને તે પછી તેઓ કદી બેલઇમેજમાં ભળ્યાં નથી."

પપા પ્લેંટેટ જરા હસ્યો અને બોલ્યો "કાંઈ મેલન દુનીઆને છેડે

નથી તથા ત્યાં ઘણી હોટેલો છે. જો સારો ઘોડો હોય તો સપાટામાં ફોન્ટે નેબ્લો, વરસેલ્સ કે પારીસ ગમે તે માણસ જઇ શકે. મેડેમ ડી ટ્રૂમોરલ કદાચ અદેખી હોય તો ? ગમે તેમ હોય પણ તેના ઘરના તબેલામાં પહેલા નંબરના ઘોડા હતા. "

પપા પ્લૅંટેટ આ અભિપ્રાય આપતો હતો તે સ્હેજજ આપતો હતો કે તેમાં કાંઈ ભેદ હતો ? માજીસ્ટ્રેટે તેના સામું ઘણાજ ધ્યાનથી જોયું પણ પપા પ્લૅંટટનો ચ્હેરો તો હતો તેવોને તેવોજ હતો. તેથી મો. ડોમીની-એ જાણ્યું તે સ્હેજ બોલ્યો હશે. તેથી તેણે આગળ ચલાવવા ફરમાવ્યું.

પપા પ્લૅંટેટ બોલ્યો, " અહા ! દુનીઆમાં કોઈ વસ્તુ નિરંતર રહેતી નથી! શોકની પણ અવધી છે. બીજા કરતાં મને તેનો વધારે અનુભવ છે. પ્રથમની નિરાશા પછી કાઉન્ટ તથા બર્થાએ સાધારણ ઉદાસી બતાવી, પછી તે પણ દૂર થઈ અને એક વર્ષ પછી તેઓ બન્ને જણાં પરણ્યાં. "

આ લાંબી વાતથી મેયોર સાહેબ ઘણાજ અકળાઇ રહ્યા હતા તે હવે બોલી ઉઠયા, " આ બધું સાચું હશે, પણ તેથી ગુન્હેગાર પકડવાને તેમાંથી એક વાકય પણ કામમાં આવવાનું છે ? "

મો. ડોમીનીએ જવાબ દીધો, " આ બધી વીગતોની જરૂર હતી. પેલી મુલાકાતોમાં કાંઈ ભેદ રહેલો છે. ઈર્ષાથી સ્ત્રીઓ ઘણાં પાપ કર્મ કરેછે." આટલું બોલી તે એકદમ થોભ્યો કે કોઇના મનમાં આ મુલાકાત તથા ગુન્હેગારોની વચ્ચે સંબંધ માલમ પડે છે? પણ કાંઈ જવાબ ન મળ્યો એટલે તે બોલ્યો, " હવે આ ટ્રૂમોરલની વાતથી હું આટલો વાકેફ થયોછું તેથી ખરી હકીકતથી વાકેફ થઇએ. "

મો. પ્લૅંટેટની ચળકતી આંખો ઝાંખી થઈ. તેણે બોલવાને માટે પોતાનું મ્હોં ઉઘાડયું, પણ પાછું એકદમ બંધ કર્યું. આ વાત બીજા કોઇએ જાણી નહીં. પરંતુ ડોકટર તેની સામુ ટગર ટગર જોયાં કરતો હતો, તેણે આ એકદમ થયેલો ફેરફાર જોયો.

મો. ડોમીની બોલ્યો, " હવે ફકત આ જોડું કેવી સ્થિતિમાં રહેતું હતું તેજ જાણવાનું બાકી રહ્યુંછે. "

મો. કરટોઇસે જાણ્યું પોતાના દરજ્જાની રૂએ આ સવાલનો જવાબ પોતેજ દેવો જોઇએ તેથી મો. પ્લૅંટેટ જવાબ દે તે પહેલાં તે

બોલી ઉઠ્યો,—" તમે પુછોછો કે તેઓ બે જણાં કેવી સ્થિતિમાં રહેતાં હતાં ? તેઓ ઘણાજ પ્રેમ ભાવથી રહેતાં હતાં. એ વિષે મને જેટલી ખબરછે તેટલી બીજા કોઇને નથી. કેમકે હું તેમનો જીવ જાન દોસ્ત હતો. બીચારો સોવરસી ! તે યાદ આવવાથી તેઓનો સંપ તથા પ્રેમ ધાડો થતો હતો. તેઓ મારી સાથે આટલી બધી મિત્રતા રાખતાં હતાં તેનું એજ કારણ કે હું વારંવાર સોવરસીની વાતો કરતો. તેઓ બે વચ્ચે એક પણ ટુંકારે શબ્દ બોલાયો નહોતો તથા કુસંપનું એક ન્હાનું સરખું વાદળું પણ નહતુ. હેક્ટર—હું હમેશાં કાઉન્ટને આ પ્રમાણેજ બોલાવતો—પોતાની સ્ત્રીને પોતાની વ્હાલામાં વ્હાલી માશુકની માફક ચ્હાતો. ખરેજ ! આ પ્રમાણે થોડાંજ પતિ પત્ની એક બીજાને ચ્હાતાં હશે. "

મો. પ્લેંટેટે ખરેખરી કચડાગીમાં પૂછ્યું– " અને કાઉન્ટેસ ? "

મેયોર સાહેબે જવાબ આપ્યો, " બર્થા ? તે મને બર્થા નામથી બોલાવવા દેતી હતી–તેની સદગુણી વર્ત્તણુકનો દાખલો વારંવાર હું મારી સ્ત્રીને આપતો. તે હેક્ટર તથા સોવરસી બન્નેને લાયક હતી તેમ હેક્ટર તથા સોવરસી લાયક નર હતા—" પણ આ પોતાના ઉત્સાહથી સાંભળનારા ઉપર આશ્ચર્યનાં ચિન્હ જોઇને પોતે ધીમેથી બોલ્યો— " આ પ્રમાણે કહેવામાં મને કારણછે, અને તમારા જેવા મહાપુરૂષો આગળ કહેવામાં હું આંચકો ખાતો નથી. જ્યારે સોવરસી જીવતો હતો ત્યારે મ્હારે આ મેયોરની જગો લેવી પડી તે વખતે તેણે મારા ઉપર એક મ્હોટો ઉપકાર કર્યો હતો. હેક્ટરે પોતાની જુવાનીની કુચાલો બધી છોડી દીધી હતી, અને મને લાગતું હતું કે મારી લોરેન્સ તેની સ્ત્રી થવાને ભાગ્યશાળી થશે કેમકે હેક્ટર મોટા કુળનો હતો તેમ મારી પાસે પલ્લું જેવું તેવું આપવાનું નહતું. પણ આ બીના વર્ણવી તે પ્રમાણે આ મારી ઉમેદ બર ન આવી. "

જો. મો. ડોમીનીએ તેને અટકાવ્યો ન હત તો મેયોર કલાકના કલાક સુધી પોતાનું ટાઘલું ચલાવત. તેણે કહ્યું, " વારૂ, હવે એટલું બસછે. મને લાગેછે કે—" પણ તે એકદમ અચક્યો. કેમકે બહારના ઓરડામાં આ વખતે જાણે કોઇ લઢતું હોય એમ તેણે મ્હોટો ઘોંઘાટ સાંભળ્યો. બધા આ ખંડમાંથી બહાર આવવા ઉઠ્યા. મેયોર સાહેબ બોલી ઉઠ્યા—" અહો એ તો મેં જાણ્યું. તેમને કાઉન્ટ ટ્રેમોરલનું મડદું જડ્યું છે"

---

# પ્રકરણ ૪ થું.

## ત્હોમતદાર.

મો. કરટોઇસની ભૂલ હતી. કારણ કે આગલા ખંડનું બારણું ઉઘાડતાંજ કાઉન્ટના મડદાને બદલે તેણે એક નાજુક માણસને એક સીપાઈ તથા નોકરના કબ્જામાંથી છુટવાને ઘણાજ જોરથી તરફડીઆં મારતાં જોયો. આમ તેણે કેટલાક વખત સુધી કર્યું હશે કેમકે તે માણસનાં કપડાં તરફડીઆં મારવામાં ઘણે ઠેકાણેથી ફાટી ગયાં હતાં. તેનો નવો કોટ બીલકુલ ફાટી ગયો હતો. તેની " નેકટાઇ " ચીથરે હાલ થઈ ગઈ હતી તથા પેરણનું બટન નીકળી ગયું હતું તેથી તેની છાતી ઉઘાડી દેખાતી હતી. બાહારના ખંડમાં તથા આંગણામાં ઘણો ઘોઘાટ મચી રહ્યો હતો અને બહારના લોકોને અંદર આવતાં અટકાવવાને સીપાઇઓ ઘણું મથતા હતા. વેલફ્લુલુના મેહેલમાં થયેલા ખૂનની વાત આખા ઓરસીવલમાં પ્રસરી રહી હતી અને ઓછામાં ઓછાં સો માણસો સાંભળવાને તથા શું થાયછે તે જોવાને ત્યાં એકઠાં થયાં હતાં. તે લોકો બોલતા હતા કે, " એજ લુચ્ચોછે. એ ગેસ્પીનજ ખૂની છે. જો પેલો રહ્યો, મારો એને, મારી નાંખો."

આ માણસ લોકોના આ અપવાદથી ગભરાઇને ઘણાંજ તરફડીઆં મારતો હતો. તે બોલતો હતો, " અરે કોઇ મદદ કરો, મને છોડો, હું નિરપરાધી છું." ગેસ્પીન પાસેના એક બારણાને અઢેલીને ઉભો હતો ત્યાંથી તેને દૂર ખસેડવાને સીપાઈઓના બધા પ્રયત્ન વ્યર્થ ગયા. મેયોર સાહેબ બોલ્યા " એને અંદર ઢકેલો, અંદર " પણ સીપાઈઓ તેને એક ડગલું પણ આગળ ખસેડી શક્યા નહીં. ડાકટરે આ દેખાવ જોયો; તેણે જે બારણાને અઢેલીને ગેસ્પીન ઉભો હતો તે અંદરથી ઉઘાડયું જેથી ગેસ્પીન પડી ગયો અને પાસેના ખંડમાં માજીસ્ટ્રેટના ટેબલ આગળ ગબડી પડયો. તે તરતજ ઉભો થયો અને નાસવાને વાસ્તે આમ તેમ જોયું પણ દરેક દરવાજે તથા બારીએ લોકોની તથા સીપાઇની ઠઠ દેખી તેથી તે નિરાશ થઈ ગયો. ભયથી તેનો ચ્હેરો ફીક્કો પડી ગયો, હોઠ સફેત થઈ ગયા અને આંખમાં લોહી ભરાઇ આવ્યું, અને મનના પરીતાપથી થાકી પાસેની ખુરસીમાં પડયો. તેનાં ડાચાં કકડવા લાગ્યાં અને તેની સુકી થઇ ગયેલી જીભને થુંકથી ભીની કરવાને મહેનત કરવા લાગ્યો. તેની ગાભરી નજરથી તેના મનનું

દુઃખ સ્પષ્ટ દેખાઈ આવતું હતું. અને તેના આખા શરીરમાં જોરથી આંચકા આવતા હતા. તેનો દેખાવ એવો તો બીહામણો લાગતો હતો કે મેયોર સાહેબ એ બનાવનો લાભ લેઈ લોકો તરફ ફરી ગેસ્પીન તરફ આંગળી કરી ભપકામાંજ બોલ્યા, " જાઓ, ગુન્હો કર્યાનું પરીણામ "

મો. ડોમીની તથા ડાક્તરે આશ્ચર્ય પામી ઉચું જોયું. પપા પ્લૅટટ બોલ્યો, "જો એ ગુન્હેગાર હોત તો તે પાછો આવત નહીં."

કોરપોરલ ગેસ્પીનની પાસે ઉભો હતો, કેમકે પાસે ઉભેલા હથીયાર વગરના લોકો વચ્ચે આવા ગુન્હેગારને એકલો મૂકવો એ એને દુરસ્ત લાગ્યું નહીં. પણ આ વ્યર્થ હતું. કેમકે તે બીચારા માળીના તો હોશજ ઉડી ગયા હતા. તેના શરીરમાં વિકાર થયો હતો અને તેથી તેનું જોર બીલકુલ જતું રહ્યું હતું, અને મુઝારો થયેલા માણસને કોઈ કોઈ વખતે જેમ થઈ જાયછે તેમ તે છેક નરમ થઈ ગયો હતો. આવી સ્થિતિમાં તેને જોઈ કોરપોરલ તે કેમ પકડાયો તેનું વર્ણન કરવા લાગ્યો. "આ મહેલના નોકરો દરવાજા આગળ પોતાના ઓળખીતાઓ જોડે વાત કરતા હતા, અને ગેસ્પીનની ગેરહાજરી વિષે અચંબો પામતા હતા. એટલામાં સામેથી તેને તેમણે પીધેલ અવસ્થામાં આથડતો તથા ગાતો આવતાં જોયો."

મો. ડોમીનીએ પૂછ્યું, "શું એ પીધેલ હતો? ત્યારે તો સારૂ થયું; આપણે એના દારૂનો ઉપકાર માનવો જોઇએ કે તેથી એ પકડાયો."

કોરપોરલને તો ગેસ્પીન ખરેખર ગુન્હેગારજ લાગતો હતો તેથી તે બોલ્યો, "તે લુચ્ચાને જોતાંજ કાઉન્ટનો ખાનગી નોકર ફ્રેંકોઈ તથા મેયોર સાહેબનો નોકર બેપ્ટીસ્ટ દોડ્યા અને તેને પકડયો. તે એટલો બધો નિશામાં ચકચૂર હતો કે પ્રથમ તો તેણે જાણ્યું એ બધા તેની મશ્કરી કરતા હશે. પણ તેણે જ્યારે મારા માણસોને જોયાં ત્યારે તેની ખાત્રી થઈ કે આ તો પકડે છે. અને જ્યારે કાઉન્ટની દાસીઓએ તેને કહ્યું, લુચ્ચા, ચોર, ત્હેંજ કાઉન્ટ તથા કાઉન્ટેસને મારી નાંખ્યાછે, ત્યારે તેના ચ્હેરાનો રંગ ઉડી ગયો. તરતજ તેણે જોરથી તરફડીઆં મારવા માંડયાં અને નાશીજ જાત. અહા, એનો શરીરનો બાંધો ઘણો મજબૂત છે, જો કે એ એવો દેખાતો તો નથી."

પ્લૅટટ પૂછ્યું. "અને ત કાંઈજ બોલ્યો નહીં."

"એક શબ્દ પણ નહીં. પણ ગુસ્સાથી દાંત પીસ્યા. મેં તેની જડતી

લીધીછે અને તેના ગજવામાંથી એક રૂમાલ, એક મ્હોટો ચાકુ બે ન્હાની કુંચીઓ, કાંઈ લખેલા બે કાગળના કડકા, અને પારીસમાં હથીઆર વેચનારની દુકાન "વલ્કન્સ ફોર્જિસ"ના નામનું એક કાર્ડ નિકળ્યું. પણ એટલીજ ચીજો મળી એમ નથી." કોરપોરલ જરા અટકયો, એક ડગલું આગળ વધ્યો અને પોતાના સાંભળનારાઓ તરફ મર્મ ભરેલી નજરથી જોઈ બોલ્યો, "ફક્ત એટલીજ ચીજો મળી એમ નથી. મારાં માણસો એને આંગણામાં આણતા હતા તેટલામાં એ પોતાની થેલી દૂર કરવા ફાંફાં મારતો હતો. પણ મારી નજર તેના ઉપરજ હતી. તેણે તે થેલી બારણા આગળ પડેલા ફૂલના ઢગલામાં ફેંકી દીધી, મેં તે ઉપાડી લીધી, અને જોયું તો માંહી સો ફ્રેંકની નોટ, ત્રણ *નેપોલીઅન અને સાત ફ્રેંક જડયા. ગઈ કાલે લુચ્ચા પાસે એક *સૂ પણ નહતો.

મો. ડોમીનીએ પુછયું–" તે કેમ જાણ્યું ? "

" ગઈ કાલે લગનમાં ખર્ચ કરવાને બહાને તેણે ખાનગી નોકર ફ્રેંકોઇ પાસેથી ૨૫ ફ્રેંક ઉછીના લીધા હતા. "

માજીસ્ટ્રેટે કહ્યું, "ફ્રેંકોઇને બોલાવો."

પછી ફ્રેંકોઈ આવ્યો એટલે તેને પૂછયું, " ગેરપીન પાસે કાલે કાંઇ પૈસા હતા કે નહીં તેની તને કાંઇ ખબર છે? "

ફ્રેંકોઇએ તરતજ જવાબ આપ્યો "એની પાસે એટલાતો થોડા પૈસા હતા કે બપોરે મારી પાસે તેણે ૨૫ ફ્રેંક માંગ્યા, કેમકે નહીં તો તેનાથી લગનમાં મોજ મારવા અવાત નહી, કેમકે પાસે રેલવેનું ભાડું આપવા જેટલા પણ પૈસા ન હતા—"

" પણ તેની પાસે કાંઇ બચાવી રાખેલા પૈસા હોય—ધારોકે સો ફ્રેંકની નોટ—એને તે વટાવવાની મરજી ના હોય ? "

ફ્રેંકોઇએ જરા હસી ડોકું ધુણાવ્યું અને બોલ્યો "ગેરપીન પાસેજ કાંઇ બચાવેલા પૈસા હોય તો ! સ્ત્રીઓ તથા ગંજીફામાં તેનો પગાર જાયછે. આ ગયા અઠવાડીઆમાંજ "ડુકામર્સ" નામની હોટેલવાળાએ આવી પોતાના પૈસા માટે એવું ધાંધળ મચાવ્યું હતું કે બસ, તે તો કાઉન્ટની પાસે ફરીયાદ કરવા જતો હતો– " પણ આ તેના શબ્દોથી થયેલી અસર જોઇને

*ફ્રાંસના શીક્કાનાં નામ-વીસ ફ્રેંકનો નેપોલીઅન કહેવાય છે. સૂ એ ન્હાનામાં ન્હાનો શીક્કો છે.

તે બોલ્યો, "મ્હારે કાંઇ એની સાથે અદાવત નથી, આજ સુધી હું એને હુશીઆર ગણુતો હતો, વખતે તે મશ્કરી કરતો તેમાં લાગ આવે તો પોતાનું કામ પણ કહાડી લેતો; તે જરા મગરૂબ પણ હતો. તો પણ—"

માજીસ્ટ્રેટે તેને અટકાવીને કહ્યું, "હવે જા." નોકરને આ હુકમથી પોતાનું ભાષણ બંધ કરવાની જરૂર પડી અને તેથી ગયો.

આ દરમ્યાન ગેરપીનને શુદ્ધિ આવી હતી. મો. ડોમીની, પપા પ્લેંટેટ, અને મેયોર તેને તાકી તાકીને જોતા હતા, અને ડાકટર સાહેબ તેની નાડ જોતા હતા. તેનો ચ્હેરો જોઇ બધાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

મેયોર સાહેબ જાણે જ્ઞાની છે એમ બતાવવા બોલ્યા, "પશ્ચાત્તાપ અને શીક્ષાનો ભય."

પ્લેંટેટ ધીમે અવાજે બોલ્યો, "નિરપરાધીપણું અને તે સાબીત કરવાની અશક્યતા."

મો. ડોમીનીએ આ બન્નેના અભિપ્રાય સાંભળ્યા; પણ સાંભળ્યા હોય એમ દર્શાવ્યું નહી. તેણે પોતે અભિપ્રાય બાંધ્યો ન હતો અને પોતાનો શો અભિપ્રાય છે તે જણાવવાની તેને મરજી નહતી.

ડાકટરે ગેરપીનને પૂછ્યું "કેમ હવે તને ઠીક છે?" ગેરપીને ઈશારતથી હા કહી અને આસપાસ નજર કરી પોતાની આંખો ઉપર હાથ ફેરવી બોલ્યો, "મને તરસ ઘણીજ લાગી છે."

તરતજ તેને પાણીનો ગ્લાસ આપ્યો તે એકજ ઘુંટડે પી ગયો અને સંતોષ પામ્યો હોય એમ જણાવ્યું.

ગેરપીન ઉભો થયો. પ્રથમ તો લથડીઆં ખાધાં પણ આસ્તે આસ્તે તે ટટાર ઉભો. તેના હાથ હવે ધ્રુજતા નહતા, તેના મ્હોં ઉપર રંગ આવતો હતો અને પોતાનાં લુગડાં બરોબર કરતો હતો. માજીસ્ટ્રેટે તેને પૂછ્યું, "કાલ રાત્રે શું થયું છે તે તો તું જાણતો હઈશ. કાઉન્ટ તથા કાઉન્ટેસ ડી ટ્રેમોરલનું ખૂન થયું છે. તું બીજા નોકરો સાથે કાલે સાંજે બહાર ગયો આશરે નવ વાગે લાયોન્સ સ્ટેશન આગળથી તું છૂટો પડયો, અને અત્યારે તું એકલો પાછો આવ્યો ત્યારે આખી રાત ત્હેં કયાં ગાળી ?"

ગેરપીને માથું નીચું નમાવ્યું અને ચૂપ રહ્યો. મી. ડોમીની બોલ્યો, "પણ સાંભળ, અમે જાણીએ છીએ કે તારી પાસે કાલે પૈસા ન હતા,

ત્હારા એક સોબતીએ મને કહ્યું છે. આજે તારી થેલીમાંથી ૧૬૭ ફ્રેંક જડયા. હવે કહે, એટલા બધા પૈસા તને કયાંથી મળ્યા?" આનો પણ કાંઇ જવાબ આપ્યો નહીં. તે માળીના હોઠ જાણે તે બોલવા જતો હોય તેમ ફફડયા, પણ કાંઈ નવો વિચાર આવ્યો હશે તેથી તે અટકયો અને ચૂપજ રહ્યો. મો. ડોમીનોએ ધીમેથી વળી કહ્યું; " વધારામાં ત્હારા ગજવામાંથી આ હથીઆર વેચનારાની દુકાનનું કાર્ડ જડયું તેનો અર્થ શો? "

ગેસ્પીન જરા વાર રહી બોલ્યો, " હું નિરપરાધી છું. "

માજીસ્ટ્રેટે તરતજ જવાબ દીધો, " હજી મેં ત્હારા ઉપર તહોમત મૂકયું નથી. ગઈ કાલે કાઉન્ટ પાસે બહુ પૈસા આવ્યા હતા તે તું જાણેછે ખરોકેની?"

ગેસ્પીન કપડાગીમાં હસ્યો અને બોલ્યો, " હું જાણું છું કે બધું મ્હારી સામે છે. "

કેટલોક વખત સુધી સર્વે ચૂપ રહ્યા. દાક્તર, મેયેર તથા પ્લેંટેટ તીવ્ર જીજ્ઞાસાથી જોતા હતા. કાયદાના અધિકારી તથા તહોમતદાર વચ્ચે જે લાગણીઓનું ક્રૂર યુદ્ધ થાયછે તે જોવામાં જોનાર લોકો તલ્લીન થઈ જાયછે. તહોમતદારને પૂછવામાં આવતા સવાલો પ્રથમ નિર્જીવ તથા સંબંધ વગરના લાગેછે. પણ ઘણીવાર તેમાં ઘણા ઉપયોગી ભેદો સમાયલા રહેછે. ફક્ત એક ચાળો, મુખ ઉપર સ્હેજજ વિકાર, છાની નજર, સાદમાં જરા ફેર—એ સર્વ ઉપયોગી હોયછે અને તે ઉપરથી જોનાર લોકો પક્ષકારોની લાગણીઓ સમજી શકેછે. પરંતુ મો. ડોમીનીના મુખ ઉપર નજર કરતાં આમાંનું કાંઈ પણ ચિન્હ દેખાતું નહોતું. અને તેથી તેના મનમાં શી વૃત્તિછે તે જાણવાની ઈચ્છા રાખનાર નાઉમેદ થતા હતા. માજીસ્ટ્રેટ થોડીવાર રહી બોલ્યો, " જો કહે ત્હેં રાત કયાં કહાડી? આ પૈસા ત્હારી પાસે શી રીતે આવ્યા? અને આ દુકાનના ઠેકાણાનાં કાર્ડનો શો અર્થ છે? "

ગેસ્પીન ઘણોજ ગુસ્સે થઇ ગયો અને તેના ઘણાજ આવેશમાં તેણે જવાબ દીધો, "હેં? હું જો ખરી વાત કહીશ તો તમે માનવાના છો?" માજીસ્ટ્રેટ આ ઉપરથી વળી સવાલ કરવા જતો હતો તે જોઈ તેને અટકાવવા તેણે આગળ ચલાવ્યું, " ના, તમે મને માનવાના નથી. તમારા જેવા માણસો મારા જેવા માણસો ઉપર વિશ્વાસ રાખે! મ્હારી ગુજરેલી જીંદગી જેને તમે પ્રથમનાં આચરણો કહોછો તે મ્હારી સામેછે, પ્રથમના આચરણો! બસ

તેના ઉપરજ આધાર રાખી મ્હારા હાલના આચરણો વિષે અટકળ બાંધો છો. જાણે દરેક માણસ પોતાનાં પ્રથમનાંજ આચરણ પ્રમાણે ચાલતો હોય !–વારૂ, હા–તે ખરૂ છે. હું જુગારિ છું, છાકટો છું, આળસુ છું, પણ તેમાં શું થઈ ગયું? હું કોર્ટમાં ચહડેલો છું એ પણ ખરૂં અને વળી પારકાં જાનવરોનો શીકાર કરવા સારૂ ગુન્હેગાર ઠરેલો છું. પણ તેથી શું સાબીત થાય છે? મેં મ્હારી જીંદગી ગુમાવી છે એ ખરી વાત છે પણ તેમાં મ્હેં મારી જાતને દુઃખ દીધું છે. બીજાને તો કાંઈ નથી કર્યું ? મ્હારાં પ્રથમનાં આચરણો! તેનું મ્હેં પ્રાયશ્ચિત કર્યું નથી ?"

ગેસ્પીનનું ચિત્ત ઠેકાણે હતું, અને જે જે શબ્દ તે બોલતો હતો, તે વિચારીને તથા સ્પષ્ટ બોલતો હતો, અને તેથી સાંભળનારા ઉપર અસર થતી હતી.

તે આગળ બોલ્યો, "મ્હેં હમેશાં બીજાની સેવા કરી નથી. મ્હારો પિતા સારી સ્થિતિમાં હતો–પૈસાદાર કહું તો પણ ચાલે–સોમર ગામની પાસે તે ફૂલ બેચવાનો ધધો કરતો હતો અને તેનો ધંધો એટલો બધો જામી ગયો હતો કે તે તરફના આખા પ્રદેશમાં તે પૈસાવાળો કહેવાતો હતો. મ્હને સારી કેળવણી મળી હતી અને સોળ વર્ષની ઉમરે કાયદાનો અભ્યાસ કરવા મેં માંડયો. ચાર વર્ષ પછી લોકો મને બુદ્ધિશાળી ગણવા લાગ્યા. પણ મ્હારા હતભાગ્યે મારો પિતા ગુજરી ગયો. મ્હારો પિતા પોતાની પાછળ એક લાખ ફ્રૅંકની કીંમતની જમીન મૂકી ગયો, પણ મેં તે સાઠ હજાર ફ્રૅંકે વેચી દીધી, અને એ પૈસા લેઈ બેવકૂફ માણસની માફક પારીસમાં આવ્યો. મ્હને એક જાતનો જાણે તાવ આવતો હોય તેમ ફકત મોજ શોખમાંજ હું દીવસ નિર્ગમન કરતો હતો. હું ધારતો હતો કે આ સાઠ હજાર ફ્રૅંક હમેશ સુધી ચાલશે."

ગેસ્પીન અટક્યો. તેની ગઈ જીંદગીનાં હજારો વૃત્તાંતો તેની નજર આગળ રમવા લાગ્યાં.

તે આગળ બોલ્યો, "ગમે તેમ હો પણ તે વખત સારો હતો. મ્હારા સાઠ હજાર ફ્રૅંક આઠ વર્ષ ચાલ્યા, અને પછી જો કે મારી પાસે એક સૂ પણ નહોતો રહ્યો તોપણ મ્હારી અસલની સ્થિતિમાં રહેવાને મને મન થયું. સમજ્યા કે નહીં? પણ એક રાત્રે મને પોલીસે પકડયો. અને મ્હને છ મહીના સુધી બંધનમાં રાખ્યો. આ બધી હકીકત તમારા પોલીસના દફતરમાં મળી

આવશે, તેમાંથી તમને માલમ પડશે કે તુરંગમાંથી છૂટયા પછી હું દરીદ્રી અવસ્થામાં રહ્યો, અને પારીસના કચરા જેવા અધમ માણસો સાથે રહેવાની મ્હને ફરજ પડી. સમજ્યા ? "

મેયોર સાહેબ ત્રાસ પામ્યા. તે બોલ્યા, અરે " પરમેશ્વર ! આ કેવો ધૃષ્ટ તથા તોરી લુચ્ચો છે. અને આવા માણસોને આપણા ઘરમાં વખતે નોકર રાખવા પડે છે!" મો. ડોમીની ચૂપજ રહ્યો. તે જાણતો હતો કે તહોમતદાર જ્યારે આવેશમાં પોતાની હકીકત કહે છે ત્યારે સત્ય બોલે છે અને ખરી વાત ખુલ્લી કરી દેછે અને ગેસ્પીન આ વખતે એવી સ્થિતિમાં હતો.

ગેસ્પીન બોલ્યો, "પણ એક વાત તમારા પોલીસના દફતરમાંથી નહી જડે. હું આ અધમ અવસ્થાથી કંટાળ્યો અને મ્હેં આત્મઘાત કરવાનો વિચાર કર્યો. મ્હેં મરણીયા માણસની પેઠે મ્હોટા મ્હોટા નિશ્ચય કર્યા; પસ્તાવો પણ કર્યો, તથા વળી પાછું મ્હને ગઈ વાતોનું ભાન થયું અને તેમ કરવાના વિચાર કર્યા. આ બધી વાત તે દફતરમાં તેઓ નોંધતા નથી. આખરે જરાક સુધરવાની મને તક મળી. મ્હને કામ મળ્યું અને ચાર જૂદે જૂદે ઠેકાણે નોકરી કર્યા બાદ છેવટે અહીં નોકર રહ્યો. અહીં હું સારી સ્થિતિમાં રહ્યો. હું મ્હારો મહીનાનો પગાર અગાઉથીજ ખર્ચ કરી નાંખતો હતો. પણ બીજી શેની તમે આશા રાખોછો ? તોપણ તમે આ બધાને પૂછી જૂઓ. તેઓને મ્હારા ઉપર ઇતરાજી રાખવાનું કાંઈ કારણ છે ?"

પોલીસના લોકોમાં એક પ્રત્યક્ષ પ્રમાણ છે કે જે ગુન્હેગારો ભણેલા હોય અને કાંઈક પૈસો તેમની પાસે હોય તે ઘણાજ લુચ્ચા હોયછે આ પ્રમાણ ગેસ્પીનને લાગુ પાડી તેઓએ નક્કી કર્યું કે ગેસ્પીન લુચ્ચાનો પીર હોવો જોઇએ.

મો. ડોમીનીએ સવાલ પૂછવાની યુક્તિ ગોઠવી રાખી હતી તે આ ગેસ્પીન બોલતાં જરા અટકયો અને જુસ્સાથી થાકી ગયેલો પરસેવો પોતાની બાંહ્યથી લ્હોતો હતો કે તરતજ બોલી ઉઠયો, "આ બધી હકીકત સાંભળવામાં રસીક લાગેછે ખરી. પણ ત્હારી કબુલાત યોગ્ય વખતે તથા યોગ્ય ઠેકાણે નોંધીશું. હમણાં તો સવાલ એ છે કે ત્હેં રાત કયાં ગાળી અને આ પૈસા તારી પાસે કયાંથી આવ્યા."

માજીસ્ટ્રેટની આ હઠથી ગેસ્પીનનો મીજાસ ગયો. તે તાણીને બોલ્યો, "હેં તમારે શું કેહવડાવવાની મરજી છે ? સત્ય ? તમે માનવાના છો ?

નહીંજ. ત્યારે પછી કહેવાની શી જરૂર છે? બસ મ્હારૂં કમનસીબ!"

મો. ડોમીની બોલ્યો, "હું તને ચેતાવું છું કે જો તું જવાબ નહીં દે તો આ બનાવો ઉપરથી તને ખુનીના મળતીઆ તરીકે પકડીશું."

આ ધમકીથી ગેસ્પીનના ઉપર મ્હોટી અસર થઈ. અને તેની અગ્નિથી બળતી આંખોમાંથી આંસુ પડયાં. તેનું જોર જતું રહ્યું, અને ઘુંટણીએ પડી તે બોલ્યો. "ના, સાહેબ, ના, મને પકડશો નહીં. હું વિનંતી કરૂંછું. હું સોગન ખાઇને કહુંછું કે હું નિરપરાધી છું."

"ત્યારે બોલ."

ગેસ્પીન ઉઠયો અને બોલ્યો, "ત્યારે તમારી એવીજ મરજી છે?" પણ વળી કાંઈ વિચાર આવવાથી પોતાનો વિચાર બદલી બોલ્યો, "ના, ના હું નહીં કહું. મારાથી નહી કહેવાય. ફક્ત એકજ માણસ મને બચાવી શકત—કાઉન્ટ—પણ તે તો મરી ગયાછે. હું નિરપરાધી છું; પણ જો ખરા ગુન્હેગાર નહીં જડે તો મ્હને તમે ગરદન મારશો. સર્વ વાત મ્હારી સામેછે. હું તે જાણુંછું. તમારે જે કરવું હોય તે કરો, હું એક શબ્દ પણ બોલનાર નથી."

આ તેના નિશ્ચયથી માજીસ્ટ્રેટને કાંઈ આશ્ચર્ય લાગ્યું નહીં. તેથી તેણે ફરી આટલોજ જવાબ દીધો, "વિચાર કરવાને હું તને વખત આપુંછું. પણ વિચાર કર્યા પછી તું જે કહીશ તે ઉપર અત્યારે જેટલો વિશ્વાસ રાખીશ તેટલો તે વખતે નહીં રાખું." અને જરાક વધારે ભાર મૂકીને બોલ્યો, "કદાચ આ ગુન્હામાં આડકતરી રીતે તું ગુન્હેગાર હઇશ, જો એમ હોયતો.—"

ગેસ્પીન વચ્ચે બોલી ઉઠયો, "સીધી રીતે કે આડકતરી રીતે હું ગુન્હેગાર છુંજ નહીં. અહા? કેવું દુઃખ! નિરપરાધી હોઈ બચાવ કરવાનું સાધન નહીં."

મો. ડોમીનીએ જવાબ વાળ્યો, "જ્યારે એમજ છે તો મેડેમ ટ્રેમોરલના મડદા પાસે ત્હને લઈ જવામાં હરકત તો નથી?"

આ ધમકીથી તહોમતદારના મન ઉપર જરા પણ અસર થઈ નહીં. કાઉન્ટેસનું મડદું બીલીઅર્ડ રમવાના ખંડમાં પડયું હતું ત્યાં તેને લેઈ ગયા. ત્યાં તે મડદાને શાંત નજરથી જોઈ રહ્યો અને છેવટે બોલ્યો," તે મ્હારા કરતાં સુખી છે, તે મરણ પામી છે, અને હવે તેને જરા પણ દુઃખ નથી, અને હું નિરપરાધી છું તો પણ મ્હારા ઉપર તેને મારી નાંખ-

વાનો આરોપ આવ્યો છે ! ”

આરોપી પાસેથી કાંઇ જવાબ કહડાવવા સારૂ મો. ડોમીનીએ ફરી એકવાર પ્રયત્ન કર્યો. તેણે પૂછ્યું, “ જો ગેસ્પીન, તું જો કાંઇ પણ આ ખૂન વિષે જાણતો હોય તો કહી દે. તું જો ખૂનીઓનાં નામ જાણતો હોય તો તે કહે. નિખાલસપણાથી તથા પશ્ચાતાપ દર્શાવી તું ખરેખરૂં કહી દે. હું ત્હારા ઉપર મેહરબાની રાખીશ–”

ગેસ્પીને ઇશારતથી કોર્ટના દરેક જુલમ સહન કરવા તૈયાર છું એમ દર્શાવ્યું. તેણે ફક્ત એટલોજ જવાબ દીધો, “હું જે વસ્તુઓને પવિત્ર ગણુંછું તે સર્વ વસ્તુના સોગન ખાઇને કહુંછું કે હું નિરપરાધી છું. અને તો પણ હું જાણુંછું કે જો ખરા ગુન્હેગારો નહીં જડે તો મારી કમબખ્તી છે.”

ધીમે ધીમે મો. ડોમીનીએ અભિપ્રાય બાંધ્યો હતો. આવી જાતની તપાસમાં ગુચવાઈ ગયેલા સુતરના કોકડામાંથી દોરીનો છેડો ખોળી કહાડવો એ ઘણું વિકટ કામ છે. કારણ કે ગુન્હેગાર દરેક યુક્તિઓ કામે લગાડેછે અને તેથી ગુંચવાડો હમેશાં વધ્યાંજ કરેછે. પણ જો તે છેડો હાથ લાગ્યો હોય તો ધીમે ધીમે તે કોકડું ઉકેલી શકાય છે. હવે મો. ડોમીની સમજતો હતો કે ગેસ્પીનને પકડવાથી તે છેડો હાથ લાગ્યો છે, અને તે એમ ધારતો હતો કે એક ગુન્હેગાર હાથ આવ્યો તો પછી બીજાઓને હાથ કરતાં ઘણો વિલંબ લાગતો નથી.

મો. ડોમીનીએ કોરપોરલને ગેસ્પીનને સોંપી તેને બંધીવાન રાખવાનો હુકમ કર્યો, અને પછી બુઢ્ઢા બરટોડને બોલાવ્યો. આ વૃદ્ધ પુરૂષ કાંઈ બીજા માણસની પેઠે પોતાના જીવને વૃથા ચિંતા કરી દુઃખ આપતો નહતો. કોર્ટના અધીકારીઓ પાસે તે એટલીવાર જઈ આવ્યો હતો કે એકવાર વધારે જવાથી તેને કાંઈ લાગતું નહતું. તે દીવાનખાનામાં આવ્યો એટલે મેયોર સાહેબે માજીસ્ટ્રેટને ધીમેથી કહ્યું, “ બરટોડની ચાલ ચલગત ઘણીજ ખરાબ છે ” આ સાંભળી તે બરટોડ હસ્યો પણ જ્યારે તેને સવાલ કરવામાં આવ્યા ત્યારે સવારની તમામ હકીકત સાચે સાચી કહી દીધી. તેને તથા તેના પુત્રને નજરે તે મડદું પડયું હતું, ફીલીપ સત્તાધીકારીઓને એ વાત જણાવવાને ઘણો આતુર હતો, પોતાના છોકરાના આ નિશ્ચયમાં પોતે વાંધો લીધો હતો, તથા તે મડદું નદી વચ્ચે જડયું એમ જુઠું શા વાસ્તે કહ્યું

હતું, તે સર્વ હકીકત તેણે કહી. પછી પોતાનાં પૂર્વ આચરણ વિષે પૂછયું તેના જવાબમાં તે બોલ્યો "ખરેખરૂં જૂઓ તો મારે માટે લોકો ધારેછે તેના કરતાં હું ઘણો સારો છું. ઘણા લોકો આ પ્રમાણે કદી નહી શકે. જ્યારે માણસ રાત્રે ફરવા નિકળેછે ત્યારે તે ઘણા અદ્ભુત બનાવો જૂએછે, પણ હશે. બસ." આ તેના કહેવાનો અર્થ શો છે તે સમજાવવાને તેને હુકમ કર્યો પણ તે એક શબ્દ પણ તે વિષે પછી બોલ્યો નહીં. કયાં તથા કેવી રીતે તેણે ગઈ રાત કહાડી હતી તે પૂછતાં તેણે જવાબ દીધો કે "રાતે દસ વાગતે દારૂની દુકાનમાંથી નીકળી મોપ્રેવોયરના જંગલમાં જાળ પાથરવા હું ગયો. એ પછી એક વાગે હું ઘેર ગયો. મને લાગેછે કે મારી પાથરેલી જાળમાં શીકાર અત્યાર સુધીમાં સપડાયા હશે."

કાઉન્ટના ઘડીઆળમાં ત્રણ ઉપર વીસ મીનીટ થઈ હતી તે તરફ નજર કરી મેયોર સાહેબે પૂછયું, "તું એકલો ઘેર ગયો તે સાબીત કરવા કોઇ સાક્ષી બતાવેછે?"

તે ચોરે જવાબ દીધો, "કહોને લાવું? હું સૂવા ગયો ત્યારે મારો છોકરો જાગતો ન હતો." પછી મો. ડામીનીને વિચારવંત જોઇને બોલ્યો, "હું ધારૂંછું કે તમે મને જેલમાં મોકલશો, જો આ વખતે શીઆળો હોત તો તો ઠીકજ હતું. જેલમાં ગરમ કોટડીમાં ઠીક પડત. પણ હમણાં તો શીકાર કરવાની ઋતુ છે એટલે ખોટું થશે. પણ ફ્રીલીપને ત્યારેજ સમજણ આવશે કે મ્હોટા માણસનું કામ કરવામાં કેટલું જોખમ છે."

મો. ડામીનીએ ગુસ્સાથી કહ્યું. "બસ. તું ગેરપીનને ઓળખે છે?"

ગેરપીનનું નામ સાંભળતાંજ બરટોડનું ઉદ્ધતપણું ગયું. તેની નજર અસ્થિર થઈ અને જરા ગભરાટથી તેણે જવાબ દીધો, "હંઅં, હું ઓળખું છું. અમે દારૂની દુકાનમાં બહુ રમ્યા છીએ!" પોતાનો ચ્હેરો બદલાવાથી જે અસર સાંભળનારા ઉપર થઈ હતી તે તેણે જોઇ હતી. "ભોગ એના. લ્યો સાહેબ સાંભળો. દરેક માણસ પોત પોતાનો ઉદ્યોગ કરેછે. ગેરપીને આ ખૂન કર્યું હોય તો તેમાં કાંઇ નવાઈ નથી. તેથી કાંઇ એની આબરૂ ઓછી થવાની નથી. તેમાં એનું શું નખોદ જવાનું છે! તે ઘણીવાર કાઉન્ટના બાગમાંથી દ્રાક્ષ તથા સ્ટ્રોબેરી લાવીને મને આપતો. હું ધારૂંછું કે એ ચોરી લાવતો હશે. એતો ગમે તેમ હોય પણ એને વેચવાથી જે પૈસા આ-

વતા તે અમે બન્ને જણ વ્હેંચી લેતા."

પપા પ્લૅટેટ એક મીનીટ અગાઉ આશ્ચર્યતા તથા ખિન્ન ચ્હેરે જોતો હતો તે આ વાત સાંભળી ખૂશી થયો કેમકે આ નજીવી ચોરીની વાત તો તે કેટલાક દીવસથી જાણતો હતો.

બરટાડે અટકળ બાંધી હતી તે પ્રમાણે તેને કેદ કરવાનો હુકમ કર્યો. પછી ફીલીપને બોલાવ્યો.

આ છોકરો તો બીચારો ઘણીજ દુઃખી અવસ્થામાં આવેલો હતો. તે રોતો હતો અને બોલતો હતો, "મ્હારા ઉપર આવા ગુન્હાનો આરોપ ?"

માજીસ્ટ્રેટના સવાલના જવાબમાં તેણે સવારની તમામ હકીકત કહી અને બાગમાં પોતે પેઠો હતો તેથી ક્ષમા માગી. પોતાનો બાપ ઘેર ક્યારે આવ્યો તે એ કહી શક્યો નહીં કેમકે તે નવ વાગતાનો સૂઈ ગયો હતો. ગેસ્પીનને તે ઓળખતો હતો કેમકે તે તથા તેનો પીતા કાંઈ ધંધો કરતા હતા પણ શું ધંધો કરતા હતા તે કાંઈ તે જાણતો નહોતો. તે ગેસ્પીનની સાથે ભાગ્યેજ બોલ્યો સરખો પણ હશે. આ તપાસથી તેને છોડી મૂકવામાં આવ્યો પણ કાંઈ તેને નિર્દોષ ઠરાવી છોડયો હતો એમ નહી. પણ એકાદ ગુન્હેગારને છોડી દેવાથી બીજા ગુન્હેગારો જલદીથી પકડાય છે, કેમકે તે ગુન્હેગાર છુટો થયા પછી પોતાના સોબતીઓને મળે છે અને તેના ઉપર છાની નજર રાખવાથી તેના સોબતીઓ સેહેલાઈથી પકડાય છે.

આ દરમ્યાન કાઉન્ટના મડદાં સારૂ બહુ મેહેનત કરી હતી પણ બધી વ્યર્થ ગઈ. મેયોરે કહ્યું મડદું નદીમાં નાંખી દીધું હશે, અને મો. ડોમીનીએ પણ તેમજ ધાર્યું. તે ઉપરથી કેટલાક માછીઓને બોલાવી જ્યાં કાઉન્ટેસનું મડદું જડયું હતું ત્યાંથી બન્ને બાજુએ કેટલે દૂર સુધી સીન નદીમાં જાળ નાંખી મડદું ખોળવા હુકમ કર્યો. આ વખતે ત્રણ વાગવાનો સુમાર થયો હતો તેથી પપા પ્લૅટેટ બોલ્યો "જો રાત સુધી આ તપાસ ચાલુ રાખવાનો વિચાર હોય તો આપણે ઉઠી હવે જમવું જોઇએ." આવી નજીવી બાબત ઉપર પપા પ્લૅટેટનું લક્ષ ગયું એ જાણી મેયોર સાહેબને કંટાળો આવ્યો. પણ બીજા બધાએ જમવાની જરૂરીઆત બતાવી તેથી પોતાને જરા પણ ભૂખ નહી છતાં બીજા સર્વેની જોડે જવું પડયું, અને જે ટેબલ ઉપર કાઉન્ટના ખૂનીઓથી પીતાં દારૂ ઢળ્યો હતો તેજ ટેબલ આગળ તે ચારે જણાઓ ભોજન કરવા બેઠા.

# પ્રકરણ ૫ મું.

## ડીટેક્ટીવ.

દાદરને છેડે એક પોલીસના સીપાઇને ઉભો રાખ્યો હતો તથા હુકમ કર્યો હતો કે કોઇને ઉપર આવવા દેવો નહીં. પણ નીચેનો ખંડ ખુલ્લો હતો તેથી ત્યાં લોકોની ઠઠ મચી રહી હતી. અને દરેક જણ અમલદારો શું કહેછે તે સાંભળવાને આતુરતા દેખાડતું. પણ જ્યારે જ્યારે જમવાના ઓરડાનું દ્વાર ઉઘડતું અને કોઈ નોકર કાંઈ કામસર આવતો ત્યારે તપાસ કરનારાઓ ચૂપ થઈ જતા. આ ભયંકર ગુન્હાથી તથા તેમાં ઊંડો ભેદ હોવાથી તેમના મન ઉપર જબરી અસર નઈ હતી અને તેથી દ્વાર પાછું બંધ થયા પછી પણ કેટલીક વાર પછી તેઓ બોલતા. દરેક જણ પોતે બાંધેલા અભિપ્રાય ઉપર મનન કરતો હતો તથા તે પોતાના મનમાંનો મનમાં રાખતો. આ ચારે જણમાંથી મો. ડોમીની ઘણોજ થોડો ચિન્તાતુર દેખાતો હતો. રાત્રે ઊંઘમાં ખલલ પડવાની તેને જરા પણ ધાસ્તી નહતી; ખૂનનો હેતુ ચોરી હતી એ સ્પષ્ટ દેખાતું હતું અને બરટોડ તથા ગેસ્પીનને ખૂની તરીકે અથવા ખૂનીના ગળતીયા તરીકે બંદી કર્યા હતા. જમતાં જમતાં પોતે લખેલી જુબાનીઓ તે તપાસતો હતો તથા તેમાં જે ઉપયોગી વાક્યો તેને માલમ પડતાં તેનીચે લાલ પેનસીલથી લીટી દોરતો હતો. મો. પ્લેંટટ તથા ડાક્ટર ગેન્ડ્રૂન નજીક નજીક બેઠા હતા તેમણે વિચાર કરવો છોડી દીધો હતો તથા કાઉન્ટેસના પ્રથમના પતિ સોવરસીના મંદવાડની વાતો કરતા હતા. મો. કરટોઇસ દીવાનખાનામાં તથા આંગણામાં લોકોની ઠઠ મળી હતી તેનો ગડબડાટ ગુસ્સાથી સાંભળતો હતો.

જેમ જેમ આ ખૂનની વાત ગામમાં પ્રસરતી ગઈ તેમ તેમ લોકોનું ટોળું વધતું ગયું અને સીપાઇઓ તેમને છાના રાખી શક્યા નહીં. આથી મેયોર સાહેબે પોતે જાતે જઇ તેમને છાના રાખવા સારૂ પ્રયત્ન કરવા વિચાર્યું. તેમણે પોતાના સોબતીઓને કહ્યું, " હું આ લોકોને ડાહ્યા થઈ ઘેર મોકલવા જાઊંછું." પછી પોતાનું મ્હોં લ્હોઈ નાંખી તથા નીચે પડી ગયેલો પોતાનો ટોવેલ પોતાની ખુરશી ઉપર નાંખી દીવાનખાનામાં ગયા. તેઓ ત્યાં વખતસર જઈ પહોંચ્યા, કેમકે સીપાઇનો હુકમ લોકો માન્ય

કરતા ન હતા. કેટલાક ઘણાજ જીજ્ઞાસુ લોકો દીવાલ કુદી પાછલી બાજુએથી અંદર દાખલ થતા હતા. મેયોર આવવાથી લોકો કાંઈ ડર્યા નહીં પણ સીપાઇઓમાં નવું શૂર આવ્યું, અને તેથી દીવાનખાનામાંથી તેઓ દરેક જણને કહાડી શકયા. આ વખતે ભાષણ કરવાનો કેવો મજેનો સમય હતો! મેયોર સાહેબ એ તક ચૂકયા નહીં. જીજ્ઞાસાથી તપ્ત થયેલા લોકો જાણે પોતાના ભાષણની ખુબીરૂપી વરસાદના ઠંડા ઝાપટાથી શાંત થશે એમ સમજી પોતે ઓટલાના પગથીઆ સુધી આગળ આવ્યા અને પોતાનો ડાબો હાથ કોટના બે બટનની વચ્ચે નાંખી જમણા હાથથી જેમ ચિતારા તથા શીકલીગર લોકો મહાન ભાષણ કર્ત્તાઓની છબી ચિતરેછે તેના જેવી લઢણથી ચાળા કરવા મંડયા. જ્યારે મ્યુનીસીપલ કોરપોરશનમાં પોતે ભાષણ કરવા ઉઠતા ત્યારે આ પ્રમાણેજ ઉભા રહેતા અને તેથી તેઓ એમ સમજતા હતા કે મેયોર તરીકેનું પોતાની સ્થિતિનું સર્વ લોકોને આ અદાથી વધારે ભાન આવશે.

જ્યારે જ્યારે પોતે જમણી બાજુએ ફરતા ત્યારે અંદર બેઠેલા તેમના મિત્રો તેમનો અવાજ સાંભળતા પણ ડાબી બાજુએ ફરતા ત્યારે પવનથી તેમનો અવાજ અંદર જઈ શકતો નહતો તે વખતે પપા પ્લેંટેટ તથા ડોકટર ગેન્ડ્રન પોતાની વાત ચલાવતા.

મેયોર સાહેબ બોલ્યા, "સુજ્ઞ બંધુજનો! આપણી પ્રમાણીક તથા શાંત વસ્તીમાં આ એક ત્રાસજનક તથા અપૂર્વ ગુન્હો બન્યો છે. તમારા મનમાં તેથી ઘણા જોસથી લાગણી થતી હશે તથા પ્રમાણીક માણસોને જેવો રોષ આવે તેવો રોષ તમને આવતો હશે તે હું સમજુંછું અને તેથી તમારી આ વર્તણુંક હું માફ કરૂંછું. મિત્રો! જેટલા તમે તેટલોજ હું—બલકે તેથી પણ વધારે—કાઉન્ટ ડી ટ્રેગોરલ તથા તેની પતિવ્રતા સ્ત્રીને ચ્હાઉંછું તથા માન આપુંછું. આપણે બધા એક સરખી રીતે તેમનાં મોતથી શોકાતુર થયા છીએ—"

પપા પ્લેંટેટ તથા ડોકટર ગેન્ડ્રન જ્યારે અવાજ તેમને કાને પડતો ત્યારે સાંભળતા હતા તે હવે અવાજ બંધ થયો એટલે પોતાની વાત તેમણે ચલાવી.

ડોકટર ગેન્ડ્રન બોલ્યો, "પ્લુરીસી થયા પછી તમે કહોછો તેવાંજ

ચિન્હો દેખાય છે. સોજો થાયછે અને પછી તેમાંથી ન્યુમોનીઆ થાયછે. "

વળી મેયોર સાહેબનો અવાજ સંભળાયો, " પણ તમારી આ જીજ્ઞાસા માફ કરી ન શકાય એવી છે, કેમકે તમારી આ હઠીલી વૃત્તિથી તપાસ કરનારાઓને હરકત થાયછે અને તેથી કાયદાની રૂએ તેની સીક્ષા થઈ શકેછે. આ પ્રમાણે અસાધારણ હદ મળવાનું, આ હુલ્લડ કરવાનું, આ અફ્વાઓ ફેલાવવાનું, આ પ્રમાણે કવખતનો અભિપ્રાય બાંધવાનું શું કારણ છે ? "

વળી આ ભાષણ સંભળાતું બંધ થયું એટલે પપા પ્લૅટટે જવાબ દીધો, "ઘણા દાકતરોને બોલાવવામાં આવ્યા હતા તથા તેમણે એકઠા મળી કારણ ખોળી કહાડવા મહેનત કરી હતી, પણ કાંઈ પરીણામ આવ્યું નહીં. સોવરસીને અજાએબ તરેહનું, સમજી ન શકાય એવું દુઃખ થતું હતું. તેને એવાં દુઃખ થતાં હતાં તથા એવું બની ન શકે એવું સૂળ આવતું હતું કે ઘણા હોંશીઆરમાં હોંશીઆર દાકતરો આખરે કંટાળ્યા તથા ના ઉમેદ થઈ ગયા. "

ડોકટર ગેન્ડ્રને પૂછ્યું. "પારીસનો ડોકટર ર— સોવરસીને દવા કરતો હતો નિ ? "

"બરોબર, તે દરરોજ આવતો અને વખતે રાત રહી જતો. મ્હેં તેને હાથમાં દવા લખેલી ચીઠ્ઠી સાથે દવા વેચનારની દુકાને ચિન્તાતુર ચ્હેરે જતાં જોયો છે."

વળી કરટોઇસ સાહેબનો અવાજ સંભળાયો, "ડાહ્યા થાઓ, તમારો વાજબી ગુસ્સો નરમ કરો, શાંત થાઓ, માણસાઈ પકડો."

ડોકટર ગેન્ડ્રને કહ્યું, "તમારો એ કેમીસ્ટ (દવા વેચનાર) ઘણો હોંશીઆર માણસ છે. પણ તેના કરતાં એક વધારે હોંશીઆર માણસ આ ઓરસીવલમાંજ છે. તે એવો ચતુર છે કે તેણે થોડોક પૈસો પણ એકઠો કર્યો છે. તમે તેને ઓળખતા હશો. તેનું નામ રોબલોટ—"

"રોબલોટ, હાડવૈદ ?"

"એજ. વખતે વખતે તે આડકતરૂં કામ કરે છે. તે ઘણો હોંશીઆર માણસ છે. મ્હેંજ તેને શીખવ્યો છે. પાંચેક વરસ ઉપર તે મારે ત્યાં ઔષધશાળામાં કામ કરતો, અને હજી પણ વખતે એવું કાંઈ કામ આવે છે ત્યારે તેને હું કામે લગાડું છું—" પણ પપા પ્લૅટટના મ્હોં ઉપર ઓચિંતાનો

કાંઈ અજાએબ જેવો વિકાર થઈ આવેલો જોઈ તે અટકયો અને પૂછયું. "કેમ શું થયું? કાંઈ માંદા થયા?"

મો. ડોમીનીએ પોતાનાં કાગળીઆં કોરણે ખસેડયાં અને પોતાના સોબતી તરફ જોયું, અને બોલ્યો, "પપા પ્લૅટેટનો ચ્હેરો ખરે ઉતરી ગયો છે."

પણ પપા પ્લૅટેટ પાછા હોંશીઆર થયા હતા; તેણે જવાબ દીધો, "કાંઈ નહી. એ તો જ્યારે મારો જમવાનો વખત બદલાય છે ત્યારે મારા પેટમાં કાંઇ થાયછે. પણ હવે કાંઈ નથી."

આ વખતે મેયોર સાહેબ છેલ્લું વાકય ઊંચ્ચે સ્વરે બોલતા હતા, "તમે તમારા શાંત ઘર તરફ પાછા જાઓ, અને ધંધે વળગો, અને ખાત્રી રાખજો કે કાયદો પોતાનું કામ બજાવવા તત્પર છે. ન્યાયનું કામ ચાલવા માંડયું છે. બે ગુન્હેગારો તો હાથ આવ્યા છે અને તેમના મળતીઆઓને પકડવાના રસ્તા ઉપરજ અમે છીએ."

મો. પ્લૅટેટ પોતાની વાત ચલાવી બોલ્યો, "આ મહેલમાં સોવરસીને ઓળખે એવો કોઈ પણ નોકર હાલ નથી. જેઓ ઓળખતા હતા તેમને કાઢી મૂકી નવા નોકરોજ રાખેલા છે."

ડાકટરે જવાબ દીધો, "ખરૂં. જૂના નોકરો મો. ડી. ટ્રેમોરલને રૂચીકર નજ લાગે."

અહીં મેયોર સાહેબ પ્રકાશિત આંખે તથા આનંદી ચહેરે પાછા આવ્યા; અને કપાળ લોહી બોલ્યા, "લોકોને તેમની આવી જીજ્ઞાસા રાખવી એ બેઅદબીપણું છે એમ પૂર્ણ રીતે દર્શાવ્યું છે. તેઓ બધા ગયા છે. કોરપોરલ કહેછે કે તેમને ફીલીપ બરટોડને જોવો હતો. અહા! લોકોનું ખરી વાત તરફ લક્ષ કેવું જાયછે?"

આમ વાત કરતા હતા તેવામાં તે ખંડનો દરવાજો ઉઘડયો અને એક માણસ દાખલ થએો, અને એટલો બધો નીચો વળી તેણે સલામ કરી કે ત્હેનો ચ્હેરો બીલકુલ દેખાયો નહીં. મો. કરટોઈસ સાહેબે ગુસ્સાથી પુછયું. "તમારે શું કામ છે? અહીં આવવાનો તમારો શો હકછે? તમે કોણછો?"

આ નવો આવનાર માણસ એકદમ ટટાર થઈ ગયો, અને હસમુખે ચ્હેરે જવાબ દીધો, "હું મો. લેકોક છું, છૂપી પોલીસ ખાતાનો નોકર છું, અને આ ગુન્હા વિષે તમે પોલીસના પ્રીફેકટને તાર કર્યો હતો તેના

જવાબમાં હું અહીં હાજર થયો છું."

આથી માજીસ્ટ્રેટ તથા બીજા સર્વે જણા એક સરખી રીતે અજબ થયા. કેમકે છૂપી પોલીસના માણસોને આ લેકોકમાં જરા પણ અંશ જણાતો નહતો. છુપી પોલીસના માણસો ઘણું કરીને ઉંચા, મોટી મૂછો-વાળા, ભપકાવાળા, લશ્કરી અમલદારો પહેરે એવો ગલપટો પહેરેલા, ચીક-ણી રેશમની ટોપી, તથા અંદર લીનનનું કપડું નહી હોવાથી અથવા કેલીકોનું પેરણ પહેરેલું છૂપાવવાને ગળા સુધી બટન ઘાલેલા, સુતરાઉ કોટ પહેરેલા હોયછે. એવા માણસો મ્હોટાં વેલીંગટન બૂટ પહેરેછે તથા હાથમાં મ્હોટો દંડ રાખેછે. પણ મો. લેકોકના શરીર ઉપર આમાંનું કાંઈ જણાતું નહતું. તે મરજી પડે ત્યારે ગમે તેવો દેખાવ ધારણ કરતો. તેના મિત્રો કહેછે કે જ્યારે તે ઘેર હોયછે ત્યારે તે પોતાનો ખરેખરો ચ્હેરો ધારણ કરેછે પણ એ કાંઈ નક્કી કહેવાય નહીં. એટલું તો ખરૂં કે જ્યારે તેની મરજીમાં આવે ત્યારે જેમ સીકલીગર પોતાના બનાવેલાં પુતળાંનો ચ્હેરો જેમ ફેરવતો હોય તેમ ફેરવેછે તેમજ તે પોતાનો ચ્હેરો ફેરવી નાંખતો. આ પ્રસંગે મો. લેકોકે એક આછા રંગના વાળની ટોપી પહેરી હતી તથા બાજુએ પટીઆં પાડયાં હતાં, તેમ ગાલ ઉપર પણ એવાજ રંગના થોભીઆ હતા. તેની આંખો નરમ તથા પાણીવાળી દેખાતી હતી અને હોઠ જરાક હાસ્યથી છુટા રહેલા દેખાતા હતા. અને વચ્ચેથી પીળા દાંત દેખાતા હતા. તેના ચ્હેરા ઉપરથી શરમાળપણું, પોતાનામાં વિશ્વાસ, અને સંતુષ્ટપણું સાફ માલમ પડી આવતાં હતાં. તેને જોઇને કોઈ પણ માણસ એમ ન જાણે કે આના મગજમાં અક્કલ સમાયલી હશે. તે એક કમ અક્કલનો, પૈસો પેદા કરનાર, સોય કાંસકીવાળો જાણે ત્રીસ વરસ સુધી લોકોને ઠગી હવે નિરાંતે બેઠો હોય તેનો આબેહુબ નમુનો દેખાતો હતો. બીજા સાધા-રણ લોકો પહેરેછે એવો કોટ તથા પાટલુન પહેર્યાં હતાં. ગજવામાં એક મોટું રૂપાનું ઘડીઆળ તથા થોભીઆના રંગના વાળનો અછોડો તેના પેટ ઉપર લટકી રહ્યો હતો. જ્યારે તે બોલતો ત્યારે હાથમાં રાખેલી એક શીંગડાના આકારની ટીકડીઓથી ભરેલી દાબડી તરફ વારંવાર જોતો તથા તે દાબડી ઉપર જડેલી છબી જાણે પોતાની ગત પ્રિયાની છબી હોય તેમ કરૂણ નજરે વારંવાર તે તરફ નજર કરતો. જેમ જેમ વાત આગળ ચાલતી

ગઈ તમ તેમ જ્યારે જ્યારે તે ખુશી થતો કે દીલગીર થતો ત્યારે કાંતો તે દાબડીમાંથી એક ટીકડી લેઈ ચાવી જતો કે કાંતો પેલી છબી તરફ કરૂણ નજરે જોતો.

તેના તરફ થોડીવાર જોઈ મો. ડોમીનીએ ખભા ઊંચા કર્યા, અને બોલ્યો, " હાં, ત્યારે તમને પ્રીફેકટે અહીં મોકલ્યા છે ? વારૂ ત્યારે તમે અહી આવ્યાછો તો બધી હકીકતથી અમે તમને વાકેફ કરીએ."

લેકોકે સંતુષ્ટપણે જવાબ દીધો, " નારે સાહેબ, તેની કાંઈ જરૂર નથી. બીલકુલ જરૂર નથી."

" તો પણ તે જાણવું જરૂરતું છે. તમારે જાણવું જોઈએ કે—"

ડીટેકટીવ વચ્ચે બોલી ઉઠયો, " જે તમે જાણોછો તે કેની ? પણ તેતો હું પણ જાણુંછું. આપણે જાણીએ છીએ કે બે ખૂન થયાંછે અને તેનો હેતુ ચોરી છે. કાઉન્ટેસનું મડદું જડયું છે પણ કાઉન્ટનું નથી જડયું. પછી શું ? બરટોડ—એક જાણીતો ચોર—પકડાયો છે; એને થોડીક સીક્ષા થવી જોઈએ છે. ગેસ્પીન પીધેલ અવસ્થામાં પાછો આવ્યોછે. અહા! તેના ઉપર ગંભીર તહોમત મૂકાયાં છે, તેનાં પ્રથમનાં આચરણ ખેદકારક છે; તેણે રાત કયાં ગાળી તે જણાયું નથી; તેમ તે જવાબ દેતો નથી, અને ખૂન થયું તે વખતે ખૂનની જગાથી તે દૂર હતો એ વાત તે કહેતો નથી, એ જરા વિચાર કરવા જેવું છે."

મો. પ્લૅંટેટ તો દીંગજ થઈ ગયો અને ઘણીજ ખુશીની નજરે તેના સામું તેણે જોયાં કર્યું.

મો. ડોમીનીએ પૂછ્યું, " આ બધું તમને કોણે કહ્યું ?"

" બધાએ—દરેક જણે થોડું થોડું મને કહ્યું."

" પણ કયાં?"

" અહીં. હું અહીં બે કલાકથી આવ્યો છું, અને મેયોર સાહેબનું ભાષણ પણ મ્હેં સાંભળ્યું છે." અને આ જવાબથી જાણે પોતે સંતુષ્ટ થયો હોય એમ જણાવી એક ટીકડી ચાવી ગયો.

માજીસ્ટ્રેટે પૂછ્યું, " ત્યારે અમે તમારી વાટ જોતા હતા તે તમને ખબર ન હતી?"

ડીટેકટીવે જવાબ દીધો, " માફ કરો સાહેબ, મહેરબાની કરી

મારી વાત સાંભળી લ્યો. આપ જાણોછો કે તોપ મુકવા પહેલાં પ્રથમ જમીન તપાસવી જોઇએ. આસપાસના લોકોનાં ગપ્પાં સાંભળવા હું હમેશાં આતુર રહુંછું, અને પછી તેના ઉપર વિશ્વાસ રાખવો કે નહીં તેટલા સારૂ તેમનો મત જાણવા ખંતી રહુંછું."

મો. ડોમીનીએ ગુસ્સાથી કહ્યું, " પણ તેથી તમારે આટલી બધી ઢીલ કરવાની કાંઇજ જરૂર ન હતી. "

મો. લોકોકે પ્રેમની નજરે ટીકડોની દાબડી ઉપરની છબી તરફ તિહાળ્યું અને પછી કહ્યું. " સાહેબ, પ્રાફેક્ચરમાં તપાસ કરશો તો માલમ પડશે કે હું મારો ધંધો સારી રીતે જાણુંછું. તપાસ સારી રીતે કરી શકાય તેટલા સારૂ તપાસ કરનારે અજાણ્યા રહેવાની જરૂર છે. પોલીસ લોકપ્રિય નથી. ત્યારે જો લોકોએ જાણ્યું હોત કે હું પોલીસનો માણસછું, અને અહીં કેમ આવ્યો છું તો કોઇએ મને કાંઈ વાત કહી ન હોત. હું ગમે તેટલા સવાલ પૂછત તો જો મને જૂઠી વાતો ન કહેત તોપણ તેમની જીભ તેમના મ્હોમાંજ રાખત અને જરાએ મ્હારા ઉપર વિશ્વાસ રાખત નહીં."

પપા પ્લૅટેટ ડીટેકટીવની મદદે આવ્યો અને બોલ્યો, " બરોબર છે, બરોબર. "

"તેથી મને જ્યારે અહીં આવવાનો હુકમ મળ્યો કે તરતજ મ્હેં ગામડીઆનો ચ્હેરો તથા પોશાક ધારણ કર્યો. મને જોઇને લોકોએ જાણ્યું કે આ કોઇ જીજ્ઞાસુ ગામડીઓ છે અને ખરાબ માણસ નથી. એટલે હું ટોળામાં દાખલ થયો, સાંભળ્યું, વાતો કરી અને કરાવી. આથી હું ખબર મેળવી શકયો, ટીકાઓ સાંભળી અને કોઇએ મારા તરફ લક્ષ આપ્યું નહીં. આ ઓરસીવલના લોકો ઘણા પ્રિય લાગેછે. જૂઓની, આટલા થોડા અરસામાં કેટલાક જણને મ્હેં મિત્ર કરી લીધાછે, અને આજે સાંજરેજ જમવાનું નોતરૂં સુદ્ધાં મને મળ્યું છે. "

મો. ડોમીની પોલીસ તરફની પોતાની અપ્રિયતા જવલ્લેજ છાની રાખતો. તેમની મદદ તે કદી માંગતો નહી પણ તે કબુલ કરવી પડતી હતી અને તે પણ ન છુટકેજ. તે લોકોની વાત સાંભળતો હતો તેથી તે બીલકુલ ખુશી થયો નહીં. પણ આ તેની હીકમત સારી છે તે કબુલ કર્યા વગર ચાલ્યું નહીં. તેણે કચડાગીમાં આખરે કહ્યું, " જ્યારે તમે આટલું બધું જાણો

છો ત્યારે તો ચાલો આપણે હવે ગુન્હાની જગો તપાસીએ."

ડીટેકટીવે જવાબ દીધો, " હું આપના હુકમને તાબેજછું."

માજીસ્ટ્રેટ ઉઠી ઉભો થયો. મો. લેકોકે પપા પ્લેંટેટને પોતાની દાબડીમાંથી એક ટીકડી આપી. પ્લેંટેટ ના કહી શકયો નહીં તેથી લીધી. લેકોક પાછો સ્વસ્થ થયો. દરેક હસમુખા માણુસો હમેશાં પોતાની તરફ બીજાઓની લાગણીઓ દોરાય એવી ઇચ્છા રાખેછે.

---

## પ્રકરણ ૬ ઠું.

### બારીક તપાસ.

મો. લેકોક સહુથી પહેલો દાદર આગળ આવી પહોંચ્યો, પણ ત્યાં લોહીના છાંટા પડેલા જોઈ અટકયો. જેમ જેમ તે ડાઘ જોતો ગયો તેમ તેમ તે બોલતો ગયો, "ઓઃ, ઓઃ, ઓઃ, લુચ્ચાઓ." મો. કરટોઇસનું ડીટેકટીવને આટલી બધી લાગણી બતાવતો જોઈ હૈયું ભરાઈ આવ્યું. તેઓ ઉપર ચહડ્યા કે લેકોક બોલ્યો, "તેઓ આ પ્રમાણે આખી જગા ઉપર નિશાનીઓ મૂકી જતા નથી, અથવા જો એવી નિશાનીઓ પડે તો લોહી નાંખેછે." તે ત્યાં આગળ ઉભો રહ્યો અને બધા ખંડ કયાં કયાં આવ્યાછે તે જોયા. પછી કાઉન્ટેસના બેઠક ખંડમાં જઈ તે બોલ્યો, "મને હજી રસ્તો સાફ સૂઝતો નથી."

મો. ડામીની બોલ્યો, "પણ મને લાગેછે કે તમારી ચોકશીનું કામ ચલાવવાને આપણી પાસે પૂરતાં સાધનો મળી આવ્યાંછે. એતો સ્પષ્ટ દેખાય છે કે ગેસ્પીન કદાચ મળતીઓ નહીં હોય તોપણ તેને આ ખૂનની ખબર હોવીજ જોઇએ."

મો. લેકોક ટીકડીની દાબડી ઉપરની છબી નિહાળીને જોતો હતો એટલુંજ નહી પણ જાણે તે પોતાની ગતપ્રિયાની સાથે વાત કરતો હોય તેમ હોઠ ફફડાવતો હતો. આખરે તે મોટેથી બોલ્યો, "હા, એતો ખરૂં કે ગેસ્પીન સજ્જડ સાંડસામાં સપડાયો છે. તેણે રાત કયાં ગાળી તે કેમ તે કહેતો નથી ? લોકોનો મત તેની વિરૂદ્ધ છે પણ તે ઉપર હું વિશ્વાસ કદી રાખતો નથી."

પછી બધાને ઉમરા આગળ ઉભા રહેવાને માન પૂર્વક કહી તે શયનગૃહમાં

દાખલ થયો, પોતાની આસપાસ બારીકીથી જોવા લાગ્યો અને દરેક વસ્તુ ખાખાવીખી થઈ ગયેલી દેખાતી હતી તેનું કારણ શોધવા લાગ્યો. તે મ્હો-ડાઇને બોલ્યો, "લુચ્ચા, ચોર, તેઓએ ચોરી કરવાના ઇરાદાથી ખૂન કર્યા તે તો સમજી શકાય છે પણ તેમાં તેમને આખા ઘરમાં બધી વસ્તુ ભાંગી નાંખવાનું શું કારણ હતું ? ખબડદાર ચોરો સામાન ભાંગી નાંખતા નથી. તેઓ પોતાની પાસે ખાસી મજેની ખોટી કુંચી રાખેછે અને તેથી કામ પાર પડેછે તેમ અવાજ પણ થતો નથી. આ ખૂનીઓ બેવકૂફ હોવા જોઇએ—" પણ ઓચિંતાનું મ્હો પહોળું કરી આંખો ચહડાવીને બોલ્યો, "ના, ના, છેક બેવકૂફ તો નહીં."

ડીટેકટીવને આ પ્રમાણે ચાળા કરતો તેના સોબતીઓ ઉમરામાં ઉભા ઉભા રસમયી તથા આશ્ચર્યની નજરે જોતા હતા. તે ડીટેકટીવ તરતજ ધુંટણીએ પડયો અને પોતાનો હાથ શેતરંજી ઉપર તથા ભાંગેલા કાચના વાસણોમાં ફેરવ્યો. "બધું ભીનું ભીનું લાગેછે. મને લાગેછે કે ચ્હાનાં વાસણો ભાગ્યાં તે વખતે ચ્હા પીધો નહતો."

પ્લૅંટેટ ધીરેથી બોલ્યો, "થોડી ચ્હા વાસણોમાં કદાચ રહી ગઈ હોય ?"

મો. લેકોકે જવાબ દીધો, "હા, તે ખરૂં. હું એજ કહેવા જતો હતો, અને તેથી ગુન્હો કયારે બન્યો તે બરોબર કહી શકાય નહીં."

મો. કરટોઇસ બોલ્યો, "પણ આ ઘડીઆળથી સાફ માલમ પડેછે."

મો. ડોમીનીએ કહ્યું, "હા, મેયોર પોતે નોંધ લેતાં લખેછે કે ઘડીઆળ પડી ગયું તે વખતે બંધ થયું હતું."

મો. પ્લૅંટેટે કહ્યું, "હા, પણ જૂઓ, ઘડીઆળમાં બતાવેલો વખત કઢંગો છે; તેમાં ત્રણ ઉપર વીસ મીનીટ થઇછે. અને આપણે જાણીએ છીએ કે કાઉન્ટેસનું ખૂન થયું ત્યારે તે ભરપોશાકમાં હતી. અને વળી પાછલી રાત્રે ત્રણ વાગે ચ્હા પીએ એ નવાઈ જેવું છે."

મો. લેકોકે જવાબ દીધો, "મ્હને પણ એ નવાઈ જેવું લાગ્યું અને તેથી હું બોલ્યો કે છેક બેવકૂફ નહીં. વારૂ ત્યારે આપણે ખાત્રી કરીએ."

તેણે સંભાળથી ધીમે રહીને ઘડીઆળ ઉચાડયું અને તેની અસલની જગોએ ભીંતે સીધું રાખી લટકાવ્યું. તેના કાંટા બરોબર તેજ જગાએ રહ્યા. પછી ડીટેકટીવ બબડયો, "ત્રણ ઉપર વીસ મીનીટ ! ખરેજ ! લોકો રાત્રે સવા

ત્રણ વાગે ન્હા પીતા નથી, અને લોકોનાં ખૂન દીવસે ભાગ્યેજ થાયછે." મહા મહેનતે તેણે ઘડીઆળનું બારણું ઉઘાડયું, અને મીનીટ કાંટો બાર ઉપર ખસેડયો. ઘડીઆળમાં ૧૧ વાગ્યા !

મો. લેકોક આનંદથી બોલી ઉઠયો. "હાં: હાં: આજ ખરેખરો વખત છે!" અને પોતાના ગજવામાંથી દાબડી કહાડી એક ટીકડી ચાવી ગયો.

આ આવી સાદી હીકમતથી સર્વેજણ આશ્ચર્ય પામ્યા. કેમકે એમાંના એકેને આ યુક્તિ સૂઝી નહોતી. મો. કરટોઇસ તો દીંગજ થઈ ગયો. તેણે ડાકટરને કાનમાં કહ્યું. "આ માણસ પોતાનું કામ બરોબર જાણેછે."

મો. લેકોક બોલ્યો, "આપણા ખૂનીઓ હું પ્રથમ ધારતો હતો તેમ જંગલી પ્રાણી જેવા નહતા, પણ તેઓ ઘણા લુચ્ચા હતા. ખૂન કરવાની સાથે તેમને બીજું પણ કામ કરવાનું હતું. વખત ફેરવીને આપણને ખોટે રસ્તે દોરવવાની તેમની મતલબ હતી."

મો. કરટોઇસ બોલી ઉઠયો, "પણ તેમ કરવાનું કારણ મને સમજાતું નથી."

મો. ડોમીનીએ જવાબ આપ્યો, "જૂઓની, પારીસ તરફ જવાની છેલ્લી ગાડી ઉપડી ગયા પછી ખૂન થયું હતું એમ જણાવવામાં તેમને ફાયદો ખરો કેની ? નવ વાગે ગેસ્પીન પોતાના સોબતીઓથી લાયોન્સ સ્ટેશન આગળથી છૂટો પડયો, ત્યાર પછી તે અહીં દસ વાગે આવ્યો હોય, કાઉન્ટ તથા કાઉન્ટેસનું ખૂન કર્યું હોય અને કાઉન્ટ પાસે પૈસા હતા તે તે જાણતો હતો તે ત્યાંથી લેઇ છેલ્લી ગાડીમાં પારીસ ગયો હોય."

મો. પ્લેંટેટ બોલ્યો, "હા, એ અટકળ ઘણી વિચારવંત છે. પણ ત્યારે ગેસ્પીન બેટીગ્નોલ્સમાં પોતાના સોબતીઓને મળ્યો કેમ નહી ? એમ કરવાથી તેણે એક જાતની 'એલીબી*' સાબીત કરી હોત."

પેલા હાડવૈદ રોબલોટની વાત કહાડતી વખતે પપા પ્લેંટટને ગભરામણનો વિકાર થયો હતો તેના ઉપર વિચાર કરતો ડોકટર ગ્રેન્ડૂન એક બાકી રહેલી આખી ખુરશી ઉપર બેઠો હતો તે હવે જાગૃત થયો. તે આ સાંભળીને ઉઠયો અને બોલ્યો, "પણ વળી એક બીજું પણ છે. ગેસ્પીનને એથી ફાયદો ખરો, પણ તેના મળતીઆ બરટોડને તો હાનીકારક કેની ?"

* એલીબી—જે જગાએ ગુન્હો બન્યો હોય તે જગાએ ગુન્હો બન્યો તે વખતે પોતે હાજર નહોતો પણ બીજી જગાએ હતો એમ સાબીત કરવું તે.

મો. ડોમીનીએ જવાબ દીધો, "કદાચ બરટોડની સલાહ તેણે નહીં લીધી હોય. પણ ગેરપીનને લગ્નમાં નહીં જવાને કારણ હતું. આવું ખૂન કર્યા પછી તેની બેચેનીથી તે કદાચ પકડાશે એવી તેને દહેશત લાગી હશે."

આ તકરારમાં મો. લેકોકે ભાગ લીધો નહતો. જેમ ડાકટર પોતાને માલુમ પડેલાં ચિન્હો નક્કી કરવાને ઇન્તેજાર હોયછે તે પ્રમાણે ઘડીઆળની સામે તે જોતો ઉભો રહ્યો, અને કાંટા ફેરવવા લાગ્યો. ઘડીઆળમાં એકપછી એક ૧૧ાા-૧૨-૧૨ાા અને પછી ૧ વાગ્યો.

જેમ જેમ તે કાંટો ફેરવતો ગયો તેમ તેમ તે બબડતો ગયો, "ત્યારે તમે શીખાઉ હતા કેમ? અદેખા પણ ખરા, પણ તમને બધી વાત યાદ આવી નહીં. તમે કાંટા ફેરવ્યા પણ વગાડવાનું ભુલી ગયા. તેથી એક જુનો છુપી પોલીસનો ઉંદરડો આવ્યો એટલે પકડાઈ ગયા." પછી મો. ડોમીની તથા પપા પ્લેંટેટ તરફ ફરીને બોલ્યો, "હવે તમને સાહેબ ખાત્રી થઇ કે ગુન્હો સાડાદસ વાગે બન્યો હતો."

પપાપ્લેંટેટ વચ્ચે બોલી ઉઠયો, "હા, જો ઘડીઆળ બગડયું ન હોય તો."

મો. કરટોઇસે ટાપશી પૂરી, "હા એવું ઘણીવાર બનેછે. મ્હારે ત્યાંનું ઘડીઆળ એવી સ્થિતિમાં રહેછે કે ખરો વખત તો મને ખબરજ ન પડે."

લેકોક વિચારમાં પડયો, પણ થોડીવાર રહીને બોલ્યો, "કદાચ મો. પ્લેંટેટનું કહેવું ખરૂં પણ હોય. સંભવ મારા ધારવા પ્રમાણે છે પણ આપણે તો ખાત્રી કરવી જોઇએ. તે સાબીત કરવાનું એક બીજું સાધન છે-બીછાનું. હું ખાત્રીથી કહુંછું કે તે ખુંદી નાંખેલું હશે." પછી મેયોર તરફ ફરીને બોલ્યો, "મને મદદ સારૂ એક નોકરની જરૂર પડશે."

"પ્લેંટટે કહ્યું, "હું મદદ કરીશ. તેથી જલદીથી કામ થશે."

તેમણે પલંગ ઉભો કર્યો તથા બીછાના ઉપરની મચ્છરદાની કહાડી નાંખી; પછી પૂછયું, "કેમ, મ્હેં ખરૂં કહ્યું હતું કેની?"

મો. ડોમીની આશ્ચર્ય પામી બોલ્યો, "હા, પથારી ચુંથાયલી છે."

"હા, પણ તેમાં કોઈ સૂતું નહોતું."

મેયોર સાહેબે વાંધો લીધો—"પણ-"

ડોટકટીવે તેમને અટકાવી કહ્યું, "હું કહુંછું તેજ પ્રમાણે છે. ચાદરો કહાડી નાંખી છે, કોઈ અંદર આળોટયું છે, તકીઆ દબાયલા છે તથા

તળાઈ ચુંથાયલી છે, પણ પથારીમાં કોઈ સૂતું હોય એવો જરા પણ ભાસ માલુમ નથી પડતો."

પ્લેંટેટે જવાબ દીધો, "કાઉન્ટેસ ભરપોશાકમાં હતી પણ કાઉન્ટ પ્રથમ સૂતો હોય."

મો. લેકોકે જવાબ દીધો, "ના, હું તેથી ઉલટું સાબીત કરી આપીશ. પથારીની આ અવ્યવસ્થાથી હું જરા પણ છેતરાતો નથી."

બીજા બધાઓ તેની પાસે આવી ઉભા અને લેકોકે ચાદરો વિગેરે નીચે નાંખી દીધું અને પછી જેમ જેમ તે કામ ચલાવતો ગયો તેમ તેમ બોલતો ગયો, "જૂઓ, આ બન્ને તકીઆ ચુંથેલા છે. પણ જરા નીચે જૂઓ એમાં જરાએ કરચોલી છે? જ્યારે માણસ સૂએછે ત્યારે તેના હાથનો તથા તેના માથાનો ભાર પડવાથી આ ભાગ દબાયલો રહેછે. પણ એટલેથીજ બસ થયું એમ નથી. બીછાનાની પાંગથે જુઓ. ચાદરો અહીં પાથરેલી છે ત્યાં બે તળાઇઓ એક બીજા સાથે કેવી ચ્હોંટેલી છે. હવે જો કોઈ સૂતું હોય તો તેના પગ એક જગાએથી બીજી જગાએ હાલવાથી આમ ચ્હોંટેલી ન રહે. મો. ડી ટ્રેમોરલ તો ઉંચો હતો, તેથી તે જો સૂતો હોત તો તેના પગ છેક સુધી પહોંચ્યા હોત અને તેથી તળાઇઓ જૂદી પડી રહી હોત."

આ સાબીતીથી દરેક જણને ખાત્રી થઈ.

ડીટેકટાવે આગળ ચલાવી કહ્યું "પણ વળી બીજી ખાત્રી કરી જોઇએ. આપણે છેલ્લી તળાઈ જોઇએ જ્યારે માણસ જાણી જોઇને પથારી ચુંથી નાંખેછે ત્યારે તેને છેલ્લી તળાઈ કેમ રહેછે તેનું ભાન નથી આવતું." તેણે ઉપરની તળાઈ ઉપાડી અને જોયું તો છેલ્લી તળાઈ સાફ જરાપણ કરચોલી વગરની હતી. તે જોઈ તે બોલી ઉઠ્યો "જોઈ આ તળાઈ?"

માજીસ્ટ્રેટે જવાબ દીધો, "મો. ડી ટ્રેમોરલ સૂતો ન હતો એ વાત તો સિદ્ધ થઈ."

ડાકટરે કહ્યું, "હા, જો કાઉન્ટનું પથારીમાંજ ખૂન થયું હોત તો તેનાં કપડાં અહીંજ પડયાં હોત."

લેકોકે કહ્યું, "હા, તેમ લોહીના છાંટા પણ પડયા હોત. ખરેજ, આ ખૂનીઓ ઘણા હોંશીઆર ન હતા."

મો. પ્લેંટેટે જવાબ દીધો, "મ્હને વધારે આશ્ચર્ય જેવું તો એ લાગેછે

કે કાઉન્ટ હેકટરના જેવા જોરાવર જુવાન માણુસનું તેની જાગૃત અવસ્થામાં ખૂન કેમ થયું?"

ડાકટર ગેન્ડ્રૂને કહ્યું, "અને હથીઆરથી ભરેલા ઘરમાં; કાઉન્ટના ખાનગી ઓરડામાં બંદુક, તલવાર, છરી વીગેરે એટલાં બધાં હથીઆરો છે કે કોઈ જાણે એ આયુધાગાર હશે."

મો. કરટોઇસ દીલગીર થઈ બોલ્યો, "હાય, એથી પણ વધારે ખરાબ સંકટ આવી પડેલાં આપણે જાણીએ છીએ. અઠવાડીએને અઠવાડીએ ન્યુસપેપરમાં—"

પણ આટલું બોલી તે નિરાશ થઈ અટકી પડયો, કારણ કે તેનું કહેવું કોઈ સાંભળતું નહતું.

પપા પ્લૅંટેટની વાત ઉપર દરેક જણાનું લક્ષ લાગેલું હતું. તે બોલ્યો, "ઘરમાં આ અવ્યવસ્થા જોઈ તમે વિસ્મય પામોછો. હું તો એમ કહુંછું કે બસ આટલીજ અવ્યવસ્થા કેમ દેખાય છે? હું તો હવે વૃદ્ધાવસ્થાએ પહોંચ્યો છું, પાંત્રીસ વર્ષના જુવાન માણુસ જેટલું મારામાં જોર નથી; તોપણ એટલું તો કહુંછું કે જો હું અહીં હોત તથા જાગૃત હોત તો ખૂનીઓને પોતાનું કામ કરવું જરા અઘરૂ પડત, અને તેઓ મારી તો નાંખત પણ હું બૂમ પાડી સર્વ કોઇને જાગૃત કરત, મારૂં રક્ષણ કરવાના ઉપાયો કામે લગાડત, બૂમ પાડત, બારીઓ ઉઘાડી નાંખત અને જરૂર પડત તો આખું ઘર સળગાવી મૂકત."

ડાકટરે કહ્યું, "અને વળી જાગતા માણુસને ઓચિંતાનોજ મારી નાંખવો રમત નથી. ગમે ત્યાંથી પણ કાંઈ ભણકારો કાને પડેછે, વખતે બારણું ઉઘાડવાનો કે પગથીઆ ઉપર પગલાંનો, અને તેથી માણુસ સાવચેત થાય છે. ગમે તેટલી તદબીરથી ખૂની પોતાના ભોગની પાસે આવે, પણ અણુચિન્તવ્યો તો તે તેને મારી શકતો નથી."

મેયોરને ટાપશી પૂરવાની ટેવ હતી તેથી તેઓ બોલી ઉઠયા, "કદાચ તેમણે બંદુક કે પીસ્તોલ વાપરી હશે તો? એવું પ્રથમ ઘણીએ વાર બન્યું છે. ઉન્હાળામાં બારી ખુલ્લી મૂકી તમે હવા ખાતા બેઠા હો તથા સ્રીની સાથે વાત કરતા હો અને ચ્હા પીતા હો; બહાર ખૂનીઓ એક નિસરણી લાવી ઉપર ચ્હડતા હોય; તે બારી નીચે ટેકવી એક જણ ચ્હડે

તથા ધીમેથી છાનામાના જૂએ અને લાગ જોઈ પીસ્તોલનો ઘોડો દાબે કે ગોળી ફટ દેતી કે—"

ડાકટર ગેંડૂન પૂરવણી કરતો હોય તેમ બોલ્યો, " આખો પડોસ જગાડે ને તમામ લોકોને પોતાની પાસે એકઠા કરે. "

મેયોર જરા આકળા થઈ બોલ્યા, " વારૂંવારૂં, મને કહેવા દો, કહેવા દો. તે પ્રમાણે ગીચ વસ્તીવાળા શહેરમાં થાય. પણ અહીંઆ વિશાળ બગીચામાં નહીં, સમજ્યા કેની સાહેબ. તમે ડાકટર જરા વિચાર કરો કે આ જગા કેવી એકાંત છે ? નજીકમાં નજીકનો પાડોશી કેટલે દૂર રહેછે ? અને વચમાં આ બધાં ઝાડો છે તેથી કાંઈ અવાજ થાય તે બધો ઢંકાઈ જાય. ચાલો આપણે અજમાવીએ. તમે રસ્તામાં જઇ ઉભા રહો અને હું આ ઓરડામાં પિસ્તોલ ફોડું. હું સરત બકું છું કે તમે જરાપણ અવાજ સાંભળશો નહીં. "

" દીવસે, સાહેબ, દીવસે, પણ રાત્રે નહીં. "

કરટોઇસના આ લવારા ચાલતા હતા તે વખતે મો. ડોમીની વિચારમાં ગર્ક થઇ ગયો હતો, તે હવે બોલ્યો, " મને લાગેછે કે જો ગેરપીન આજે કે કાલે પણ નહીંજ બોલે તો પછી કાઉન્ટના મડદા ઉપરજ આપણે આધાર રાખવો પડશે. તેનાથી આ ગર્મની કુંચી જડશે. "

મો. લેકોકતો પોતાની તપાસમાં મંડયોજ રહ્યો હતો. તે એક પછી એક ઘર શણગારનો સામાન ભાંગી નીચે પડયો હતો તેના ટુકડા ન્હાના કે મ્હોટા તમામ ઉપાડી બારીકીથી જોતો કે વખતે કાંઈ તેમાંથી ભેદ માલમ પડે. વખતો વખત પોતાની પાસે ન્હાનાં ઓજારની પેટી હતી તેમાંથી કાંઈ ઓજાર કહાડતો, તેનાથી કળો ઉઘાડતો. એક લાકડાની ઘોડી ઉપર દીસ લ્હોવાનો રૂમાલ પડયો હતો તે સંભાળીને ઉંચો કર્યો અને એક બાજુએ સંભાળીને મૂકયો, જાણે કે તે એક ઘણીજ અગત્યની વસ્તુ હોયની. તે કાઉન્ટના ખાનગી ઓરડામાંથી શયન ગૃહમાં જતો અને શયન ગૃહમાંથી ખાનગી ઓરડામાં જતો અને જે વાત ચાલતી હતી તેનો શબ્દે શબ્દ સાંભળતો તથા એમાંથી યાદ રાખવા લાયક શબ્દ કે વાકય હતાં તે ઉપર તથા તે કેવા અવાજે બોલાતાં તે બધું ધ્યાનમાં રાખતો.

આવા ગુન્હાની તપાસ વખતે જ્યારે ઘણા અમલદારો એકઠા મળેછે ત્યારે

તેઓ વિચારીને બોલેછે. દરેક જણ એમ જાણેછે કે પોતાના સોબતીઓ પોતાના જેટલાજ અનુભવી છે તથા એક સરખી રીતે હોંશીઆર તથા સાફ મગજ વાળાછે, અને સત્ય શોધી કહાડવામાં એક સરખી રીતેજ ખંતીછે. બ્હારના દેખાવો ઉપર વિશ્વાસ રાખતા નથી. દરેક જણ કાંઈ શોધ થઈ હોય તેનો અર્થ જૂદોજ કરેછે, તથા ગુન્હાનો હેતુ તથા તે કેમ બન્યો હશે તે વિષે જૂદી જૂદી રીતે અટકળ કરેછે. તોપણ એક સાધારણ જોનારતો આ બધું પારખી કહાડી શકશે નહી. આથી દરેક તપાસ કરનાર પોતાના વિચાર ગુપ્ત રાખેછે, અને પોતાના સોબતીઓના વિચાર જાણવાને પ્રયત્ન કરેછે, અને જો સામાનો મત પોતાથી જૂદો હોય તો તે પોતાના જેવો મત કરાવવાને મહેનત કરેછે. જે માણસોના હાથમાં બીજા માણસોની સ્વતંત્રતા કે જીંદગી રહેલી હોયછે, અને જે કલમના છેડાથી માણસોને સૂળીએ ચ-હડાવેછે તેમને પોતાની જવાબદારીનો બોજો ઘણો લાગેછે, અને તેથી તે બોજો બીજાઓને વ્હેંચી નાંખવામાં સૂખ માની લેછે. એક શબ્દ અથવા એક ન્હાના ચાળાથી વખતે પરીણામ ઘણું ભયંકર નીપજેછે, તેથી સાવધ-તા વાપરવાની જરૂર હોવાને લીધે દરેક જણ પોતે પ્રથમ અભિપ્રાય આપતો નથી તેમ ખૂલી રીતે કદી બોલતો નથી. બીજાઓના અભિપ્રાય સાંભળવા સારૂ પોતે ઢીલ કરેછે અને પછી પોતે તે કબૂલ કરેછે કે ના-કબુલ કરેછે. સ્પષ્ટ વાત કરવાને બદલે ઘણું કરીને હમેશાં સૂચના કરેછે અને તે પણ રીતસર નહીં. આટલું કરવા છતાં પણ વખતે કાંઈ શબ્દ બોલાઈ જાયછે, કાંઈ સાધારણ ઉચ્ચાર થાયછે અથવા કાંઈ યોગ્ય સ્વગત બો-લાયછે અને તેથી અભિપ્રાય બદલાઈ જાયછે અને ખુલાસો માંગવામાં આવેછે.

આ કામમાં માજીસ્ટ્રેટ તથા તેના સોબતી મો. પ્લૅટટના અભિપ્રાય જૂદાજ હતા. કેટલોક બખત થયાં તેમને આ વાતની ખબર પડી હતી પણ એક બીજાએ ખુલી રીતે તે કબૂલ કર્યું નહતું મો. ડોમીનીના જાણવામાં કેટલીક હકીકત આવી હતી તે ખરીજ છે એમ માની પોતે જે અભિપ્રાય બાંધ્યો હતો તેથી વિરૂદ્ધ કાંઈ વાત માનવાને તે ઇનકાર કરતો હતો. તેમ મો. પ્લૅટટે કેટલાક માર્મીક ઉચ્ચારો સાંભળી મત બાંધ્યો હતો તે સ્પષ્ટ રીતે જણાવવાની તેને વિનંતી કર્યા વગર જણાવવા ખુશી નહતો. તેણે જે છેલ્લું ભારથી કહ્યું હતું તેનો જવાબ કોઇએ દીધો નહતો. પણ એથી વધારે બો-

લવાને તે રાજી નહતો, કેમકે તે જાણતો હતો કે લેકોક કે જેના ઉપર તેનું સારૂં વલણ થયું હતું તેને પોતાને ધારેલે રસ્તે દોરવવાને આટલું કહેવું બસ હતું, તેથી તેણે તેને પૂછ્યું, " કેમ, મો. લેકોક, કાંઈ વધારે માલમ પડયું છે ! "

મો. લેકોક આ વખતે કાઉન્ટ હેકટરની એક મ્હોટી છબી બીછાના સામે હતી તે તરફ નીહાળીને જોતો હતો. મો. પ્લૅંટેટનો આ સવાલ સાંભળીને તે ફર્યો અને બોલ્યો, " કાંઈ નક્કી કહી શકાય નહીં. તો પણ મારા અભિપ્રાયો તુટે એવું કાંઈ જડયું નથી. પણ—" તે અટકયો. તે પણ બીજાઓની પેઠે પોતાનો અભિપ્રાય સ્પષ્ટ રીતે કહેતાં અચકાયો.

મો. ડોમીનીએ ગુસ્સાથી પૂછ્યું, " તમે શું કહોછો ? "

મો. લેકોકે જવાબ દીધો, " હું એમ કહેતો હતો કે હું હજી સંતુષ્ટ થયો નથી. મારા હાથમાં ફાનસ છે અને તેમાં મીણબત્તિ પણ છે. ફકત દીવાસળીની જરૂર છે. "

મો. ડોમીનીએ ગુસ્સાથી કહ્યું, " બસ, જરા સભ્યતા વાપરો. "

મો. લેકોકે નમ્રપણે જરા કચડાગીમાં જવાબ દીધો, " બહુ સારૂ, સાહેબ. હજી પણ હું અચકાઉંછું. પણ જો ડાકટર કાઉન્ટેસનું મડદું તપાસશે તો મારૂં કામ સહેલાઇથી થઈ શકશે. "

મો. ડોમીની બોલ્યો, " હું પણ, ડાકટર તમને એજ કહેતો હતો."

ડો. ગેન્ડ્રને જવાબ દીધો, "ખુશીથી," અને બારણાતરફ ફર્યો.

મો. લેકોકે ડાકટરનો હાથ ઝાલ્યો અને અત્યાર સુધી જે અવાજમાં બોલતો હતો તેથી જુદાજ અવાજમાં બોલ્યો, " મહેરબાની કરીને કાંઈ હથોડા જેવા હથીઆર વડે કાઉન્ટેસના કપાળમાં ઘા મારેલાછે તે જરા તપાસીને જોજો. મ્હેં બધા ઘા તપાસીને જોયાછે, અને હું ડાકટર નથી તોપણ એટલુંતો સમજી શકયો છું કે એ શક ભરેલા છે. "

મો. પ્લૅંટેટે તરતજ જવાબ દીધો. " હું પણ તેમજ ધારૂંછું "

મો. લેકોકે કહ્યું, " એ ઘા કેવા પ્રકારથી માર્યા છે એ જાણવાથી મારો અભિપ્રાય બંધાશે. " અને મો. ડોમીનીનો ઠપકો તેને હજી સુધી લાગતો હતો તેથી તે સાંભળે એમ બોલ્યો, " ડોકટર, હું જે દીવાસળી કહેતો હતો તે તમારા હાથમાં છે. "

મો. ગેન્ડ્રન ઓરડામાંથી બહાર જતો હતો એવામાં મેયોરનો નોકર

બેપટીસ્ટ ઉમરામાં આવી ઉભો અને સલામ કરી મેયોરને કાંઈ સમાચાર કહેવા આવ્યો છે એમ સૂચવ્યું.

મો. કરટોઇસે પૂછ્યું, " શું મારૂં કામછે? શું કામછે? શું છે? એક મીનીટ પણ મને નિરાંત નહીં! જા, હું કામમાં છું."

શાંત સ્વભાવના બેપટીસ્ટે ઉત્તર દીધો, " મડમ સાહેબના સમાચાર કહેવા આવ્યોછું. મડમ સાહેબ માંદાં થઈ ગયાંછે."

મેયોર આ સાંભળી લેવાયો, અને ભયથી પૂછ્યું. " મડમ સાહેબ? એ શું બકે છે? બરોબર બોલ."

બેપટીસ્ટ ધીમે ધીમે બોલ્યો, " હમણાં ટપાલવાળો આવ્યો હતો. મડમ સાહેબ બહારના ખંડમાં બેઠાં હતાં. ત્યાં જઇને મ્હેં કાગળો આપ્યા. પણ કાગળો આપીને બહાર તો પૂરો હું ગયો નહીં હોઉં એવામાં મેં એક ચીસ સાંભળી અને જાણે કોઈ જમીન ઉપર જોરથી પડ્યું હોય એમ સાંભળ્યું." બેપટીસ્ટે આ વાત જેમ બને તેમ ધીમેથી અને પોતાના શેઠને દુઃખ ઘણુંજ થાય એમ કહી.

મેયોરે આકળા થઇ કહ્યું. " પછી, પછી? બોલ, બોલની?"

"મ્હેં તે ખંડનું બારણું ધીમેથી ઉઘાડ્યું, તો શું માલમ પડ્યું? જોઉછું તો મડમ સાહેબ જમીન ઉપર ચતાંપાટ પડેલાં હતાં. મેં મદદ સારૂ બધા નોકરોને ધાંટો પાડી બોલાવ્યા; દાસી, રસોઇઅણ અને બીજા નોકરો મ્હારો ધાંટો સાંભળી એકદમ ઉપર દોડી આવ્યાં, અને અમે મડમ સાહેબને ઉચકીને કોચ ઉપર સુવાડ્યાં. જસ્ટીન કહે એતો મીસીબાબાનો કાગળ વાંચ્યો તેથી આમ થઈ ગયું." આ ખબર બેપટીસ્ટે અચકાતાં તથા જાણે પોતાને ઘણુંજ લાગતુ હોય તેમ ધીમેથી આપી. પણ તે લુચ્ચાની આંખો તરફ નજર કરી હોયતો સાફ દેખાતું હતું કે પોતાના શેઠના દુઃખથી તે મનમાં ઘણોજ મલકાતો હતો.

મો. કરટોઇસના હોંસ ઉડી ગયા હતા. જ્યારે આપણા ઉપર શું દુઃખ આવી પડ્યુંછે તેની બરોબર ખબર હોતી નથી ત્યારે સ્વભાવિક રીતે તેની હકીકત પૂછતાં ડરીએ છીએ, તેમ મેયોરને થયુ. તે ઘેર જવાને બદલે, શોક કરતો સ્થિર ઉભો રહ્યો. પણ પપા પ્લેંટટે નોકર તરફ એવી તીક્ષ્ણ નજર કરી પૂછ્યું કે બેપટીસ્ટને પ્રથમ પ્રમાણે બોલવાની હીમત રહી નહીં. " શું! મેડમોઇસેલ લોરેન્સનો પત્ર? ત્યારે તે અહીં નથી?"

" નાજી. તેઓતો એક અડવાડીઊં થયાં તેમના કોઈ સગાંને મહીના સારૂ માળવા ગયાં છે."

" મડમ સાહેબને કેમ છે? "

કમનસીબ મેયોરને હવે જરા શુદ્ધિ આવી. તેણે બેપટીસ્ટનો હાથ પકડયો અને કહ્યું, " ચાલ, ચાલ. " અમે તે બન્ને જણા જલદીથી ચાલ્યા ગયા.

માજીસ્ટ્રેટ બોલ્યો, " ગરીબ બીચારો મેયોર ! વખતે તેની પુત્રી મરી ગઈ હશે.'"

મો. પ્લેંટટે ડોકી ધુણાવી, અને મો. ડોમીની તરફ ફરીને બોલ્યો, "જો એમ હોયતો ઠીકજ તો. વૃદ્ધ બરટોડે જુવાનીમાં જે કાંઇ વચનો કહ્યાં હતાં તે તમને યાદ છે સાહેબ? "



## પ્રકરણ ૭ મું.

### બારીક તપાસ ચાલુ.

માજીસ્ટ્રેટે, ડાકટરે તથા પપા પ્લેંટટે એક બીજા સામું જોયું. બીચારા કરટોઇસ ઉપર એવી શી આફત આવી પડી હશે? તેનામાં કેટલાક ખોડો હતી તથાપી એકંદરે તે ઘણો ભલો માણુસ હતો. આજનો દીવસ ખરેખર દુ:ખનોજ હતો.

મો. લેકોક બોલ્યો, " બરટોડે પોતાની જુવાનીમાં અણસારા કર્યા હતા તે વિષે મેં બે અજાએબ જેવી વાતો સાંભળી છે. જો કે મને અહીં આવ્યાને બહુ વખત તો થયો નથી—કહે છે કે મેડેમોઇસેલ લોરેન્સ—"

મો. પ્લેંટટે તેને એકદમ અટકાવ્યો, "જાઠું, જાઠું, સાફ જૂઠું. નીચલી વર્ગના માણુસો સારી સ્થિતિના માણુસો ઉપર એવી ઇર્ષા રાખે છે કે ગમે તેવી જૂઠી વાતો બનાવી તેમને હલકા પાડવાને તેઓ ચૂકતા નથી. અહીં આટલામાં અમીરો તથા શેઠીઆઓ જાણે કાચના ઘરમાં રહે છે. તેમને હેરાન કરવાને ઇર્ષા, ધિક્કાર તથા દુર્ભાવથી ભરેલા માણુસો હમેશાં તક શોધતા રહે છે અને જો કોઈની છાની વાત હોય તો તે ઉઘાડી પાડે છે અને જો ન હોય તો નવી બનાવેછે. કોઈ વેપારી ધંધામાં આબાદ થયો અને સંતોષ

તથા સુખથી રહેવા લાગ્યો અને પોતાના મિત્રો તરફથી માન તથા મિત્રતા ભોગવવા લાગ્યો કે નીચલા વર્ગના માણસો તેને વગોવવા ચૂકતા નથી. તે બીચારાનું નામ ધૂળમાં રગદોળે છે તથા તદ્દન જૂઠી વાતો બનાવી પ્રસિદ્ધ કરી દુઃખ દે છે. હું ખરૂં કહું છું, મો. લેકોક, ઈં. કોઇને છોડતી નથી."

દાકતરે હસતાં હસતાં જવાબ આપ્યો, "હશે મેડોમેઇસેલ લોરેન્સને કોઇએ વગોવી હશે, તો તેનો બચાવ કરવાને વકીલ ઘણો સારો મળ્યોછે."

મો. પ્લૅંટેટ જરા શરમાયો તેથી શાંત પણ જરા ગભરાયલે ચ્હેરે જવાબ દીધો, "કેટલીક બાબતો એવી હોય છે કે તેનો બચાવ એની મેળે થાયછે. મો. કરટોઇસ માન આપવા યોગ્ય છે. પણ આપણી પોતાની તથા આપણી વહુ બેટીની આબરૂ તર્કટી વાતો બનાવનાર એક લુચ્ચા માણસના હાથમાં રહેલી છે. પ્રથમ કદાચ એવા લુચ્ચાની વાત લોકો માને નહીં. પણ તે વાત ફેલાય છે અને લોકોની અફવા ફેલાતી બંધ કરવાને કાયદામાં કાંઈ આધાર નથી. આપણે પોતાને માટે કોણ જાણે શું એ વાત થતી હશે!"

દાકતરે જવાબ દીધો, "છિ:, એમાં શું ? મારા ધારવા પ્રમાણે આપણે ફક્ત આપણું અંતઃકરણ શું કહે છે તેના ઉપરજ લક્ષ આપવું જોઇએ, પછી લોકોનો અભિપ્રાય-કાંઈ થોડા હઝાર લોકોનો મત-ગમે તે હોય. ભલે એ લોકો બકે, હું તેની જરા પણ દરકાર રાખતો નથી."

આ તકરાર કેટલોક વખત સુધી ચાલત, પણ માજીસ્ટ્રેટે ગજવામાંથી ઘડીઆળ કહાડયું અને વખત જોઈ બોલ્યો, "આપણે આવી વાતો કરવામાં નકામો વખત ખોઇએ છીએ; હજીતો કેટલુંક કામ કરવાનું છે."

તે ઉપરથી એવો ઠરાવ કર્યો કે મો. ડોમીનીએ પોતાનો રીપોર્ટ ઘડી કહાડવો, દાકટરે મડદાંની તપાસ કરવામાં ગુંથાવું તથા મો. પ્લૅંટેટે મો. લેકોકની ચોકસી કરવામાં મદદ કરવી.

આથી આ છેલ્લા બે જણ એકલા પડ્યા કે ડીટેકટીવે જાણે પોતાને માથેથી મ્હોટો બોજો ઉતાર્યો હોય તેમ શ્વાસ લીધો અને બોલ્યો, "હવે આપણે બરોબર કામ ચલાવી શકીશું." મો. પ્લૅંટેટને આ સાંભળી જરા હસવું આવ્યું, તે જોઈ લેકોકે દાબડી ઊઘાડી એક ગોળી ખાધી અને કહ્યું, "હું આવ્યો તે પહેલાંજ તપાસ શરૂ થઈ તે મને પસંદ પડયું નહીં, કેમકે તે લોકો અભિપ્રાય બાંધી બેઠા છે, અને તે અભિપ્રાયને હું મળતો નથી આવતો તેથી

મને તેઓ બેવકુફ ઠરાવે છે. દાખલા તરીકે માજીસ્ટ્રેટ એમ જાણે છે કે આ એક સેહેલો કેસ છે. પણ હું—લેકોક—ગેબ્રોલનો વધારે નહીંતો બરોબરીઓ તથા ફાધર ટેબેરેટનોમાનીતો ચેલો—એમ નથી ધારતો. હજી મને રસ્તો બીલકુલ જડયો નથી."

તે અટકયો અને પોતે જે જે શોધ કરી હતી તે વિષે મનન કરી બોલ્યો, "ના, હું હજી રસ્તે પડયો નથી; ખરૂં પૂછાવો તો હું ભૂલો પડયો છું. આમાં કાંઈ ભેદ છે એતો મને સ્પષ્ટ સમજાયછે. પણ તે ભેદ શોછે?"

પપા પ્લૅંટેટનો ચ્હેરોતો શાંતજ હતો પણ તેની આંખ તેજોમય થઈ. પણ જાણે તેને કાંઈ રસ પડયો ન હોય તેમ તે બોલ્યો " કદાચ તમારૂં ધારવું ખરૂં હોય; કદી કાંઈ ભેદ હોય પણ ખરો. "

ડીટેકટીવે તેના સામું તેના ચ્હેરા ઉપરથી તેના વિચાર વાંચતો હોય તેમ જોયું, પણ પપા પ્લૅંટેટ ગંભીરજ રહ્યા. તેઓ બે જણ કેટલોક વખત ચૂપ રહ્યા. પણ તે દરમ્યાન લેકોક દાબડી ઉપરની ગત પ્રિયાની છબી સામું જોઈ જાણે તેને પોતાના ખરા વિચારો વિશ્વસ્ત પણે કહેતો હોય તેમ જોઈ રહ્યો. તે મનમાં બોલ્યો, " જો પ્રિયા, આ વૃદ્ધ પુરૂષ ઘણો ઊંડો દીસેછે અને તેથી મ્હારે એના કામ તથા હાવભાવ ઉપર સખત નજર રાખવી જોઇએ. તે માજીસ્ટ્રેટના મતને મળતો નથી આવતો; તેનો પોતાનો અભિપ્રાય જુદોજ છે; પણ તે કહેવાની હીમત નથી ધરાવતો. પણ આપણે તે વાત કહડાવવી જોઇએ. આ થોભીઆ લગાવ્યા છે છતાં પણ તે આપણને વર્ત્તિ ગયો. જ્યાં સુધી તેણે જાણ્યું કે તે મને આડે રસ્તે દોરી શકશે ત્યાં સુધી મો. ડોમીનીને રસ્તે જવાનો રસ્તો તેણે બતાવ્યાં કર્યો, પણ હવે મને ખરા રસ્તાની તરફ મુખ ફેરવતો જોયો કે અદબ વાળી પાછો હઠેછે. શોધનું બધું માન તે મ્હનેજ આપવા ચાહેછે. તેનું શું કારણ? તે અહીંજ રહેછે તેથી કદાચ પોતાના ગ્રામિકને દુશ્મન કરતાં ડરતો હશે. પણ ના, તે અશકયછે. તે કાંઇ કોઇથી ડરે એવો નથી. ત્યારે શું કારણછે? અહા! તે પોતાની શોધથી ત્રાસ પામ્યો હશે; તેણે કાંઈ એવીતો ત્રાસ જનક વાત શોધી કહાડી હશે કે તે કહેતાં તેની જીભ ઉપડતી નથી."

આ આત્મભાષણમાં કાંઇ નવો વિચાર આવવાથી તે અચકયો. તેણે વિચાર કર્યો. " કદાચ ધારો કે મારી ભૂલ થઈ છે. એમ ધારો કે આ

બુઢ્ઢો એટલો અક્કલમંદ નથી, એમ ધારો કે તેને કાંઈ વાત એવી જડી નથી આવી અને એમ મ્હોં કરવાની એને ટેવજ હશે અથવા એવું કદાચ કુદરતથીજ થયું હશે તો ? એના કરતાં વધારે નવાઈ જેવા દેખાવો મ્હેં જોયાછે ! મ્હેં કેટલાક એવા જોયાછે કે તેમનો દેખાવ ભેદવાળો, બોલવું માર્મિક, અને અંતે તેમની પાસેથી કાંઈ ખૂલાસો નીકળતો નથી. તો પણ આપણે તેની પરીક્ષા કરવી જોઇએ."

આ નિશ્ચય ઉપર આવવાથી તેણે જેમ બને તેમ કમઅક્કલ વાળા મનુષ્ય જેવું મ્હોં કર્યું, અને બોલ્યો, "વિચાર કરવા ઉપરથી, સાહેબ, મને લાગેછે કે હવે આપણે કાંઈ વધારે કામ કરવાનું રહ્યું હોય એમ મને લાગતું નથી. બે મુખ્ય ગુન્હેગારો પકડાયા છે અને તેઓ જરા બોલશે, અને મોડા વ્હેલા જો માજીસ્ટ્રેટ ધારશે તો બોલ્યા વગર તેઓ રહેવાના નથી-જ. એટલે આપણે બધી હકીકત જાણીશું."

મો. પ્લૅંટેટના ઉપર ખરા શીઆળાની સ્હવારે બરફ જેવા ઠંડા પાણીનો ઘડો ઢાલ્યો હોત તો તેથી આ વાક્યો જેટલો તે નિરાશ થાત નહીં. ઘણાજ વિસ્મયાન્વિત ચ્હેરે તે બોલ્યો, "શું ? તમે આટલા અનુભવી, આટલા—"

લેકોકની આ યુક્તિ ફત્તેહમંદ ઉતરી તેથી તે પોતાનું મ્હોં ઠાવકું રાખી શક્યો નહીં. મો. પ્લૅંટેટે જાણ્યું કે આ આશ્ચર્ય બતાવવામાં આપણે સજડ પકડાઈ ગયા તેથી તે ખડખડાટ હશી પડ્યો. પણ આ બે દુનિઆના સર્વ ભેદના અનુભવીઓ કેટલોક વખત સુધી એક શબ્દ પણ બોલ્યા નહીં. તેઓએ એક બીજાને બરોબર ઓળખી લીધા. ડીટેકટીવ મનમાં બોલ્યો, "મ્હારા બુઢ્ઢા શેઠ, તમારા ગજવામાં તમે કાંઈ છાંનુંમાનું રાખી મૂક્યુંછે, પણ તે એવું ત્રાસજનક છે કે તમે તમારી મેળે બહાર કહાડવાના નથી. તે પરાણેજ કહડાવશો ? વારૂં ત્યારે." મો. પ્લૅંટેટ મનમાં બોલ્યો, "આદમી ચતુર છે. તે જાણેછે કે મ્હારા મગજમાં એક વાત ધુસી રહીછે, અને તે વાત કહડાવવા તે મહેનત કરેછે. મને લાગેછે કે તે મોડો વ્હેલો કહડાવશે ખરો."

મો. લેકોકે ટીકડીની દાબડી ગજવામાં મૂકી દીધી. તે જ્યારે કામ કરવા મંડતો ત્યારે તે હમેશાં ગજવામાં મૂકી દેતો. પછી તે બોલ્યો. "આસો

તૈયારી કરો, મેયોરના કહેવા પ્રમાણે જે હથીઆરથી આ બધો સામાન ભાંગી નાંખવામાં આવ્યો છે તે હથીઆર જડયુંછે કે નહીં ?"

મો. પ્લૅંટેટે જવાબ દીધો, "હા, બીજે માળે બગીચામાં જે ખંડની બારી પડેછે તે ખંડમાં અમને એક કુહાડી હાથ આવીછે. તે ભોંય ઉપર પડી હતી. નજીકજ એક કબાટ હતું તે ઉપર ઘા મારેલા છે પણ તે ઉઘડી શકયું નથી. મ્હેં કોઇને તેને અડકવા દીધો નથી."

"તમે એ ઠીક કર્યું. તે વજનમાં ભારેછે ?"

"આશરે બશેરેકને આશરે હશે."

"ઠીક, ચાલો આપણે તે જોઈએ."

તેઓ ઉપર તે ખંડમાં ગયા અને ત્હાં લેકોક પોતાનો ધારણ કરેલો દેખાવ તથા કપડાંની દરકાર રાખ્યા વિના લાંબો થઈ જમીન ઉપર ઉંધો સૂતો, અને કુહાડી તથા લીસી ઓકની રંગીત ભૂમિ ઉપર વારા ફરતી તાકી તાકીને જોવા મંડયો.

મો. પ્લૅંટેટે કહ્યું, "હું ધારૂછું કે ખૂનીઓએ આ કુહાડી ઉપર આણી હશે અને કબાટ ઉપર આપણને આડે રસ્તે દોરવવા સારૂ તથા ગુંચવાડો વધારવા સારૂ ઘા માર્યા હશે. આ કબાટનાં બારણાં ભાંગી નાંખવા કાંઈ કુહાડીની જરૂર નહતી કેમકે એતો એક મુકીથી ભાંગે એવાં છે. તેમણે ફક્ત એકજ ઘા કર્યો અને પછી કુહાડી ધીમે રહીને નીચે મૂકી દીધી."

ડીટેકટીવ ઉભો થયો અને કપડાં ઉપરથી ધૂળ ખંખેરી નાંખી. તેણે કહ્યું, "મને લાગેછે કે તમારી ભૂલછે. આ કુહાડી ધીમે રહીને નીચે મૂકી નથી. ગુસ્સા અથવા ભયના આવેશમાં તે ઘણાજ જોરથી નીચે ફેંકી દીધેલી દીસેછે. જૂઓ, જમીન ઉપર આ પાસે પાસે ત્રણ નીશાનીઓ જોઈ ? જ્યારે ખૂનીએ કુહાડી નીચે નાંખી દીધી ત્યારે પ્રથમ અણી પડી અને તેથી ઉંડો ખાડો પડયો પછી તે એક બાજુએ પડી અને હથોડા જેવા તેના ચપટા ભાગથી આ મ્હારી આંગળી નીચેની નીશાની પડી. તે ઉપરથી તે એટલીતો જોરથી ફેંકી દીધેલી કે તે વળી એકવાર ઉછળીને જમણી બાજુએ પડી અને તેની અણીથી બીજીવારની આ નિશાની પડી."

મો. પ્લૅંટેટે જવાબ દીધો, "હા બરોબર, ત્હમે કહોછો તેમજ છે."

પણ ડીટેકટીવના આ કહેવાની સાથે પોતાનો અભિપ્રાય મળતો આવ્યો નહીં હોય તેથી જરા ગુંચવાઇને કહ્યું. "પણ ત્યારે મને કાંઇજ સમજણ પડતી નથી."

મો. લેકોકે પૂછ્યું. "આ બારી ઉઘાડી છે તે આજે સવારે એવીજ રીતે ઉઘાડી હતી ?" પ્લૅંટટે હા કહેવાથી તેણે આગળ ચલાવ્યું, "હાં, ત્યારે તે લુચ્ચાઓએ કાંઈ અવાજ બાગમાં સાંભળ્યો હશે અને બારીમાંથી જોયું હશે. તેમણે ત્યાં શું જોયું તે કાંઈ કહી શકાતું નથી. પણ તેથી તેઓ સજજડ ભડકયા હશે કેમકે તેથી આ કુહાડી તેમણે ઘણાજ જોરથી નાંખી દીધી અને નાશી ગયા. આ ઘા પડયાછે તે કેવી જગાએ પડયાછે તે બરોબર ધ્યાનમાં રાખો. તે અલબત્ત જરાક આડા ઢળતા પડયા છે. તેથી માલમ પડેછે કે ખૂની તે વખતે કબાટ પાસે નહીં પણ આ ઉઘાડી બારી પાસે ઉભો હતો."

પ્લૅંટટ પોતે હવે ઘુંટણીએ બેઠો અને ઘા તરફ નીહાળીને જોયું અને જોયું કે ડીટેકટીવે જે કહ્યું હતું. તે ખરૂં કહ્યું હતું તે જરા ગુંચવાયો, પછી ઉભો થઈ બોલ્યો, "આથી હું જરા ગુંચવાયો છું. પણ—" તે અટકયો અને કપાળે હાથ દેઈ વિચારમાં પડયો, અને જાણે આ ભેદની કુંચી ખોળવાને મથન કરતો હોય તેમ તે બોલ્યો. "તોપણ આ બધાનો ભેદ સમજી શકાય ખરો. પણ ત્યારે જો એમજ હોય તો ઘડીઆળમાં બતાવેલો વખત ખરો હોવો જોઇએ."

મો. લેકોકે પ્લૅંટટને આમ ધારવાનું કારણ પૂછ્યું નહીં. કેમકે પ્લૅંટટ એવી સ્થિતિમાં હતો કે તે જવાબ દેતજ નહીં. તેથી પોતે જાણે એકલોજ હોય તેમ બોલ્યો, "આ કુહાડીના ઘાથી હું પણ ગુંચવાઉંછું. હું ધારતો હતો કે ખૂનીઓને વચ્ચે કાંઈ વિઘ્ન નડયું હશે." પપા પ્લૅંટટ કાન દેઇને સાંભળતો હતો. "આ બધી નિશાનીઓ બે પ્રકારની છે. એક તો આપણને ખોટે રસ્તે દોરવાને જાણી જોઇને પલંગની માફક કરેલી, અને બીજી ભૂલથી અથવા ગભરાટથી થઈ ગયેલી આ કુહાડીના ઘાની પડેલી ખરેખરી નીશાનીઓ. પણ અહીં હું અચકુંછું. મ્હેં જાણ્યું કે આ ખૂનીઓને આપણે ઓળખ્યા છે; પણ હવે–" તે અટકયો. અને તેના મ્હોં ઉપરની કરચોળીથી સાફ દેખાતું હતું કે તે મનમાં ઘણી મહેનત કરતો હતો.

થોડીવાર રહીને પ્લૅંટટે પૂછ્યું, "પણ હવે ?"

મો. લેકોક એકદમ જાગૃત થયો. તેણે જવાબ દીધો, " માફ કરજો સાહેબ, હું ભૂલી ગયો હતો. મોટેથી બોલી વિચાર કરવાની મને ખરાબ ટેવ પડી છે, અને તેથી હું ઘણીવાર એકલોજ કામ કરૂં છું. આવા અનિશ્ચિતપણા તથા અચકાવાથી તથા અજાએબ તરેહના શક આવવાથી એક હોંશીઆર ડીટેકટીવ તરીકેની મ્હારી પ્રતિષ્ટાને હાની પહોંચે છે. " બલ્લા પ્લેંટટે રહેમની નજરે તેના સામું જોયું. " સંતોષકારક પરીણામ જણાયા વગર હું ઘણું કરીને મ્હોં ઉઘાડતોજ નથી. અને જ્યારે બોલું છું ત્યારે આમ છે કે આમ નથી એમ દૃઢતાથીજ બોલું છું. પણ આજે હું એક બીજા માણસની સાથે કામ કરૂં છું અને તે માણસ જાણેછે કે આનો ભેદ પ્રથમના પ્રયાસથીજ નિકળે એમ નથી. અને તેથીજ હું આ પ્રમાણે મારી અદૃઢતા ખુલ્લી કરૂં છું. હમેશાં માણસ પેહેલેજ સપાટે પાર પડતો નથી. સત્ય કહાડવા સારૂ ઘણી જાતના તર્ક વિતર્કો કરવા પડેછે. જૂઓ અત્યારેજ મારા ધારવામાં ભૂલ આવી છે."

" કેમ, શી ભૂલ આવી છે? "

" તે ઉઘાડુંજ છે. હું ધારતો હતો કે મ્હેં તે લુચ્ચાઓને પિછાણી લીધા છે અને તેમને ઓળખી શકીશ. અને વળી એમ થાયછે કે એ બધું ખોટું તો નહીં હોય? તેઓ મૂર્ખ છે, કે ઘણા લુચ્ચા છે? હું ક્યારનો એજ સવાલ મનમાં કર્યા કરૂં છું. મ્હને એમ લાગ્યું ઘડીઆળ તથા પલંગની યુક્તિઓમાંજ ફક્ત તેમનું ડહાપણ સમાયલું છે. અને કેટલાક સાધારણ વિચારો કરવાથી આપણને આડે રસ્તે દોરવવાને તેમને શી શી યુક્તિઓ સૂઝી હશે તે બધું મ્હને સમજાવા લાગ્યું. ખરી વાત સમજવાને આ દેખાવોનો ઉલટો અર્થ લેવાની જરૂર છે. મ્હેં વિચાર્યું, બીજે માળે કુહાડી જડી આવી છે માટે તે ત્યાં જાણી જોઈનેજ મૂકી છે; જગવાના ખંડમાં પાંચ પ્યાલા પડેલા છે માટે ખુનીઓ પાંચથી વધારે કે ઓછા છે પણ પાંચ નથી; ટેબલ ઉપર છાંડેલું જમણ હતું તેથી તેઓ જમ્યા નથી; કાઉન્ટેસનું મડદું નદી કીનારે જડયું છે માટે તે ત્યાં લઈને મૂકયું છે; તેના હાથમાં કપડાંનો કડકો છે માટે તે જાણી જોઇને ખૂનીએ મૂકયો છે; મેડેમ ડી ટ્રેમોરલના શરીર ઉપર અનેક જખમો પડેલા છે તેથી તેનું ખૂન એકજ ઘાથી થયું છે."

"સાબાશ-સાબાશ." પપા પ્લૅંટેટ ઘણાજ ખુશી થઈ ગયા અને આ ઉદ્ગાર તેમના મુખમાંથી નિકળી પડ્યો.

લેકોકે જવાબ આપ્યો, "ના, હજી સાબાશ કહેવાને વાર છે; કેમકે અહીં સુધી દોરી નીકળી છે, પછીનું કોકડું ઉકેલવાનું રહ્યું છે. જો મ્હારી આ ધારણા ખરી હોય તો કુહાડી ધીમેથી મૂકાયલી હોવી જોઇએ."

પપા પ્લૅંટેટે આવેશમાં કહ્યું, "પણ તેથી તમારી ધારણામાં જરા પણ ખલેલ આવતું નથી. તમારા કહેવા પ્રમાણેજ ખૂનીઓની ધારણા હોવી જોઇએ, અને તેમજ છે, એમ મ્હને સ્પષ્ટ લાગેછે. ફક્ત કાંઈ અણચિન્તવી અડચણ આવી પહોંચી હશે, અને તેથી તેઓ અચકયા હશે."

"કદાચ એમ હશે, પણ એક બીજી નવી વાત મને દેખાય છે."

"શી?"

"કાંઈ નહીં, એટલે હમણાં એ કહેવાની જરૂર નથી. પ્રથમ હવે મ્હારે જમવાનો ખંડ તથા બગીચો તપાસવા જોઇએ."

તેઓ બન્ને જણા સાથે નીચે ઉતર્યા; અને પપા પ્લૅંટેટે પોતે રીસા કોરાણે મૂકયા હતા તે બતાવ્યા. ડીટેકટીવે પ્યાલા એક પછી એક બધા હાથમાં લીધા. તથા પોતાની નજર તથા દીવાની વચ્ચે ધરી જ્યાં જરા ભીના જેવું લાગતું હતું ત્યાં તાકી તાકીને જોયું. પછી દઢતાથી તે બોલ્યો; "આ ગ્લાસમાંથી કોઇએ કાંઈ પીધું નથી."

"શું! કોઈ પણ ગ્લાસમાંથી નહીં?"

ડીટેકટીવે તીક્ષ્ણ નજરથી પ્લૅંટેટના સામું જોયું અને દરેક શબ્દ ઉપર ભાર મૂકી કહ્યું, "ના, એક પણ ગ્લાસમાંથી નહીં."

મો. પ્લૅંટેટે જવાબમાં ફક્ત હોઠ બીડી દીધા, જાણે એમ કહેતો હોય કે "તમે જરા વધારે આગળ વધોછો."

મો. લેકોક જરા હસ્યો અને બારણું ઉઘાડી તેણે નોકર ફ્રૅંકોઇને બોલાવ્યો. પછી તે આવ્યો કે છૂપી પોલીસના લોકો જેમ સવાલ કરેછે તેમ ડોળ કરી તેણે પૂછ્યું, "જો, સાંભળ હું કહુંછું તે, જે જવાબ આપે તે બરોબર, સાચા તથા ટુંકાણમાં આપજે."

"હાજી સાહેબ."

"જમવા પહેલાંજ જમણ ખંડમાં દારૂ આણી રાખી મૂકવાની રીત હતી કે?"

"નાજી, જ્યારે જરૂર પડતી ત્યારે હું મ્હારી જાતે જઇને નીચેથી ભંડારમાંથી લઈ આવતો."

"ત્યારે ભરેલી બાટલીઓ આ ખંડમાં રાખતા નહોતા?"

"કદી નહીં."

"પણ કોઈ વખતે દારૂની બાટલી થોડી ખાલી થયેલી પડી રહેતી હશે કેની?"

"ના, કાઉન્ટની રજાથી હું વધેલી બાટલી લેઈ જઈ નોકરના ખાવાના ખંડમાં મૂકતો."

"પછી બાટલી ખાલી થયા પછી તે કયાં મૂકતો હતો?"

"હું આ ખૂણામાં પડેલા કબાટમાં મૂકી છાંડતો, અને ઘણી થાય કે હું બધી લેઇ જઇને નીચે ભંડારમાં મૂકી આવતો."

"ગઈ વખતે છેલ્લે કયારે બાટલીઓ મૂકી આવ્યો હતો?"

"પાંચ, છ દીવસ ઉપર."

"ઠીક. હવે કાઉન્ટ કઇ જાતનો દારૂ પીતા હતા?"

"કાઉન્ટ કવચિતજ દારૂ પીતા. પણ વખતે કાંઈ જરા બ્રંડિ પીવાની મરજી થતીતો સગડી ઉપરની પેલી દારૂ મુકવાની છાજલી ઉપરથી પોતે જાતેજ લેતા."

"તે છાજલી ઉપર રમ, કે કોગનેકનો કોઇ પણ સીસો ન હતો?"

"ના."

"સારૂં, જા હવે." પછી ફ્રેંકોઈ જતો હતો તેને જતાં જતાં કહ્યું, "અમે આ તપાસ કરીએ છીએ એટલામાં જરા જોકે પેલા ખાલી સીસા મૂકવાના કબાટમાં બરોબર જેટલા જોઇએ તેટલાજ સીસાછે કે કાંઈ ઓછા વત્તાછે?"

ફ્રેંકોઇએ જઈ જોઇને કહ્યું, "ત્યાં તો એક પણ નથી."

લેકોકે જવાબ દીધો, "ખરી વાત. અને હવે વટાણા વાવી જા." પછી ફ્રેંકોઇએ પોતાની પછાડી બારણું વાસ્યું, કે ડીટેકટીવે પ્લૅંટટ તરફ ફરી પૂછ્યું, "કેમ? હવે તમે શું કહો છો?"

"કે તમારી અટકળ ખરી છે."

લેકોકે પછી વારા ફરતી ગ્લાસ તથા સીસો સુંઘી જોયા અને બોલ્યો, "આહાહા! આ જૂઓ મારી અટકળની બીજી સાબીતી. આ ગ્લાસમાં

દારૂતો રેડાયોજ નથી, પણ આ કબાટમાં કોઈ સરકાની બાટલી પડી હશે તેજ ચોરોએ ઉડાવી અને તેને દારૂ જાણી આ ગ્લાસોમાં ખાલી કરી." એમ કરી ગ્લાસ મો. પ્લેંટેટના નાક આગળ ધરી તેણે કહ્યું. "તમારી જાતેજ ખાત્રી કરી જૂઓ."

એમાં કાંઈ શક જેવું ન હતું. સરકો સારો તથા જલદ હતો. ચોરો પોતાની પાછળ ઉતાવળમાં ન્યાયના અધિકારીઓને આડે રસ્તે દોરવવાની આ એક જબરી સાબીતી પોતાની પાછળ મૂકી ગયા હતા. તેમના વિચારો તો અક્કલવાળા હતા પણ તેમનો અમલ કરતાં તેમણે જબરી ભૂલ ખાધી હતી. તો પણ આ ભૂલોનું કારણ ઉતાવળ હોવી જોઇએ અને ઉતાવળ કરવાનું કારણ કાંઈ અણુચિન્તવ્યો બનાવ બનવો જોઇએ. કોઈ પણ અક્કલનું કામ સારી રીતે કરેલું જોઈ મો. લેકોક ઘણો ખૂશી થતો હતો. પરંતું આમ ભૂલો થયલી જોઈ તેનો મિજાજ જતો રહ્યો અને બે ચાર ગુસ્સાનાં વચનો બોલી પોતાની દાબડીમાંથી બે ચાર ટીકડીઓ એકદમ ચાવી ગયો.

પપા પ્લેંટેટે પોતાની મ્હોટી ઉમરનો લાભ લેઇ જરા ઠપકાના અવાજે બોલ્યો, "બસ હવે. આપણે ગુસ્સે થવું ન જોઇએ. લુચ્ચાઓ પોતાની યુક્તિઓ પાર પાડવામાં ભૂલ્યા છે એ ખરૂં, પણ તેઓ એમ જાણતા નહોતા કે તમારા જેવા માણસની સામે લડત લડવાની છે." ડીટેકટીવને જરા આત્માભિમાન હતું અને તેથી આ વખાણથી ખૂશી થયો. "આપણે જરા રહેમ નજરથી જોવું જોઇએ." અને આ તેના શબ્દોની અગત્યતા વધારે જણાવવા સારૂ તેણે કહ્યું. "વળી તમે બધીજ જગો કયાં તપાસી છે?"

મો. લેકોક કામ કરતો હતો કે નકામા ચાળા કરતો હતો તે કોઈ કળી શકતું નહીં. તે પોતે પોતાની જાતને પણ વિસારી દેતો. આ મ્હોટો હુન્નરી પોતાના ધંધામાં તલ્લિન થયેલો દરેક જાતના પોશાક ધારણ કરવાનું તથા મનુષ્યને થતી દરેક લાગણીઓ મરજી પડે તે વખતે દર્શાવવાનું શીખ્યો હતો. તે ખૂનીઓ ઉપર ઘણોજ ગુસ્સે થયો હતો અને હાથના જોરથી ચાળા કરતો હતો. પણ તે દરમ્યાન મો. પ્લેંટેટને કટાક્ષથી જોવાનું એક ક્ષણ પણ વિસર્યો નહતો. અને તેથી આ તેના છેલ્લા શબ્દોથી તે જાગૃત થયો અને બોલ્યો. " ચાલો ત્યારે બાકી રહેલી જગા જોઈએ. " અને પપા પ્લેંટેટની પછવાડે પછવાડે તે ચાલ્યો. ચાલતાં નીચે પ્રમાણે દાબ-

ડી ઉપરની ગત પ્રિયાની છબી સાથે વાત કરવા લાગ્યો " આ ભેદ જબરો લાગેછે અને આ બુઢ્ઢાને છેતરી તેનો મર્મ લેવો એ વિકટ છે. તે જ્યારે હું ખરી વાતની અટકળ કરીશ ત્યારેજ ભરમ ભાગશે; પ્રથમ કાંઈ કહેવાનો નથી. તે આપણા જેટલોજ જબરો છે. ફક્ત અનુભવ નથી તો પણ એ તો નક્કી કે એ મ્હારા કરતાં અટકળમાં આગળ વધ્યો છે તેનું કારણ એજછે કે કેટલીક બીના આપણે જાણતા નથી તે એ જાણેછે. "

બાગમાં કાંઈ આઘું પાછું થયું નહોતું. ચાલતાં પપા પ્લૅટેટ નદીએ જવાની પાગથીએ આવ્યો કે જ્યાં આગળથી કાઉન્ટની સપાટ તથા રેશમી રૂમાલ હાથ આવ્યાં હતાં તે જગો બતાવી. એમ કરતાં નદીને કીનારે આવી પહોચ્યા, અને પગલાં પડેલાં સાચવી રાખવા ઉપર પાટીઆં ગોઠવ્યાં હતાં તે સંભાળથી ઉપાડયાં. પપા પ્લૅટેટ બોલ્યો, "અમે ધારીએ છીએ કે કાઉન્ટેસ નાશી જતી હતી તેને અહીં ચોરોએ પકડી અને મારી નાંખી."

પપા પ્લૅટેટનો પોતાનો આ અભિપ્રાય હતો કે બીજાઓનો અભિપ્રાય દર્શાવતો હતો તે મો. લેકોક અટકળી શકયો નહીં. લેકોકે જવાબ દીધો, " મ્હારા ધારવા પ્રમાણે કાઉન્ટેસ નાઠી નહતી પણ ચોરોએ એને અહીં આણી તે પહેલાંજ મરી ગઈ હતી. નહીં તો તર્ક શાસ્ત્ર ખોટું સમજવું. તોપણ આપણે તપાસી જોઇએ. ' તે નીચો વળ્યો અને ધૂળવાળી પાગથી, સડી ગયેલું પાણી, લીલ તથા લીલોતરી બરોબર ધારીને જોયાં. પછી થોડેક દૂર પાછો જઈ તેણે એક પથરો પાણીમાં નાંખ્યો, અને તેથી છાંટા ઉડી કેઈ જગાએ જઈ પડ્યા, અને તેથી કેવા ડાઘ પડયા તે ધ્યાનમાં રાખ્યું. પછી ઘર તરફ પાગથીએ થઇને વળતી વખતે તે ઘાસવાળી જગા ઉપર એક છેડેથી બીજે છેડે પોતાના કપડાં બગડશે તેની જરા પણ દરકાર રાખ્યા વગર હાથે અને પગે ચાલતો ચાલતો ગયો, અને ઘાસની દરેક સળીએ સળી ધારી ધારીને જોઇ કે કઈ જગાએ સળી ભાંગેલી છે તથા જે સળી વળી ગયેલી હતી તે કેઈ બાજુએ વળી ગઈ છે. અને કેટલેક ઠેકાણેથી ઘાસ ઉખેડી જોયું કે જમીન કેવી થઈ જાયછે. પછી પ્લૅટેટ આ બધું વિસ્મયાન્વિત નજરે જોતો ઉભો હતો ત્યાં જઈ તેણે કહ્યું. " મ્હારો અભિપ્રાય નક્કી થયોછે. કાઉન્ટેસને આ ઘાસ ઉપરથી ઘસડી લાવ્યાછે. "

પ્લૅટેટે પૂછ્યું, " તમે નક્કી કહો છો ? " આ વખતે તે વૃદ્ધ

માણસનો અંદેશો સ્પષ્ટ માલમ પડતો હતો. તેને ખાતરી થઇ નહતી, અને તેથી લેકોકના કહેવા ઉપર તેને વિશ્વાસ રાખવાની જરૂર પડી.

ડીટેક્ટીવે જવાબ દીધો, " એમાં કાંઇજ શક નથી. " પછી જરા હશીને બોલ્યો, " પણ એક કરતાં બે ભલા તેથી હું તમને મ્હારાં કારણો કહું છું તે સાંભળો, પછી તમે તમારો અભિપ્રાય આપજો. " પાછા વળતી વખતે લેકોકે એક પીંછી જેવું કાંઈ સળેકડું હાથમાં લીધું હતું તે વતી જેમ મ્હોટા ટોળામાં લાંબા લાંબા હાથ કરી કોઈ માણસ ભાષણ કરેછે તેમ પોતાની આ સળી વતી દરેક વસ્તુ જેમ જેમ જરૂર પડતી ગઈ તેમ તેમ બતાવતો ગયો. " મેડેમ ટ્રેમોરલ નાસી નહોતી ગઈ, કારણ કે જો તેનું અહીંજ ખૂન થયું હોત તો તે જમીન ઉપર ઘણા જોરથી તૂટી પડી હોત અને તેથી આ પાણી ઘણે દૂર ઉડયું હોત અને કાદવના ડાઘ પડયા હોત. "

" પણ સવારમાં સૂર્ય—"

"સૂર્યના તાપથી પાણી સુકાઈ જાય એ ખરૂં, પણ કાદવના ડાઘ રહે. અને એવો એક ડાઘ પણ કયાં છે? તમે કદાચ એમ કહેશો કે પાણી ઉડીને ડાબી તથા જમણી બાજુએ પડવું જોઇએ. વારૂં જૂઓ આ બધી સળીઓ; તેમના ઉપર જરા જરા ધૂળ નજર આવેછે પણ કાદવનો તો એક ડાઘ પણ દેખાતો નથી, તેથી કોઇપણ પાણીમાં જોરથી પડયું નથી. કાઉન્ટેસનું ખૂન અહીં થયું નથી. તેને અહીં ઘસડી આણીછે અને ધીમેથી મૂકીછે. "

પપા પ્લૅંટેટની છેક ખાત્રી થઈ નહોતી તેમણે કહ્યું " પણ અહીં તરફડીઆં માર્યાનાં પગલાં પડયાં છે. "

મો. લેકોકે કહ્યું " તમે મશ્કરી કરોછો કે શું ? આ પગલાંઓથી એક ન્હાનો નીશાળીઓ પણ છેતરાય નહીં. "

" પણ મને લાગેછે કે—"

" મો. પ્લૅંટેટ, મારા કહેવામાં ભૂલ બીલકુલ નથી. આ ધુળમાં કોઇએ આમ તેમ પગલાં પાડયાં છે. પણ તે પગલાં એકજ પગથી પડયાંછે અને તે બૂટની અણીથી પડેલાં છે, જૂઓ. "

" હા એતો ખરૂં. "

" વારૂં ત્યારે; જ્યારે ધૂળમાં તમે ધારો છો તેવી લઢાઈ થાયછે

ત્યારે બે જાતનાં પગલાં પડેછે. એક મારનારનાં તથા બીજાં માર ખાનારનાં. મારનાર માણસ પોતાના પગની આંગળીઓ ઉપર ઉભો રહેછે. એને તેથી બૂટની અણી ધૂળમાં ઉંડી પેઠેલી રહેછે. પણ માર ખાનાર માણસ પાછલી બાજુએ ઢળતો રહેછે તેથી તેના પગની એડી ઉપર તે ઉભો રહેછે અને તેથી એડીની નીશાની ઉંડી પડેછે. વખતે બે જણાઓ એક સરખા બળીઆ હોયતો બૂટની અણી તથા એડી એ બન્નેની નીશાની એક સરખી રીતે પડવી જોઇએ. પણ અહીં શું છે? બધી નીશાની અણીનીજ છે; કોઈ એડીની નજર આવતી નથી."

મો. પ્લૅટટ હવે બોલ્યો, "મ્હારી હવે ખાત્રી થઈ. તમારા કહેવાથી કોઇપણ માણસની ખાત્રી થાય."

મો. લેકોકે જાણ્યું કે આમ પ્લૅટટની ખાત્રી કરવામાં તે ફત્તેહમંદ થયો તેથી કાંઈ ઇનામ તેને મળવું જોઇએ, તેથી એકદમ બે ટીકડીઓ ચાવી ગયો. તેણે વળી આગળ ચલાવ્યું. "પણ હજી કયાં? કાઉન્ટેસનું ખૂનતો ત્યારે અહીં નથી થયું પણ તેને અહીં ઘસડી આણી છે કે નહીં? શરીર બે રીતે ઘસડી શકાય. એકતો ખભો ઝાલીને, અને તે વખતે બે પગની બે સમાંતર લીંટીઓ પડેછે. બીજું પગવતી અને ત્યારે માથું ઘસડાવાથી એક પહોળો લીંટો પડી રહેછે." મો. પ્લૅટટે ડોકી ધૂણાવી. "જ્યારે સવારે મેં જગા તપાસી ત્યારે મ્હેં સમાંતર લીંટીઓ જોઇ પણ ઘાસ ઘણું દબાઈ ગયેલું જોવામાં આવ્યું, તેનું કારણ શું? એજ કે કોઈ પુરૂષને ઘસડેલો ન હતો કેમકે તેણે પાટલુન પહેરેલું હોવાથી ફક્ત લીંટીજ પડી રહેછે; પણ કોઇ સ્ત્રીને ઘસડી લાવેલી હોવી જોઇએ અને તે ભર પોશાકમાં હોવી જોઈએ એટલે તેના ઘાઘરાના ઘસડાવાથી ઘાસ વળેલું સ્પષ્ટ સમજાય છે; અને કાઉન્ટેસ ભર પોશાકમાં હતી તેથી કાઉન્ટેસનેજ અહીં ઘસડી આણીછે."

આનો કાંઈ પ્રત્યુત્તર મળશે એમ જાણી લેકોક અટકયો. પણ પ્લૅટટ તો વિચારમાં ગરક થઇ ગયો હતો અને તેથી પોતાનું કહેવું તેણે સાંભળ્યું હતું કે નહીં તે પણ અંદેશા ભરેલું હતું. રાત પડવા આવી હતી અને સીન નદી ઉપર ધૂમસ વરસતો હતો તેથી પપા પ્લૅટટે કહ્યું, "ચાલો આપણે ઘરમાં જઇએ અને જોઇએ ડાકટરે પોતાની તપાસમાંથી શું ખોળી કહાડયું છે."

તેઓ ધીમે ધીમે ઘર તરફ ચાલ્યા. ઓટલા ઉપર મો. ડોમીની તેમની વાટ જોતો ઉભો હતો. તેના ચ્હેરા ઉપર મનના સંતોષનાં ચિન્હ સાફ માલમ પડતાં હતાં. તેણે મો. પ્લૅંટેટને કહ્યું, "હું તમને આ કામ અહીં સોંપી જાઉછું. કેમકે મારે સરકારી વકીલને મળવું જોઇએ અને તેથી જલદી જવું જોઇએ. આજે સવારે તમે બોલાવવા માણસ મોકલ્યું હતું ત્યારે તે ઘેર ન હતા. મો. પ્લૅંટેટે ડોકું ધુણાવી સલામ કરી. "જો તમે અંત સુધી આ કામ તપાસશો તો હું તમારો ઘણો આભારી થઇશ. ડાકટર થોડી મીનીટમાં પોતાની તપાસ પૂરી કરી રહેશે અને કાલે સવારે પોતાનો રીપોર્ટ મોકલશે. જ્યાં જ્યાં તમારે જરૂર પડે ત્યાં ત્યાં તમે સીલ મારજો અને આ મહેલ ઉપર યોગ્ય ચોકી પહેરો મૂકજો. મકાન તથા બાગનો નકશો કહાડવા સવારે એક માણસને હું મોકલીશ." પછી ડીટેકટીવ તરફ ફરી તેને પૂછ્યું "કેમ, સાહેબ, તમે કાંઇ નવું ખોળી કહાડયું છે ?"

લેકોકે જવાબ દીધો, "મ્હેં કેટલીક અગત્યની બાબતોની ખાત્રી કરી લીધી છે. પણ સવારે બધું જોયા શીવાય કાંઇ ખાત્રીથી કહેવાય નહીં. આપ રજા આપો તો કાલ બપોર સુધી રીપોર્ટ કરવાની મહેતલ માગું છું. જો કે આ કામ ઘણું ગુંચવાડા ભરેલું છે તોપણ—"

મો. ડોમીની વચ્ચે બોલી ઉઠયો, "આમાં કાંઈ ગુચવાડા ભરેલું નથી. દરેક વાત સ્પષ્ટ માલમ પડેછે."

લેકોકે કહ્યું, "પણ હું ધારતો હતો કે—"

માજીસ્ટ્રેટે કહ્યું "હું ઘણોજ દીલગીર છું કે તમને અહીં બોલાવી નાહક તસ્દી આપીછે. પકડાયલા તહોમતદાર સામે પૂરાવો સજ્જડ છે."

પ્લૅંટેટ તથા લેકોકે એક બીજા સામું જોયું. પ્લૅંટેટે પૂછ્યું, "શું તમને કાંઇ નવી બાતમી મળી છે ?"

મો. ડોમીનીએ જવાબ દીધો, "મ્હેં બુઢ્ઢા બરટોડને સવાલ કરી જોયા છે, અને પ્રથમની માફક તે અત્યારે શાંત નથી; ગભરાયો છે. તેની પ્રથમની જુબાની વિરૂદ્ધ અત્યારે કેટલીક વાતો તેણે કહી છે. અને અંતે તેણે ગુન્હેગારો જોયા છે એમ કબૂલ કર્યુંછે."

પ્લૅંટેટે પૂછ્યું, "ગુન્હેગારો ! તેણે ગુન્હેગારો એમ કહ્યું ?"

"તેણે જોયો તો એકજ અને તે કહેછે કે હું તેને ઓળખી શકયો

નહીં. તો પણ કેદખાનામાં રહેવાથી તેના ઉપર સારી અસર થશે, અને કાલે ઉંઘ વગરની રાત ગાળ્યા પછી વધારે સ્પષ્ટ બોલશે. "

મો. પ્લૅટેટ પૂછ્યું, " અને ગેસ્પીન ! તમે તેને સવાલ કર્યા છે?"

" ઓ: એને વાસ્તેતો બધું ખુલ્લુંજ છે. " લેકોકતો સ્તબ્ધજ બની ગયો; પણ થોડીવારે તેણે પૂછ્યું. " શું તેણે ગુન્હો કબૂલ કર્યો ? "

પોતાને આ પ્રમાણે લેકોકે સવાલ કરવાની હીમ્મત ધરી તેથી ના ખુશી બતાવી જરા જોશમાં માજીસ્ટ્રેટે જવાબ દીધો. " ના, તેણે કબૂલ નથી કર્યો. પણ અમે શોધ કરવા મોકલેલા માણસો પાછા આવ્યાછે અને જો કે કાઉન્ટનું મડદુ તેમને જડયું નથી, કેમકે મને લાગે છે તે નદીના જોર વાળા પ્રવાહથી તણાઈ ગયું હશે, તોપણ બગીચાને છેડે ઝાડીમાંથી તેની બીજી સપાટ હાથ આવીછે અને તેઓ નદી વચ્ચે પૂલ નીચેથી એક લોહીના ડાઘ વાળો કોટ શોધી લાવ્યા છે. "

" ગેસ્પીનનો કોટ? "

" હા. દરેક નોકરે તે પારખી કહાડયો. ગેસ્પીને પણ તે પોતાનો કબૂલ્યો. પણ બીજી પણ એક શોધ કરીછે." મો. ડોમીની શ્વાસ લેવાને અટકયો. પણ ખરેખરૂં તો પ્લૅટેટને અધીરો બનાવવાજ અટકયો હતો. પોતાના કરતાં વિરૂદ્ધ વિચારો પ્લૅટેટ ધરાવતો હતો તેથી તેને પસંદ પડતું નહોતું અને તેથી જરા જય મેળવી તેને હલકો પાડવાની આશાથી જરા વાર તે અટકયો અને પછી બોલ્યો, " તે કોટમાંથી એક કડકો ફાટી ગયેલો છે. એ કડકો આપણને કયાંથી જડયો તેતો તમે જાણોછો કેની?"

પ્લૅટેટે જવાબ દીધો "હા. કાઉન્ટેસસના હાથમાં હતો તેજ કડકો કેની?"

"બરોબર, હવે તે કેદીના ગુન્હા વિષે તમે શું ધારોછો તે કહો. "

મો. પ્લૅટેટ ગભરાયો. મો. લેકોક તો પાછો માજીસ્ટ્રેટની રૂબરૂ સોય કાંસકી વાળા જેવોજ થઈ ગયો હતો. તે એવો તો વિસ્મય પામ્યો કે એક ગોળી ચાવ્યા વગર આખીને આખી ગળી ગયો. તે બોલી ઉઠયો. "એનું સત્યાનાશ જાય, વાત વસમી ખરી." પણ પપા પ્લૅટેટના કાનમાં ધીમે રહી ને કહ્યું, "વસમી ખરી પણ આપણે એ ધારતાજ હતા. કાઉન્ટેસના હાથમાંથી એ કડકો જડયો માટે તે તેના હાથમાં જાણી જોઇનેજ મૂકયો હતો."

મો. ડોમીનીએ આ શબ્દો સાંભળ્યા નહીં. તેણે પ્લૅટેટ સાથે શેકહેન્ડ

કરી અને સવારે મળવાનો વાયદો કરી પોતાના કારકૂનની જોડે ચાલતો થયો. ગેસ્પીન તથા બરટોડ તો થોડો વખત થયાં ક્યારનાએ ઓરસીવલના સીપાઇઓના કબજામાં કોરબીલની જેલ તરફ રવાના થયા હતા.

---

## પ્રકરણ ૮ મું.

### ડાકતરની મડદાની તપાસ.

બીલીઆર્ડ રમવાના ખંડમાં ડાકટર તરતજ મડદાની તપાસ કરી રહ્યો હતો. આ તપાસ કરવા સારૂ તેણે કોટ કહાડી નાંખ્યો હતો તથા બાંહ્યો કોણી સુધી ઊંચી ચઢાવી દીધી હતી.

પોતાનાં ઓજારો એક બાજુના ટેબલ ઉપર ગોઠવી દીધાં હતાં, અને મડદા ઉપર એક ચાદર ઓરાડી હતી. અત્યારે રાત પડી હતી અને આ આખા ભયંકર ખંડમાં એક મ્હોટો બીલોરી કાચની ચીમની વાળો દીવો બળતો હતો. ડાક્ટર હાથ ધોતો હતો એટલામાં પપા પ્લૅંટટ તથા ડીટેકટીવ આવી પહોંચ્યા. ડાકટરે ધીમેથી પૂછ્યું. “ અહા તમે છો કે? મો. ડોમીની ક્યાં છે ? ”

“એતો ગયા.”

ડાકટર ચીડાઈ ગયો. “કેવું ખરાબ? મ્હારે એમની સાથે વાત કરવી હતી અને તે જેમ બને તેમ જલદીથી. કારણ કે કદાચ મ્હારી ભૂલ હોય.”

મો. લેકોક તથા પ્લૅંટટ બારણાં વાસી ડાકટરની પાસે જઈ પહોંચ્યા હતા. ડાકટરનો ચ્હેરો બોલીઅર્ડના ટેબલ ઉપર પડેલા મડદાની માફક ઉતરી ગયો હતો, અને તેના ઉપર સંકટનાં ચિન્હ સ્પષ્ટ માલમ પડતાં હતાં. ડાકટરને આવી તપાસ કરવાને ટેવજ પડી ગઈ હતી, તેથી ગમે તેવો દેખાવ જોઇને પણ તેના ચ્હેરા ઉપર આવો વિકાર થતો નહતો, પછી તપાસ ગમે તેવી દુ:ખદાયક હોય. તેથી આવા વિકારનું કારણ એજ કે તેણે કાંઈ ઘણીજ ત્રાસજનક શોધ કરી હોવી જોઇએ. પપા પ્લૅંટટે પૂછ્યું, “જે સવાલ તમે મને થોડા વખત ઉપર પૂછ્યો હતો તેજ હું તમને હવે પૂછુછું. કેમ તમે માંદા થયાછો ?”

ડાકટરે ડોકું ધૂણાવ્યું, અને ભાર દઇને બોલ્યો, “અને તેનો જવાબ

તમે આપ્યો હતો તેજ આપુંછું. કાંઈ નહીં, મને કયારનુંએ ઠીક થઈ ગયુંછે."

મો. પ્લૅટેટ તથા ડાકટરે બીજી બાજુએ જોયું, જાણે પોતાના વિચારો એક બીજાને કહેતાં તેઓ બીહીતા હોય. તેમણે જાણ્યું કે જો એક બીજાના સામું જોઇશું તો પોતાના વિચારોનો ભેદ એક બીજા જાણી જશે.

મો. લેકોક જરા આગળ વધી બોલ્યો, "હું દાકતરની લાગણીનું કારણ સમજ્યોછું. દાકતર સાહેબે ખોળી કહાડયુંછે કે કાઉન્ટેસ ડી ટ્રેમોરલનું મોત એકજ ઘાથી થયુંછે અને તેના મરણ પછી કેટલીકવારે ખૂનીઓએ જાણી જોઇને આ બીજા બધા ઘા કર્યાછે."

ડાકટરે લેકોક તરફ ઘણાજ આશ્ચર્યની નજરે જોયું અને પૂછયું, "તમે કેમ જાણ્યું ?"

"અહો, તેની કાંઈ મ્હેં એકલાએજ અટકળ કરી નથી જે ધારણાથી આ ખોળ મ્હેં કરીછે તે ધારણા મો. પ્લૅટેટે પણ કરી હતી."

ડાકટરે કહ્યું, "હા, હા, તમે તે વખતે કેટલાક જખમ બાબત જે બોલ્યા હતા તે મને યાદ આવ્યું. ઉતાવળમાં હું તે ભૂલી ગયો હતો. પણ તે તમારા કહેવા પ્રમાણેજ છે. તમે કહોછો તે પ્રમાણે ઘણું કરીને પહેલા તથા પછીના બીજા બધા ઘા કરવામાં વખત લાગ્યો નથી; પણ એટલી તો મ્હારી ખાત્રી છે કે કાઉન્ટેસના મૃત્યુ પછી વધારેમાં વધારે ત્રણ કલાક પછી આ બીજા બધા ઘા થયેલા છે."

બીલીઅર્ડના ટેબલ પાસે જઈ ડાકટરે મડદાના મ્હોં તથા ખભા ઉપરથી ચાદર કહાડી નાંખી. ડાકટરના કહેવાથી પપા પ્લૅટેટ દીવો હાથમાં લેઈ સામી બાજુએ ઉભો, અને માથા નજીક બધું દેખાય એમ મો. લેકોક ઉભો. કાઉન્ટેસનું મ્હોં સાફ ધોઈ નાંખ્યું હતું. અને તેથી લોહી તથા કાદવના ડાઘ બધા જતા રહ્યા હતા. તેના ઘા આથી સ્પષ્ટ દેખાતા હતા. તેની આંખો ફેફરાઈ ગયેલી ત્રાસ ઉપજાવે એવી હતી તથા તેનું મ્હોં વાંકુ થઈ ગયેલું હતું તથા તે ઘણું કરીને બૂમ પાડવા સારૂ ઉઘાડું રહી ગયેલું હતું. આવી ખોડો હોવા છતાં પણ તેની અસલની ખૂબસૂરતી હજી પણ માલમ પડતી હતી. પથ્થર જેવા હૃદય વાળા પ્લૅટેટે પણ નજર ફેરવી દીધી, તથા તેના હાથ એવા ધ્રૂજતા હતા કે તે દીવાની બહારની ચીમની અંદરની ચીમની સાથે અથડાતી હતી તે સ્પષ્ટ સંભળાતું હતું. ડાકટર પોતાના ધંધાને યોગ્ય,

લાગણી વગરના અવાજે બોલ્યો, "કાઉન્ટેસ ઉપર ખંજરથી અરાડ ઘા થયલા છે. પણ ફક્ત તેમાંનો એકજ ઘા–આ જોયો ખભાની પછાડી જરા નીચે ?– એ ઘાથીજ મૃત્યુ થયુંછે." એમ કહી શરીર જરા ઉચકી બરોબર જગો બતાવી. "ખંજરનું પાનું એક ઇંચ પહોળું તથા આઠ ઇંચ લાંબુ હોવું જોઇએ. બીજા બધા જખમ હાથ, છાતી, ખભા ઉપરના, બધા પહેલાની સાથે સરખાવતાં ન્હાના છે. મ્હને લાગેછે કે આ બીજા બધા ઘા ઓછામાં ઓછા બે કલાક પછી કરેલા છે."

મો. લેકોકે કહ્યું, "બરોબર."

ડાકટરે જવાબ દીધો, "યાદ રાખજો કે હું ખરી ખાત્રીથી કાંઈ કહેતો નથી; હું તો સંભવિત વાતજ બોલુંછું." લેકોક આથી જરા નિરાશ થયો અને વચ્ચે પૂછવા જતો હતો, પણ ડાકટરે જલદીથીજ આગળ ચલાવ્યું, "પણ આપણે આ બીજા જખમો જોઇએ. જે હું ખાત્રીથી કહી શકું—જે હું સોગન ઉપર કહી શકું–તે એજ છે કે માથા ઉપરના આ એક ઘા શીવાય બીજા બધા મૃત્યુ પછી થયલા છે. તે વિષે કાંઇજ શક નથી. ફક્ત આ આંખ ઉપરનો તમને બતાવ્યો તે કાઉન્ટેસના જીવતાં થયલો છે."

લેકોકે કહ્યું, "ડાકટર, મ્હને લાગેછે કે તમારી આ તપાસ ઉપરથી એમ કહી શકાય કે કાઉન્ટેસના શરીર ઉપર તેના મરણ પછી છરીથી તથા કોઈ ચપટા ઓજારથી ઘા કરેલા છે."

ડાકટરે એક ક્ષણવાર વિચાર કરી જવાબ દીધો, "હા, મ્હારો પણ એજ મત છે. પણ મ્હારો રીપોર્ટ તો ખરેખરી હકીકતો ઉપરથી કરવાનો છે. જ્યાં કોઈ જરા પણ સંદેહની વાત આવી કે ન્યાયના કામમાં દાક્તરને તે વિષે તો જીભ બંધજ રાખવી પડેછે. અને વળી એ પણ ખરૂં કે તે શકનો લાભ તહોમતદારને આપવામાં આવેછે."

આ અભિપ્રાયથી ડીટેકટીવ ખૂશ થયો નહીં. પણ મો. લેકોક હુંશીઆર હતો તેથી તેણે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો નહીં. ડાકટર મડદા ઉપર ચાદર પાછી ઠીક કરી ઓરાડવામાં ગુંથાયો તથા પ્લેંટેટ ત્યાંથી ખસી દૂર જઈ દીવો મૂકયો ત્યારે લેકોક વિચારમાં પડયો અને પછી બોલ્યો, "હવે હું જાણું છું કે કાઉન્ટેસનું કેવી સ્થિતિમાં ખૂન થયું." ડાકટર તથા પ્લેંટેટે એક અવાજે પૂછયું, "કેવી રીતે ?" તેણે જવાબ આપ્યો, "કાઉન્ટેસ ડી ટ્રેમોરલ શયન

ગૃહમાં ચ્હા પીતી હતી. આ ઘાની સ્થિતિથી હું કહી શકું છું કે તે ટેબલ ઉપર તે તરફ ઢળતી બેઠી હતી. ખૂની તેની પછવાડે આવ્યો. બરોબર ઘા કરવાની જગ્યા પસંદ કરી, હાથ ઉગામ્યો અને ખભાની જરા નીચે એવો તો જોરથી ઘા કર્યો કે તે આગળ પડી અને પડતાં ટેબલની કોર તેની આંખ ઉપર વાગી. આથી હવે ખભાથી જરા હેઠેવાળો તથા તેની આંખ ઉપર લમણા નજીકનો એ બંન્ને પ્રાણઘાતક ઘા સમજાય છે."

ડાકતરે બંન્ને તરફ વારાફરતી જોયું. તે બે જણાએ એક બીજા તરફ નજર કરી. આથી શો અભિપ્રાય બંધાશે તે એણે જાણ્યું, પણ તે એટલુંજ બોલ્યો કે "હા એમજ ગુન્હો બન્યો હોવો જોઇએ." થોડીવાર સુધી બધા ચૂપ રહ્યા. પછી પપા પ્લેંટેટ ડીટેક્ટીવને ચૂપજ જોઈ જરા ખીજવાઈ તેને પૂછ્યું "કેમ તમે બધું જોઈ રહ્યા છો?" લેકોકે જવાબ દીધો, "મ્હેં બધી તપાસ કરી છે; ફક્ત એક રહી છે તે દીવસે કરવા જેવી છે. અને પછી આ ભરમ હું ખોળી શકીશ."

તે ઉપરથી એવો ઠરાવ કર્યો કે બીજે દીવસે સ્હવારમાં અહીં પાછા આવવું, અને પછી કોરબીલ જઈ માજીસ્ટ્રેટને મળવું.

મો. લેકોક જાણતો હતો કે પોતાની આ ચુપકીથી તે વૃદ્ધ પુરૂષને માઠું લાગ્યું હતું. તેથી આ ગોઠવણથી તેને પોતાના વિચારો ગોઠવી ખરો ઇતિહાસ આપી તેને આશ્ચર્યના દરીઆમાં ડુબાડવા તેણે નિશ્ચય કર્યો. ડાકટરે કહ્યું, "હવે આપણે અહીંથી જવું જોઇએ. સવારના આપણે જમ્યા નથી." પ્લેંટેટે લેકોકને પૂછ્યું, "શું તમે અત્યારે પારીસ જવા ધારો છો?"

"ના, હું તો આજ રાત્રે અહીંજ રહીશ. આવતાં રસ્તામાં પૂલ આવેછે ત્યાંની વીશીમાં મ્હેં મ્હારૂં પાકીટ મૂક્યું છે. હું ત્યાં જમીશ તથા સૂઈ રહીશ."

તે વૃદ્ધ સુલેહના અધીકારીએ કહ્યું, "ફેથફુલ ગ્રેનેડીઅરમાં તમારી શી બરદાસ્ત થવાની છે? તમે મ્હારે ત્યાં આવી જમશો તો વધારે સારૂં."

"તમે સાહેબ ઉદાર દીલના છો, પણ—"

"અરે વાહ! એમાં શું? આપણે હજી કેટલી બધી બાબત વીશે વાત કરવાની છે? અને તેથી મ્હારી સાથે રહેવું એ વધારે સારૂં છે. જતાં જતાં રસ્તામાંથી તમારૂં પાકીટ આપણે લેઈ લઈશું."

મો. લેકોક આથી ખૂશી થયો અને ઉપકાર માની આમંત્રણ સ્વિકાર્યું.

પ્લેંટેટે કહ્યું, "અને ડાકટર તમને પણ હું મ્હારે ત્યાંજ લઈ જવાનો, પછી તમારી મરજી હોય કે નહીં. ના, ના કહેશો નહીં. જો તમારે કોરબીલ આજ રાત્રેજ જવું હોય તો જમ્યા પછી અમે તમારી સાથે આવીશું."

જતાં પહેલાં કાયદા પ્રમાણે જ્યાં જ્યાં આ કરૂણ બનાવનાં ચિન્હો માલમ પડતાં હતાં ત્યાં દરેક ઠેકાણે સીલ મારવાની હતી; તેથી દરેક બારણા ઉપર દોરીના છેડાની સીલ લગાવી, તથા મો. ડોમીનીએ મુદ્દા માલ જે કબાટમાં મૂક્યો હતો તેના તમામ ખાનાં તથા બારણા ઉપર એજ પ્રમાણે સીલ કરી.



## પ્રકરણ ૯ મું.

### મેયોરને ઘેર; શેબલોટ.

ઉતાવળ કરતાં કરતાં પણ દસ વાગ્યા ત્યારે વેલફ્યુલુમાંથી મો. પ્લેંટેટ તથા તેના પરહોણાઓ બહાર નિકળ્યા. તેઓ સરીયામ રસ્તેથી જવાને બદલે જ્યાં મો. લેકોકે પોતાનું પાકીટ મૂકયું હતું તે વીશી તરફ જવાનો ટુંકો રસ્તો લીધો. ચાલતાં ચાલતાં મો. પ્લેંટેટને મો. કરટોઈસના દુઃખની વાત યાદ આવી. તેણે ડાકતરને પૂછ્યું, "મેયોરને ત્યાં શું થયું હશે?" ડોકટરને કાંઈ ખબર નહોતી, તેથી તે એટલુંજ બોલ્યો, " કાંઈ કાગળ આવ્યો તેથી આ બધું થયું; પણ નોકર એવો બેવકુફ હતો કે કાંઈ વધારે હકીકત મળી શકી નહીં. "

આમ વાત કરતાં તેઓ " ફેથફુલ ગ્રેનેડીઅર " નામની વીશી આગળ આવી પહોંચ્યા. વીશીવાળો દરવાજા નજીક બીડી પીતો બેઠો હતો તે આમને આવતા જોઈ બોલ્યો, " આવો, આવો, મો. પ્લેંટેટ. આ કેવો ભયંકર બનાવ ? આવો, આવો, અંદર આવો, માંહી ઘણા માણસો એકઠાં મળ્યાં છે; તેમાંના કેટલાકે ખૂનીઓને જોયાછે. તે બુઢો બરટોડ કેવો લુચ્ચો ? અને પેલો સાળો ગેસ્પીન પણ. તે લુચ્ચાઓને ફાંસીને લાકડે લટકતા જોવાને હું કોરબીલ જઇશ. "

" જરા દયાભાવ રાખો, માસ્તર લેન્ફેંટ. તમે ભૂલી જાઓછો કે એ બે જણા તમારા ઘણા સારા ગ્રાહક હતા. "

આ જવાબથી લેન્ફેંટ જરા ગભરાયો, પણ પાછો તરતજ સાવચેત થયો. " હા, બહુ મજેના ઘરાક ! પેલા સાળા ગેસ્પીન પાસે હું ત્રીસ

ફેંક માગું છું. હવે કાંઈ તે મળવાના છે ? ”

પપા પ્લૅટેટે કચડાગીમાં કહ્યું, “ કોણ જાણે ? પણ તેના બદલામાં આજે કમાણી ઠીક જાગીછે. જાણે ઉજાણી હોય તેમ પુષ્કળ લોક એકઠું થયું છે. ”

આમ વાત ચાલતી હતી તે દરમ્યાન લેકોક અંદર ગયો અને પોતાનું પાકીટ લીધું. પોતાનો ધંધો કાંઇ હવે છપો નહોતો તેથી પ્રથમની માફક અત્યારે કોઇએ તેને બોલાવ્યો નહીં વીશીવાળાની સ્ત્રી મેડેમ લેન્ફેટ જેને ભીખારી દારૂડીઆઓને ઘરમાંથી બહાર કહાડવાને પોતાના ધણીની મદદ સરખી પણ લેવી પડતી નહતી તેણે લેકોકને જવાબ સરખો પણ આપ્યો નહીં; અને જ્યારે લેકોકે પૂછ્યું, “ કેટલા પૈસા થયા, ” ત્યારે તુચ્છકારી ડોકી મરડી જવાબ દીધો “ કાંઈ નહીં. ” લેકોક પાકીટ લેઇ બહાર આવ્યો. પ્લૅટેટે કહ્યું, “ ચાલો હવે, આપણે જલદી જઈ બીચારા મેયોરની ખબર લેઇએ. ”

રસ્તે ચાલતાં મો. પ્લૅટેટે કહ્યું, “ જો મેયોરને ત્યાં કાંઈ એવો ઘણો ગાઢો બનાવ બન્યો હોય તો મને ખબર પડવી જોઇએ ખરી. ઘણું કરીને લોરેન્સે કાગળ લખ્યો હશે કે હું માંદો છું. મેડેમ કરટોઇસ જરાવારમાં ગભરાઈ જાયછે; તેથી એના મનમાં કે મેયોરને લોરેન્સ પાસે મોકલું. ઘણું કરીને નકામોજ આ ભય ઉત્પન્ન થયો હશે. ”

પણ તેમ ધારવામાં તેની ભૂલ હતી. કાંઈ દુ:ખદાયક બનાવ બનેલો સ્પષ્ટ દેખાતો હતો. કેમકે મેયોરના ઘરના દરવાજા નજીક કેટલીક સ્ત્રીઓ એકઠી થઈ હતી, અને બેપટીસ્ટ વચ્ચે ઉભો રહી કાંઈ બોલતો હતો તથા હાથના ચાળા કરતો હતો. પ્લૅટેટના અણધારેલા આવવાથી સ્ત્રીઓ બધી બ્હીને નાશી ગઈ અને બેપટીસ્ટનું આથી ભાષણ કરવામાં ખલેલ પહોંચ્યું તેથી તે નારાજ થઈ ગયો, તોપણ મો. પ્લૅટેટથી બ્હીતો હતો, તેથી પોતાની નારાજી છુપાવીને બોલ્યો, “ અરે સાહેબ, આ શું થઈ ગયું ? હું આપની પાસેજ આવતો હતો. ”

“ તારો શેઠ મને બોલાવે છે ? ”

“ તમે ધારોછો તેથી વધારે એ મળવાને આતુર છે. વેલફ્યુલુથી તેઓ એવા તો જોરથી દોડયા કે મારાથી તો તેમની જોડે રહેવાયું નહીં.

તમે જાણોછો કે એમનાથી કાંઈ જોરથી દોડાતું નથી. પણ આ વખતે તમે જોયું હોત તો જાણત. જાતે જાડા અને તેમાં પાછા દોડે !" મો. પ્લેટટે અધીરાઇથી પગ ઠોક્યો. " પછી આખરે અમે અહીં આવી પહોચ્યા. શેઠ એકદમ મેળાપખંડમાં દોડયા. ત્યાં જઈ જૂએછે તો મેડેમને ચોધાર આંસુએ રડતાં દેખ્યાં. શેઠનો દમ એટલો તો ભરાઈ આવ્યો હતો કે તેમનાથી એક અક્ષર પણ બોલાયો નહીં. આંખો માથામાંથી બહાર આવી ગયેલી હતી, અને મહા પરાણે ફક્ત એટલુંજ બોલી શકયા, શું ? મેડેમથી પણ કાંઈ બોલાયું નહીં તેથી ફક્ત મેડેમોઇસેલનો કાગળ પોતાના હાથમાં હતો તે આપ્યો " ત્રણે જણા વાત સાંભળવાને અધીરાઇથી ઉકળતા હતા, તે જોઈ લુચ્ચો નોકર ખૂશી થતો હતો. અને તેથી જેમ બને તેમ ધીમેથી બોલ્યો. " પછી શેઠે કાગળ લીધો, બારી પાસે ગયા, અને એક ક્ષણમાં વાંચી લીધું, અને એટલુંજ બોલ્યા, હાય. પણ એવા જાડા અવાજે કે બસ. અને હાથ ઉંચા કરી એક બીજા સાથે જોરથી પછાડયા. કુતરો તરતો હોયછે તેમજ તે વખતે દેખાતું હતું. પછી તે આમ તેમ દોડવા લાગ્યા. અને ઓચીંતાના ભુસ લેતા કે જમીન ઉપર પડયા. બસ."

ત્રણે જણાએ એક અવાજે પૂછ્યું, " શું મરી ગયા ? "

બેપટીસ્ટે જરા હસીને કહ્યું, " ના, ના, જુઓતો ખરા "

હવે મો. લેકોક શાંત સ્વભાવનો હતો. પણ તે કાંઈ ઘણોજ શાંત સ્વભાવનો નહોતો, તેથી બેપટીસ્ટનું આ ધીમેથી તથા ઘણાજ લંબાણથી બોલવું વધારે વાર સહન કરી શકયો નહીં. પોતાનું પાકીટ જમીન ઉપર મૂકી તેણે નોકરનો એક હાથ જોરથી પકડયો, અને બીજે હાથે એક નેતરની સોટી ગુસ્સાની નજરે ઉપાડી અને ધમકીના અવાજે બોલ્યો, "કેમ જલદીથી બોલેછે કે નહીં ? ઉતાવળ કર અને ટુંકામાં પતાવ, નહીં તો—"

બેપટીસ્ટના હાંજાં ગગડી ગયાં. આ ન્હાના સુંદર દેખાવના માણસના અવાજથી તથા મજબુત હાથ પકડેલો હોવાથી થરથરી ગયો. તેથી હવે તેણે ડીટેકટીવની સોટી સામું જોઇને ઘણીજ ઉતાવળથી બોલવા માંડયું; કેમકે જેટલી દૂર એ સોટી હતી તેથી વધારે નજીકનું ઓળખાણ કરવું તેને પસંદ ન પડયું. તેણે કહ્યું, " શેઠ દીવાના જેવા થઈ ગયા; ઘરમાં બધે ઘભરાટ ફેલાઈ ગયો; બીજા બધાઓનું ચિત્ત ભમી ગયું; હું દાક્તરને ત્યાં

દોડયો. મારો વિચાર ડોકટર ગેન્ડૂન અથવા અભાગે ઓરસીવલનો ડોકટર અથવા દવા બનાવી આપનારને બોલાવવાનો હતો. તેવામાં સુભાગ્યે રસ્તાની બાજુએ હાડવૈદ રોબલોટ મળ્યા. હું તેમને લેઈ ઘેર આવ્યો અને તેમણે આવી શેઠના બે હાથની નસ ખોલી. તરતજ શેઠે શ્વાસ લેવા માંડયો, આંખો ઉઘાડી અને બોલ્યા, હવે મ્હને સારૂં છે. તોપણ મેળાપખંડમાં કોચ ઉપર સૂતાછે અને પુષ્કળ રૂવેછે. તેમણે મ્હને મો. પ્લૅટેટને બોલાવવા કહ્યું, અને હું—"

મો. પ્લૅટેટે લથડતા અવાજે પૂછ્યું, "અને—મેડેમોઇસેલ લોરેન્સ?"

બેપટીસ્ટે કરૂણ સ્વરે કહ્યું, "અરે સાહેબ, તેમની તો વાતજ પૂછશો નહીં. મારૂં કાળજું ફાટી જાયછે."

કાંઈપણ વધારે સાંભળવાની દરકાર કર્યા વગર મો. પ્લૅટેટ તથા ડાકટર એકદમ ઘરમાં ગયા. મો. લેકોક પણ પોતાનું પાકીટ બેપટીસ્ટને સોંપી મો. પ્લૅટેટને ઘેર લેઇ જયાનો હુકમ કરી પછવાડે ગયો.

તેઓ બે જણા અંદર ગયા. ત્યાં દાદર આગળ મેડે મોઇસલ લોરેન્સની દાસી બેફાટ રોતી હતી. બીજા નોકરો ભયભીત નજરે આસપાસ વિંટલાઈવળી ઉભા હતા. અને ઉપર મેયોરની ન્હાની પુત્રી માતા પોતાના આ દુઃખ જોઇને ઓચિંતાની માંદી થઈ ગઇ હતી તેની સરભરા કરવા સારૂ એક સ્ત્રી નોકર આમ તેમ જલદીથી ફરતી હતી તેનાં પગલાં સંભળાતાં હતાં. મેળાપ ખંડનાં બારણાં ઉઘાડાં હતાં, અને ત્યાં બે બત્તિઓ બળતી હતી, અને તેનું ઝાંખુ અજવાળું પડતું હતું. મેડેમ કરટોઇસ સઘડી પાસે એક આરામ ખુરશી પર પડેલી હતી, તથા મેયોર બે બારી વચ્ચે ગોઠવેલા કોચ ઉપર પડયો હતો. તેની નસ ખોલવા સારૂ તેનો કોટ કહાડી નાંખ્યો હતો તથા બાંહ્યો ફાડી નાંખી હતી અને તેના ઉઘાડા હાથ ઉપર પાટા બાંધેલા હતા. અંદર બારણા નજીક કોઇ કર્મકાર જેવો માણસ આ દેખાવ જરા ગભરાયલી નજરથી જોતો ઉભો હતો. આ રોબલોટ હતો, અને પોતાની વખતે જરૂર પડેતો કામ આવે એવા વિચારથી રહ્યો હતો. મો. પ્લૅટેટના આવવાથી મો. કરટોઇસ પોતાના દીલગીરી ભરેલા વિચારોમાંથી જાગૃત થયો. તે ઉભો થયો, અને પ્લૅટેટની પાસે જઈ તેને ભેટી પડયો, અને તુટેલા અવાજે બોલ્યો, "અહા, મ્હારા મિત્ર, હું ઘણો દુખી છું, કંગાળછું."

કમનસીબ મેયોર એવો બદલાઈ ગયો હતો કે કોઈ એને જલદીથી ઓળખી શકે નહીં. તે અત્યારે પ્રથમ જેવો હસમુખો, મગરૂબ નજર વાળો, સંતુષ્ટ તથા આબાદ દુનીઆદારી માણસ જણાતો ન હતો. થોડા કલાકમાં તે જાણે વર્ષો વિત્યાં હોય તેમ ઘરડો થઈ ગયો હતો. દુઃખથી એવો તો જાણે કચડાઇ ગયો હતો કે તે ફકત પ્રમત્ત માણસની પેઠે "કંગાળ, ઘણોજ કંગાળ" એટલુંજ બોલતો હતો.

આવે વખતે મો. પ્લૅંટેટે તેના ખરા મિત્રની ગરજ સારી.

તે કરટોઇસને કોચ ઉપર પાછો લેઈ ગયો, અને પોતે તેની જોડે બેઠો તથા તેનો હાથ પોતાના હાથમાં લેઈ તેને શાંત કરવાને મહેનત કરવા લાગ્યો. તેણે કહ્યું, "મ્હારા મિત્ર, તમારી સ્ત્રી, તમારી આખી જીંદગીની ભાગીઅણ, તમારી મૃત પુત્રીની પાછળ તમારી સાથે શોકમાં ભાગ લેવાને હજી હયાત છે. અને તમારે બીજી પુત્રી કયાં નથી, તેને તમે લાડ લડાવજો."

પણ તે વૃદ્ધ આ બધું સાંભળી શકે તેવી સ્થિતિમાં ન હતો. તે કાંપતાં કાંપતાં બોલ્યો, "અહા, મિત્ર, તમે બધી વાત જાણતા નથી. જો તે અહીં અમારી નજર આગળ મરી ગઈ હોત અને તેને બચાવવાને સર્વ ઉપાયો યોજ્યા હત તો જો કે મને દુઃખ તથા નિરાશા ઘણાંજ થાત પણ આમ છેક અતીશય દુઃખ થાત નહીં. જો તમે એટલુંજ જાણો—" મો. પ્લૅંટેટ મેયોર શું કહેશે તે અટકળી જાણે ભડકયો હોય એમ ઉઠયો. મેયોરે કહ્યું, "પણ કોણ જાણે તે કયાં કેવી રીતે મરી ગઈ. મ્હારી બીચારી વ્હાલી લોરેન્સ! તારી પાસે તને બચાવવાને કોણ હશે? તારૂં શું થયું હશે? તું મરી ગઈ છે! આવી કુમળી વયની, સુખી—" તે પણ ઉઠયો. દુઃખના બળાપાથી ધ્રુજવા લાગ્યો અને બોલ્યો, "પ્લૅંટેટ, ચાલો આપણે *મોર્ગમાં જઈ તપાસીએ." પણ પાછો કોચ ઉપર પડી પ્રમત્ત માણસની પેઠે બકવા લાગ્યો, "મોર્ગ! મોર્ગ!!"

બીજા બધા ચૂપ ઉભા રહ્યા હતા તેમનો શ્વાસ બંધ રહ્યો હતો અને પિતૃ દુખ જોઈ સ્તબ્ધ થઈ ગયા હતા. મેડમ કરટોઇસના ડચકારા તથા નીચે દાદર આગળ બેઠેલી દાસીના રૂદન શીવાય બીજો અવાજ કાને પડતો ન-

* નહીં ઓળખાયલાં મરદાં રાખવાની જગા.

હોતો. મો. પ્લૅટટે કહ્યું, " તમે જાણો છો કે હું તમારો મિત્રછું, તમારો જીગ્જાન મિત્રછું, તો મારા ઉપર વિશ્વાસ રાખો અને મને બધી હકીકત કહો. "

મો. કરટોઇસે બોલવા માંડ્યું, " સાંભળો ત્યારે—" પણ આંસુ જોસથી નીકળતાં હતાં અને તેથી અવાજ બંધ થઈગયો અને તે વધારે બોલી શકયો નહીં. આખરે એક કરચોલી વળેલો કાગળ કહાડી આપ્યો અને કહ્યું, " આ વાંચો, આ તેનો છેલ્લો કાગળ. "

મો. પ્લૅટટ ટેબલ ઉપર બત્તિ બળતી હતી ત્યાં ગયો અને કેટલીક મહેનતે નીચે પ્રમાણે વાંચ્યું.

"મ્હારાં અતિ વ્હાલાં માતપિતા,—તમને આ પત્ર વાંચી દુઃખ થશે તેને માટે તમારી હતભાગી પુત્રીને ક્ષમા કરજો. અરે! મ્હેં મોટું પાપ કર્મ કર્યુંછે, પણ મ્હારી શિક્ષા તેના પ્રમાણમાં ઘણી ત્રાસજનક છે. એક દીવસે હું સર્વ ભૂલી ગઈ—મ્હારી વ્હાલી પવિત્ર માતાનું ઉદાહરણ તથા તેની શીખામણ—મ્હારા ઘણાજ પવિત્ર ધર્મો—તમારો પ્રેમ—એ સર્વ ભૂલી. એક મનુષ્ય મ્હારા ઉપર તેના નિરંતરના પ્રેમના સોગન ખાતો હતો તેની વિનંતીની મ્હારાથી અવગણના થઈ શકી નહીં. તો પણ તેણે તો મને તજી દીધી છે. હવે સર્વ સંબંધ તૂટયો છે, અને હું સંપૂર્ણ રીતે પાપી થઇછું. મ્હારૂં ભયંકર પાપ હું હવે વધારે વાર છૂપાવી શક્તી નથી. પણ મ્હારાં વ્હાલાં માતપિતા, મ્હને તમે શાપ દેશો નહીં. હું તમ્હારી પુત્રિ છું, અને તમારો તિરસ્કાર મ્હારાથી સહન થઈ નહીં શકે તેથી આ શરમથી હું મરીશ. આ પત્ર તમને પહોંચશે તે વખતે હું મરી ગઈ હઇશ. હું મારીને ઘેરથી ઘણે દૂર જ્યાં કોઈ મને જુએ નહીં એવી જગાએ જઇને પ્રાણ ત્યાગ કરીશ, તથા દુઃખ તથા નિરાશાનો અંત આણીશ. ત્યારે મ્હારા પ્રણામ, મને ક્ષમા કરો. જો મ્હારામાં એટલી હીમત હોત તો હું છેલીવારની તમારે પગે પડી જાતે જાત ક્ષમા માગત. મ્હારી વ્હાલી માતા, મ્હારા ભલા પિતા, એક કંગાળ પાપી છોકરી ઉપર દયા લાવો અને મને ક્ષમા કરો. આ વાત મ્હારી ન્હાની બ્હેન લ્યુસીલને કદી કહેશો નહીં. એક વાર ફરીથી હું પ્રણામ કરૂં છું. મ્હારામાં મરવાની હીમત છે તેથી હું જલદીથી મ્હારો પ્રાણ ત્યાગ કરીશ. તમારી કંગાળ પુત્રિ ફ્લોરેન્સ તમારે માટે તેની છેલ્લી ઘડીએ પ્રાર્થના કરશે."

આ છાતી તોડી નાંખે એવો પત્ર વાંચતાં પપા પ્લૅટેટના ગાલ ઉપર આંસુની ધારા ચાલી રહી હતી તથા મુખ ઉપર તીવ્ર ક્રોધનાં ચિન્હ સ્પષ્ટ દેખાતાં હતાં. જ્યારે તે વાંચી રહ્યો ત્યારે જાડા અવાજે ફક્ત એટલુંજ બોલ્યો, "લુચ્ચો, ચોર."

મો. કરટોઇસે આ શબ્દો સાંભળ્યા, અને બોલ્યો, "હા તે લુચ્ચો, ચોર. તેણે મ્હારી પુત્રિને ભોળવી ખરાબ કરી. તે બિચારીને દુનીઆદારીની શી ખબર? અને તેથી જ્યારે તે ચંડાળે તેના કામમાં સર્વ છોકરીઓનું કલેજું ફેરવી નાંખે એવા પ્રેમના જૂઠા શબ્દો કહ્યા ત્યારે તેણે તે ખરા માન્યા. અને હવે તે લુચ્ચાએ તેને તજી દીધી છે. જો મને એટલી ખબર પડે કે એ કોણ—" તે એકદમ અટક્યો. તેની નીરાશાના અંધારામાં જ્ઞાનનો દીવો પ્રગટ્યો. "હાય! જ્યારે છોકરીને એક લાખનો વારસો મળવાનો હોય છે ત્યારે તેને આમ કોઈ તજી દે નહીં. કદાપી પ્રેમ ઓછો થાય પણ લોભતો નહીંજ. તે લુચ્ચાને આમ કરવાનું તેથી પ્રબળ કારણ હશે. તે પરણેલો* હોવો જોઇએ. ત્યારે તે લુચ્ચો બીજો કોઈ નહી પણ કાઉન્ટ ડી ટ્રેમોરલ હોવો જોઇએ. એજ ચણ્ડાલે મારી પુત્રિનો નાશ કર્યો છે!" સર્વ જણાં આ સાંભળી સ્તમ્બ થઈ ગયાં અને તેથી એમ લાગતું હતું કે મેયોરની આ ધારણા સર્વને ખરી લાગી. તે બોલ્યો, "હું આટલા દીવસ સુધી આંધળો રહ્યો હતો, કેમકે તેને હું મ્હારે ઘેર બોલાવતો હતો અને મ્હેં તેને મિત્ર કહ્યો હતો. આનું સખ્ત વેર લેવાનો હવે મ્હારો હક છે." પણ વેલફયુલુ મ્હેલનાં ખૂન યાદ આવવાથી નિરાશ થઈ બોલ્યો, "પણ ના, મ્હારી પુત્રિનું વેર લેવાય એવું રહ્યું નથી. તે લુચ્ચો મરણ પામ્યો છે; તેનું તેના કરતાં હલકા લુચ્ચાઓએ ખૂન કર્યું છે."

તે હતભાગી પિતાને દિલાસો આપવાને ડૉક્ટરે તથા પપા પ્લૅટેટે મહેનત કરી પણ તે વ્યર્થ ગઈ. તેતો પોતાના દુઃખનો બળાપો કરતાં કરતાં મ્હોટેથી રોતો હતો. જ્યારે લોરેન્સ ન્હાની હતી ત્યારે પોતાના ખોળામાં બેસી તે રમતી હતી તે વાત યાદ આવી. તેનો અવાજ, તેનું હાસ્ય, તેના સોનેરી વાળ એ સર્વ તેની નજર આગળ રમ્યાં કર્યાં. તે બોલ્યો, "અરે, જો તેણે મ્હારા ઉપર વિશ્વાસ રાખી મ્હને બધી વાત કહી હોત તો મ્હેં તેને માફ

* એક સ્ત્રી હયાત છતાં તે ઉપર બીજી કરવી એ યૂરોપમાં કાયદાથી શીક્ષા થાય એવો ગુન્હો છે.

કર્યું હોત, અને હું પ્રીતિ પણ રાખત. તેમને ઓરસીવલથી દૂર મોકલત અને ત્યાં તેઓ સુખમાં રહેત. કેમકે પૈસો શું નથી કરી શકતો ? પણ તેને બદલે આમ લોરેન્સને મરવાનો વખત આવ્યો. અને તેનું મડદું પણ જડશે કે નહીં તેની મને ખબર નથી." તેને વેલફ્યુલુનાં ખૂન યાદ આવ્યાં. ત્યાં કાઉન્ટેસનું મડદું કાદવમાંથી જડી આવ્યું હતું પણ લારેન્સનું મડદું જડશે કે નહીં ? તેના ઠંડા પડી ગયેલા કપાળ ઉપર એક ચૂમી કરવાને પ્રસંગ નહીં મળે એમ જાણી તેને ઘણું દુઃખ થયું.

મો. લેકોક પોતાના ધંધાને લીધે પારકા દુઃખને લેખવતો નહોતો પણ આ દુઃખ તે જોઈ શકયો નહીં. તે અંધારામાં ઉભો હતો ત્યાંથી બહાર આવી મેયોર પાસે ગયો અને બોલ્યો, "હું, લેકોક, છુપી પોલીસનો અમલદાર, તમને સમખાઇને કહું છું કે લોરેન્સને શોધી કહાડીશ."

જેમ ડુબતો માણસ તણખલાને આશાભર્યો પકડે છે તેમ કરટોઇસે લેકોકનાં આ વચન ગ્રહણ કર્યાં. તેણે કહ્યું, "હા, મને મદદ કરો. લોકો કહેછે કે પોલીસને કાંઈ પણ વાત અશકય નથી, તેઓ તમામ હકીકત જાૂએછે તથા સાંભળેછે. મ્હારી પુત્રિનું શું થયુંછે તે આપણે ખોળી કહાડી શું." પછી લેકોકનો હાથ પકડી તેણે કહ્યું, "હું મ્હારા ખરા અંતઃકરણથી તમારો ઉપકાર માનું છું. મ્હે તમને પ્રથમ જોયા ત્યારે તમને સન્માન આપ્યું નહતું અને બેવકૂફની પેઠે તમારી અવગણના કહી હતી. મને તે માફ કરો. આપણે આપણી ધારણામાં પાર પડીશું. આપણે એક બીજાને મદદ કરીશું, આખી પોલીસને છોડીશું, તથા આખા ફ્રાંન્સમાં શોધ કરાવીશું. પૈસો આ બધું કરી શકશે. મ્હારી પાસે લાખો ફ્રેંકછે લ્યો તે—"પણ તેનું જોર ખુટી ગયું અને અમળાઇને કોચ ઉપર પડયો.

ડોકટરે કહ્યું, "મેયોરને અહીં વધારે વાર રાખવા નહીં. આવી વખતે તેમને મુઝારો થાય એમાં કાંઈ નવાઈ નથી."

પપા પ્લેંટટ એકદમ ઉઠી મેડેમ કરટોઇસ પાસે ગયા. તે એક આરામ ખુરશીમાં પડી હતી અને એવી અવસ્થામાં હતી કે આસપાસ શું થતું હતું તેનું એને કશું ભાન નહતું. પપા પ્લેંટટે "મેડેમ, મેડેમ," કહી તેને બોલાવી.

તેને ધુજારી આવી અને ધીમેથી ઉભી થઈ બોલી, "એગાં મ્હારો

વાંક છે. માએ દીકરીની વાત જાણવીજ જોઈએ. જેમ ચોપડીમાં આપણે વાંચીએ છીએ તેમ દીકરીનું અંતઃકરણ મા વાંચી શકેછે. પણ મ્હને તો લોરેન્સની સ્થિતિનો વ્હેમ સરખો પણ આવ્યો નહતો. હું ઘણીજ હતભાગી માતા છું."

ડોકટરે જરા આવેશથી કહ્યું, "મેડમ, તમારે તમારા સ્વામીને પથારીમાં સૂવાડવા જોઇએ. તેની સ્થિતિ ઘણીજ ખરાબ છે. અને તેને ઉંઘની અવશ્ય જરૂર છે. હું દવા તૈયાર કરૂંછું."

"હાય—હાય" બોલી તે બીચારી હાથ જોડી નિરાશ થઈ ગઈ કે વખતે દીકરી પાછળ સ્વામી પણ જશે કે શું! આ બ્હીક કામની થઇ પડી કેમકે તેથી તેની અક્કલ ઠેકાણે આવી. તેણે નોકરોને બોલાવ્યા અને મેયોરને તેના શયનગૃહમાં લેઈ જવાનો હુકમ કર્યો અને પોતે તથા ડોક્ટર તેની પાછળ ગયાં.

હવે આ ખંડમાં ફક્ત ત્રણ જણા રહ્યા; પ્લેંટેટ, લેકોક અને રોબલોટ. આ છેલ્લો પુરૂષ બારણાં નજીક ખુણામાં ઉભો હતો.

પ્લેંટેટ બોલ્યો, "ગરીબ બીચારી લોરેન્સ!"

મો. લેકોકે કહ્યું, "મને લાગેછે કે તેના પિતાની દશા ઘણીજ દયામણી છે. તેની આટલી અવસ્થાએ આવો ઘા અસહ્ય થઈ પડશે. જો તે સાજો થશે તોપણ તેની જીંદગી તો હવે ખરાબજ થઈ."

"મને આ બનાવની કાંઈ શંકા આવી હતી. લોરેન્સની સ્થિતિનું મ્હને ભાન થયું હતું. પણ તે ઘણું મોડું થયું."

"અને તોપણ તમે કાંઈ યત્ન કર્યો નહીં?"

"શું? આવી નાજુક બાબતમાં ઘણીજ સંભાળની જરૂર નથી? શું આવા મ્હોટા કુટુંબને કલંક ન આવત? હું શું કરૂં? બીચારા કરટોઇસને ચેતાવું? નહીંજ. તે મ્હારો એક પણ શબ્દ માનત નહીં. કેટલાક માણસો કોઇપણ સાંભળી તે માનતા નથી. પણ જ્યારે હકીકત ખરા રૂપમાં સમક્ષ આવી ઉભી રહેછે ત્યારેજ તેમની આંખ ઉઘડેછે. મેયોર એવા માણસોમાંનો એક છે."

"પણ તમે કાઉન્ટ ડી ટેમોરલની સાથે કાંઈ—"

"કાઉન્ટ ઇનકાર જાત અથવા 'પારકી વાતની તમને શી પીડા?'

એમ કહી મને તુચ્છકારી કહાડત."

" પણ તે છોકરી ? "

૫પા પ્લૅટટે નિશ્વાસ મૂકયો. તેણે જવાબ દીધો, " જો કે પારકી વાતમાં હું પડતો નથી તોપણ એક દીવસે મ્હેં તેની આંખ ઉઘાડવા યત્ન કર્યો. ઘણીજ સાવચેતી તથા નાજુકાઈથી તથા હું તેની હકીકત જાણું છું તેની તેને જરા પણ ખબર ન પડે તેવી રીતે મેં તેને તેની જોખમ ભરેલી સ્થિતિનું ભાન કરાવવા યત્ન કર્યો. "

" તેણે શો જવાબ દીધો ? "

" કાંઈ નહી. તે હસી, તથા મશ્કરીના શબ્દો બોલી. જે સ્ત્રીઓને પોતાની વાત છૂપાવવી હોયછે તે એમ કરેછે. વળી જો કે હું એનો ખરો મિત્ર હતો તોપણ તેની સાથે હું પા કલાક સુધી પણ એકલો રહી શકતો નહતો. પ્રથમતો તે દરરોજ મારા બગીચામાંથી ફૂલ ચૂંટવા આવતી અને તેને સારાં ફૂલ મળે માટે હું ખાસ રોપાઓ તથા ઝાડો મંગાવી રોપતો. " આ સાંભળી લેકોકને જરા હાસ્ય થયું પણ પ્લૅટટે તે જોયું નહીં. તે આગળ ચલાવતો હતો એવામાં ખંડમાં કાંઈ ખડખડાટ થયો. ૫પા પ્લૅટટે તે તરફ નજર કરી તો રોબલોટને પહેલી વારજ જોયો. એથી જરા ખિન્ન થઈ તે બોલ્યો, " અહા, તમે ત્યારના અહીંજ હતા કે ? "

તે હાડ વૈદે જવાબ આપ્યો, " હાજી, સેવક અહીંજ ઉભો છે. "

" અને અમારી વાત સાંભળતા હતા ? "

" તેતો વખતે મ્હારી જરૂર પડે તો કામમાં આવું એમ જાણી હું અહીં રહ્યો છું. "

મો. પ્લૅટટને એક નવો વિચાર આવ્યો અને તેથી આંખો ફેરવી નાંખી. તેણે લેકોકનું ધ્યાન દોરવા તેને ઇશારત કરી અને નરમાશથી હાડ વૈદ્યને પોતાની પાસે આવવા કહ્યું. તે ઠીંગણો તથા નાજુક દેખાતો હતો પણ કઠણ બાંધાનો તથા ઘણા બળવાળો માણસ હતો. તેના વાળ પાછળથી કાતરેલા હતા તથા તેના કપાળ ઉપર આવે એમ આગળથી લાંબા હતા. તેની આંખમાં લોભનું તેજ પ્રકાશતું હતું. અને લુચ્ચાઈ દર્શાવે એવા હાસ્યથી તેના હોઠ વળેલા હતા. દૂરથી તેના નાજુક બદન તથા હજામત કરાવેલા ચ્હેરા તરફ કોઈ જૂએ તો તે પારીસનો એક રખડતો માણુસ જે

ગટરમાં કાંઈ પૈસા પડ્યા કે નહીં તે જૂએછે એવા એક લોફર જેવો જણાતો.

રોગલોટ હસ્તે મ્હેરે સલામ કરતો આગળ આવ્યો. " સાહેબને મારૂં કાંઈ કામ છે ? "

" કાંઈ નહીં માસ્તર રોગલોટ. હું તો ફક્ત તમે મેયોર સાહેબની નસ યોગ્ય વખતે ખોલી તેથી તમને અભિનંદન આપુછું. તમારા નસ્તરે તેમની જીંદગી બચાવીછે. "

" કદાચ એમ ખરૂં, ખરૂં. "

" મો. કરટોઇસ ઉદાર માણસ છે. અને આ તમ્હારી સેવા બદલ તમને કાંઈ સારી રકમ ભેટ આપશે. "

" અહો ! હું કાંઈ પણ માંગવાનો નથી. ઈશ્વરની મ્હેરબાનીથી હું તંગીમાં નથી. મ્હને રોજી સારી મળેછે. "

" હાં, હું તે જાણું છું તમારો ધંધો આબાદ છે, અને તેથી તમારે સંતુષ્ટ રહેવું જોઇએ. " મો. પ્લૅટેટ મિત્રના ભાવથી તથા જરાક મુરબ્બી પણાથી બોલતો હતો તે જાણે રોગલોટના સુખથી ખુશી હોય એમ દેખાતો હતો.

હાડ વૈદે જવાબ દીધો, " સંતુષ્ટતો હવે તમે ધારોછો એટલો નહીં. ગરીબ માણસને જીંદગી ચલાવવી અઘરી પડેછે. "

" પણ હમણાંજ તમે 'એવ્રી' નજીક કાંઈ જમીન ખરીદીછે ને ? "

" હા. "

" જગા સારીછે જો કે જરાક ભેજવાળીછે. પણ થોડાં ગાડાં ભરી પેલી ડોશી ક્રેપલ પાસેથી થોડા પથરા વીગેરે લેઈ તે જમીનમાં નાંખશો એટલે બધો ભેજ જતો રહેશે. "

રોગલોટે મો. પ્લૅટેટને આવો વાતુડીઓ કદી જાણ્યો નહોતો, અને તેથી તે જરા આશ્ચર્ય પામ્યો. તે ફક્ત બોલ્યો, " એવા ન્હાના ખરાબ ત્રણ જમીનના કડકામાં એટલી માથાકૂટ કોણ કરે ? "

" ના, એમ કેમ કહેવાય ? અને તમે કાંઈ ખાણના શેર પણ થોડા ખરીધાછે છેને ? "

" અરે શેના ? કાંઈ થોડા લીધા છે. "

" તેતો કોણ જાણે, પણ વ્યાજ ઠીક આવેછે. ડીગ્રી વગર ડોકટર થવા-

માં કાંઈ ગેર ફાયદો નથી."

રોબલોટ ઉપર ગેર વ્યાજબી રીતે વૈદું કરવા બદલ કેસ ચાલ્યા હતા. પણ આ સાંભળી તેનાથી રહેવાયું નહીં. તે બોલ્યો, "હું દવા કરૂંછું તે બદલ મ્હને કોઈ ફી આપતું નથી."

"ત્યારે તમારી આ દોલત ભાજી પાલામાંથી નથી આવી?"

આ વાત તો હવે ઉલટ પાલટ જૂબાની જેવી થવા માંડી, અને હાડ વૈદ્ય જરા અધીરો થયો. "હા, ભાજીપાલામાંથી મ્હને કાંઈ મળતર છે."

"હં, તમે કરકસર કરો છો તેથી જમીન ખરીદી શક્યા છો?"

"મ્હારે ત્યાં થોડાંક ઢોર છે અને ઘોડા છે તેમાંથી કાંઈ મળેછે. ઘોડા, ગાય, ઘેટાં ઉછેરી પૈસા કમાઉછું."

"તે પણ ડીગ્રી વગર?"

"કાંઈ સરકારી કાગળીઉં મળે તોજ માણસ હોંશીઆર હોય એમ કાંઈ નથી. નિશાળમાંથી નીકળેલા બેવકૂફોથી હું કાંઈ ડરતો નથી. હું ખેતરોમાં તથા તબેલામાં ઢોરની વીદ્યા શીખુંછું. પૂછી જુઓ અહીં કોઇને પણ કે હું ઢોર ઉછેરવામાં તથા તેમની દવા કરવામાં નિપૂણ છું કે નહીં?"

મો. પ્લેંટેટ જાણે તેના ઉપર ખૂશી થયો હોય તેમ હસ્યો અને બોલ્યો, "હા, હું જાણું છું કે તમે હોંશીઆર તથા અનુભવી છો. ડો. ગેન્ડ્રનના હાથ તળે તમે પ્હેલાં હતાની? તે હમણાંજ તમારી તારીફ કરતા હતા."

રોબલોટને જરાક કંપારી આવી, પણ તે પ્લેંટેટે જોઈ. તેણે આગળ ચલાવી કહ્યું, "હા તે ભલા ડાકટર કહેતા હતા કે તમારા જેવો હોંશીઆર મદદનિશ કોઈ મળ્યો નહોતો. તે કહે, 'રોબલોટનું રસાયણ શાસ્ત્ર તરફ એવું તો લક્ષ છે તથા તે તેને એટલું તો પસંદ છે કે મ્હારી માફકજ કેટલાક પ્રયોગ કરી જાણે છે."

"મ્હને પગાર સારો મળતો હતો અને તેથી હું સારૂં કામ કરતો હતો. વિદ્યા તરફ મ્હારૂં હમેંશાં લક્ષ રહે છે."

"હા, ડાકટર ગેન્ડ્રનને ત્યાં વિદ્યાર્થીનું કામ કરવા તમે ઘણા લાયક છો. તેનો કેટલોક અભ્યાસ અજાએબ તરેહનો છે. તેમાં ઝેર વિષેના તેના પ્રયોગો ઘણાજ ધ્યાનમાં રાખવા યોગ્ય છે."

રોબલોટ બેચેન થયો, અને તેની આંખ અસ્થિર થઈ. તેણે જવાબ

દીધો, 'હાજી મ્હેં કેટલાક અજાએબ જેવા પ્રયોગો ત્યાં જોયા છે.'

"માસ્તર રોબલોટ, તમે ઘણાજ ભાગ્યશાળી છો. કેમકે ડોકટર ગેન્ડ્રનને એ બાબત પ્રયોગ કરવાની હમણાં ઘણીજ અચ્છી તક મળી છે અને તેમાં તેમને નક્કી તમારી મદદની જરૂર પડશે."

રોબલોટ ચેતી ગયો કે આ ઉલટ પાલટ તપાસમાં કાંઈ કારણ છે. પ્લૅટેટને આમ પૂછવાનું શું કારણ હશે? એ સવાલ તેના મનમાં આવ્યો અને તેથી તેને ત્રાસ ઉત્પન્ન થયો. અને જ્યારે તેણે સવાલો, તેના પોતે આપેલા જવાબો તથા તેમાંથી ઉત્પન્ન થતા અનુમાનો ઉપર તેણે વિચાર કર્યો ત્યારે તે કંપ્યો. વધારે સવાલ હવે ન પૂછે એટલા માટે તેણે જવાબ દીધો, "મ્હારા જૂના શેઠની નોકરી કરવા હું હમેશ તૈયાર છું."

મો. પ્લૅટેટે જવાબ દીધો, "તમારી જરૂર પડશેજ." પછી જાણે કાંઈ કારણ ન હોય એવી રીતે પણ તીક્ષ્ણ નજરે જોઈ કહ્યું, "એ કેસ ઘણો મહત્વનો છે, અને કામ અધુરૂં છે. મો. સોવરસીનું મડદું કબરમાંથી બહાર કહાડવાનું છે."

રોબલોટ જાણતો હતો કે પ્લૅટેટ કાંઈ અજાએબ જેવી વાત કહેશે અને તેથી હિંમત ભીડીને તૈયાર થયો હતો. પણ આ સોવરસીનું નામ એક મ્હોટા જખમ જેવું લાગ્યું અને તે ફક્ત એટલુંજ બોલી શકયો, "સો–વ–ર–સી?"

મો. પ્લૅટેટે નજર કયારનીએ ફેરવી હતી. તે બેદરકારીપણાથી બોલ્યો, "હા, સોવસીનું મડદું ખોદી કહાડવાનું છે. તેનું મોત કુદરતી રીતે નથી થયું એમ ધારવામાં આવ્યું છે. ન્યાય હમેશાં બેહેમી છે." રોબલોટ કમજોર હોવાથી ભીંતે અડંગી ઉભો. "તેથી ડો. ગેન્ડ્રનને બોલાવ્યા છે. તમે જાણે છો કે એણે એવી દવાઓ બનાવી છે કે કોઇ પણ વસ્તુમાં ઝેર છે કે નહીં તે જલદીથી એ વડે પારખી કહાડાય છે. તે કહેતા હતા કે એક—"

રોબલોટ ઘણુંજ મથન કરીને સ્થિર ઉભો રહ્યો હતો તથા શાંત ચ્હેરો રાખી શકયો હતો. તેણે જવાબ દીધો, "હા, હું ડોકટર ગેન્ડ્રનના તે પ્રયોગો જાણુંછું. પણ આવા ખોટા વહેમ કોને આવ્યા છે?"

"વહેમ છે એટલુંજ નહીં. તમે જાણોછો કે મેડમ ટ્રૂમોરેલ મરણ પામી છે એટલે તેનાં કાગળીઆં તપાસવામાં આવ્યાં છે અને તેમાં કેટલાક કાગળો જડી આવ્યા છે, તેમાં દવાઓની યાદી વિગેરે જડયું છે."

રોગ્લોટના શરીરમાં તો કંપારી હતી, પણ મન શાંત રાખી શકયો હતો, તેથી તેણે કહ્યું, "હા, હા, ન્યાયાધિકારી ઘણું કરીને ભૂલ્યો છે એમ આશા રાખું છું." પછી ઘણી મહેનતે જરા હસીને બોલ્યો, "મેડમ કરટોઇસિ હજી આવ્યાં નહીં: તેથી હું અત્યારે ઘેર જાઉછું. કાલે પાછો આવી ખબર કહાડી જઈશ. જરૂર પડશે તો ઘેરથી મ્હને બોલાવશો. સલામ સાહેબો," એટલું કહી તે ખંડમાંથી બહાર ગયો અને ઘર તરફ દારૂના ઘેનથી પ્રમત્ત થયલા માણસની પેઠે ચાલ્યો ગયો.

મો. લેકોક ટોપી ઉતારી પ્લેંટેટ પાસે ગયો અને બોલ્યો, "હું તમારે તાબે થાઉછું. તમે મ્હારા શિક્ષક વૃદ્ધ ટેબેરેટ જેવા છો." તે છૂપી પોલીસને આથી શૂર ચડયું. તેણે જાણ્યું કે આ એક મ્હોટો ગુન્હો છે અને ન્યુસપેપર વાળાને ત્રણ ગણી કમાણી થાય એવો છે. તેને બધી વિગતોની ખબર નહોતી એ ખરૂં તથા મૂળ વાતથી તે બીન વાકેફગાર હતો; પણ રસ્તો સાફ થતો જતો હતો. તેણે પ્લેંટેટની ધારણા અટકળી હતી અને તેના વિચારો એક પછી એક જાણી ગયો હતો કે મો. ડોમીની સાધારણ ગુન્હો સમજતો હતો પણ ખરેખર તો તે ઘણોજ ગુચવાડા ભરેલો હતો. અત્યાર સુધીમાં જે જે બનાવો તેણે જેયા હતા તથા જે જે વાતો તેણે સાંભળી હતી તે બધી એકઠી કરી તેમાંથી સાર ગ્રહણ કરી પુરાવો એકઠો કરી શકયો હતો તથા પપા પ્લેંટેટને માટે અત્યારે તેને પ્રેમાનંદ વ્યાપ્ત થયો હતો. પોતાની પ્યારી છબી તરફ નીહાળી તે સાથ બોલ્યો, 'આ બુઢ્ઢો શીઆળ તથા હું એ બે જણ ગમે તેમ કરી ખરી વાત બોળી કહાડીશું.' તેણે જાણ્યું કે ગમે તેમ કરીને પણ પોતે પ્લેંટેટથી ઉતરતો દેખાવું નહીં, તેથી કહ્યું, "તમે આ લુચ્ચાને સવાલ કરતા હતા,—અને તે આપણને ઉપયોગી થઈ પડશે,—તે વખતે હું. નવ્વરો બેશી નહોતો રહ્યો. આમ તેમ નજર ફેરવતાં તે જુવાન સ્રીના કાગળનું પરબીડીઉં મ્હને જડયું છે. તેની માશી કયાં રહે છે?"

"ઘણું કરીને ફોન્ટેનેબ્લો."

"હાં, કવર ઉપર સેંન્ટ લેઝર, પારીસની છાપ છે. છાપનું કાંઈ પ્રમાણ નથી તો પણ—"

"તોપણ એ નીશાની ખરી."

"પણ એટલેથી બસ નથી. મ્હેં કાગળ પણ વાંચ્યો છે તે ટેબલ ઉપર

પડયો હતો—" મો. પ્લૅંટેટે આ સાંભળી જરા ભવાં ચ્હડાવ્યાં." હા, એ જરા મ્હેં છૂટ લીધી છે એ ખરૂં, પણ પરીણામ અર્થે એ બ્યાજબી છે. વારૂં તમે પણ કાગળ વાંચ્યો છે. પણ તે ઉપર બરોબર ધ્યાન આપ્યું છે ? અક્ષર તપાસ્યા છે? શબ્દો તોળી જોયા છે ? અને વાકયની રચના ધ્યાનમાં રાખી છે?"

પ્લૅંટેટ બોલ્યો, "અહા, ત્યારે મ્હારી ભૂલ નહોતી? મારી પેઠેજ તમને લાગ્યું ?" અને ઉઠીને તે પોલીસ અમલદારનો હાથ જાણે લાંબા વખતનો તે પોતાનો મિત્ર હોય તેમ પકડયો.

તેઓ પોતાની વાત આગળ ચલાવતા હતા એવામાં ડો. ગેન્ડ્રને પ્રવેશ કર્યો અને કહ્યું, "કરટોઈસને હવે ઠીક છે. મ્હેં તેને દવા પાઈ છે અને તે ઉંઘે છે."

મો. પ્લૅંટેટે કહ્યું, " ત્યારે હવે આપણે અહીં વધારે વાર રહેવાની જરૂર નથી. ચાલો, મો. લેકોક ભૂખથી મરતા હશે."

તેઓ ઉઠી બહાર ગયા; પણ જતાં જતાં છાનેમાને તે ડીટેકટીવે લોરેન્સનો કાગળ પરબીડીઆ સાથે પોતાના ગજવામાં નાંખી દીધો.

---

## પ્રકરણ ૧૦ મું.

### પાપ પ્લૅંટેટને ઘેર; વિવેચન.

મો. પ્લૅંટેટનું ઘર સાધારણ કદનું હતું, તથા એક ખરેખરા તત્વવેત્તાના મકાન જેવું લાગતું હતું. ભોંય તળીએ ત્રણ મ્હોટા ખંડ હતા. પેહેલે માળે ચાર તથા નોકર લોકો સારૂ બે કાતરીઆં હતાં. એમાં દુનિઆંમાંથી વિરક્ત થયેલો માણસ ઘણાં વર્ષ સુધી રહ્યોછે એ સ્પષ્ટ માલમ પડતું હતું. ઘરમાં ફરનીચર ખરીદ કરેલું તે વખત તો ઘણુંજ સારૂં હતું, પણ હમણાં તે મેલું થઈ ગયેલું હતું, વારનીસ ઉડી ગયો હતો, ઠેકાણે ઠેકાણેથી ગાબડાં નીકળેલાં હતાં, સૂર્યના તાપથી પડદાનો રંગ ઝાંખો થઈ ગયો હતો, ખુરશી ઉપરનાં કપડાં ફાટી ગયાં હતાં, તથા ઘડીઆળો બધાં ખોટો વખત આપતાં હતાં. આખા ઘરમાં ફક્ત એકજ ખંડની સારી સંભાળ લેવાતી હતી, અને તે પુસ્તકાલય હતું. ત્યાં ઓકના લાકડાની છાજલીઓ ઉપર અનુક્રમે પુસ્તકો ગોઠવી દીધેલાં હતાં, તથા ચૂલા* પાસે ટેબલ ઉપર મો. પ્લૅંટેટનાં મનપસંદ પુસ્તકો ગોઠવેલાં

* યુરોપમાં ટાઢાડ સખત પડવાથી દરેક બેસવા ઊઠવાના ખંડમાંચુલાઓ રાખેછે

હતાં, કે જે ત્યાંથી તે હમેશાં વાંચતો હતો. તેણે ફક્ત એકજ શોખની વસ્તુ રાખી હતી. તેણે પોતાના બગીચામાં ઘણી મહેનત લીધી હતી, તથા ત્યાં ૧૩૭ જાતનાં જુદાં જુદાં વૃક્ષો તથા વેલા એકઠા કર્યા હતા. તેણે બે નોકરો રાખ્યા હતા. એક મેડેમ પીટીટ હતી, તે ઘર ચલાવવાનું તથા રાંધવાનું કામ કરતી હતી, તથા બીજો એક લુઈ કરીને હતો તે માળીનું કામ કરતો હતો. તોપણ નોકરો ઘરમાં હોવાથી ચંચળાઇ જરા પણ માલમ પડતી નહતી, કેમકે પપા પ્લૅંટેટ પોતે જાતે શૂન્ય રહેતો હતો, એટલે નોકરોને પણ ઝાઝું બોલવા દેતો નહતો. લુઇએ આ ટેવ ખૂશીથી પકડી હતી; પણ મેડેમ પીટીટ એવી નહતી. તેતો જન્મથીજ વાતુડીઆણ હતી અને તે એટલે સુધી કે જો ગામનું કોઈ માણુસ વાત કરવાને ન મળે તો તે દેવળમાં જઈ આખા ગામની વાત પાદરી આગળ જઇને પછી તેને પસંદ પડે કે ન પડે તોપણ પરાણે કહેતી. તેણે ઘણીવાર સોગન ખાધા હશે કે પપા પ્લૅંટેટને ત્યાંથી પહેલી તકેજ નીકળીશ, પણ શેઠના મરણ પછી વરસુંદ મળવાની આશાથી તેને તક મળતી નહતી. ધીમે ધીમે ઘરની અંદર છાનાં રહેવાનું તે શીખી હતી, પણ તે બધાનું વેર તે ઘરમાંથી બહાર જતી તે વખતે વાળી દેતી.

આ વેલફ્રયુલુના ગુન્હાને દીવસે આ ભલી સ્ત્રી અડધી ગાંડી બની ગઈ હતી. ગામમાં કાંઈ સોદો ખરીદ કરવાને બહાને, પણ ખરૂં જોતાં તો તે ગુન્હાની ખબર મેળવવા સારૂ, જઈ આવીને પોતાના શેઠને સારૂ રસોઈ તૈયાર કરવા માંડી હતી; પણ શેઠનું તો ઠેકાણુંજ નહોતું. તેની વાટ જોતાં જોતાં એક વાગ્યો, બે તથા પાંચ વાગી ગયા અને ઈંડાં ભુંજવા સારૂં પાણી ખખળી ગયું હતું પણ શેઠનું જરા પણ ઠેકાણું મળે નહીં. હવે તેને લાગ્યું કે લુઇને શેઠને બોલાવવા સારૂ મોકલવો. પણ લુઈ ચૂપ સ્વભાવનો તથા પુછપરછ કરવાથી કંટાળેલો હતો. તેણે મેડેમ પીટીટને જાતે જવાનું સૂચવ્યું. એટલા દરમ્યાનમાં તો ઘર આગળ લોકોનું ટોળું મળ્યું હતું. તેઓ જાણુતા હતા કે મેડેમ પીટીટને બધી વાતની ખબર હશે. આવો સુંદર લાગ આવેલો તે વખતે મેડેમ પીટીટને ખબર આપવાનું કંઈ મળે નહીં તે જાણી તેને ઘણુંજ દુઃખ થયું. પાંચ વાગી ગયા ત્યારે સ્હવારના ખાણાનો વખત ગયો એમ જાણી હવે સાંજનું ખાણું તૈયાર કર-

વાની તૈયારી કરવા માંડી. એમ કરતાં આઠ વાગ્યા, પણ પ્લૅટેટ મળે નહીં. નવ વાગ્યા અને શેઠ ન આવ્યા, એટલે મેડેમ પીટીટથી રહેવાયું નહીં અને તેથી પોતાનો ગુસ્સો લુઈ ઉપર કહડવા માંડ્યો. લુઈ બગીચામાં ઝાડને પાણી પાઈ રસોડા આગળ ખાવા બેઠો હતો. આ કજીઓ શરૂ થયો હતો એટલામાં કોઇએ બારણું ઠોક્યું. " હાય, લારના હવે શેઠ આવ્યા, " એમ કહી મેડેમ પીટીટે ઉઠી બારણું ઉઘાડ્યું, પણ જુએછે તો શેઠને બદલે એક ન્હાનો છોકરો દીઠો. તેણે ખબર આપી કે મો. પ્લૅટેટ તથા તેમના પહરોણાઓ થોડા વખતમાં આવશે; તેઓ જમવાના છે તથા રાત્રે અહીંજ સુઈ રહેશે. બિચારી પીટીટની તો શુદ્ધ બુદ્ધ ઉઠી ગઈ. આટલે બધે વર્ષે આ વખતે પહેલી વારજ શેઠે પહરોણો બોલાવ્યો હતો. આમ કરવામાં શું કારણ હશે ? કારણ કંઈ મ્હોટુંજ હોવું જોઇએ. પણ શું હશે તે નહીં જાણવાથી ગુસ્સો તથા જીજ્ઞાસા ઉત્પન્ન થયાં, અને તેથી તેનો પિત્તો ઉકળી ગયો. " આ વખતે રસોઈ તૈયાર કરવાનો હુકમ ! કાંઈ શેઠની અક્કલતો નથી ગઈ ?" પણ વળી યાદ આવ્યું કે શેઠ જલદી આવી પહોંચશે તે પહેલાં રસોઈ તૈયાર કરવી જોઇએ તેથી લુઇને બગીચામાંથી ત્રણ મરઘીનાં બચ્ચાં તથા થોડીક દ્રાક્ષ તથા ભંડારમાંથી થોડોક દારૂ લેઈ આવવાનો હુકમ કર્યો. રસોઈ તૈયાર થવા આવી હતી. એવામાં વળી કોઇએ બારણું ઠોક્યું. આ વખતે લેકોકનું પાકીટ લઇને બેપટીસ્ટ આવ્યો. તે ઘુરકતે અવાજે બોલ્યો, "લ્યો આ તમારા શેઠની જોડે કોઈ છે તેનું પાકીટ."

" શેઠની જોડે કોણ છે ? "

" હું શું જાણું ? આ વેલફ્યુલુના ગુન્હા માટે પારીસથી કોઈ છપી પોલીસનો સીપાઈ બીપાઈ હશે. કોઈ એવો ગમાર, સાળો ચોર, લુચ્ચો ! "

" પણ તે એકલોજ શેઠની જોડેછે ?"

" ના ડાકટર ગેન્ડ્રન પણ છે. "

મેડમ પીટીટ બેપટીસ્ટ પાસેથી ખબર સાંભળવા ઘણીજ આતુર બની હતી પણ બેપટીસ્ટ પણ પાછો ઘેર જઈ ત્યાં શું થાયછે તે જોવાને એટલોજ આતુર હતો તેથી કાંઈ પણ ખબર આપ્યા વિના તે પાછો એકદમ ચાલી ગયો. વળી એક કલાક વીતી ગયો અને લુઇને ગુસ્સાથી તે કહેતી કે બધી રસોઈ બારીમાંથી ફેંકી દઉછું એટલામાં આખરે શેઠ તથા તેમના પરોણાઓ આ-

વી પહોંચ્યા.

મેયોરના ઘરમાંથી નીકળ્યા પછી તેઓ એક શબ્દ પણ બોલ્યા નહતા. તેઓ થાકી ગયા હતા તથા તે વિચારો એકઠા કરતા હતા. મેડેમ પીટીટ તેમના મ્હોં ઉપરથી કાંઈ ખબર મેળવવાની આશાએ તેમના તરફ તાકીને જોયું; પણ તેઓ એવા તો શાંત હતા કે તે કાંઈ પણ સમજી શકી નહી. પણ તેણે બેપ્ટીસ્ટની પેઠે મો. લેકોક વિશે ખરાબ અભિપ્રાય બાંધ્યો નહીં. તેને તો તે સારા સ્વભાવનો પણ જરા વિચક્ષણ લાગ્યો. મો. પ્લેંટટ તથા તેના પહરોણાઓ જમતી વેળાએ વાત કરતા હતા પણ જાણે પ્રથમથીજ સંકેત કર્યો હોય તેમ તે ગુન્હા વીશે એક અક્ષર પણ બોલ્યા નહીં. તેમને આમ અન્ય વિષયો ઉપર શાંત ચ્હેરે વાત કરતા જોઈ કોઈ ભાગ્યેજ જાણે કે તેઓ વેલફ્યુલુના ગુન્હાની બાબતમાં ચકચૂર થયલા હતા. વખતે વખતે સવાલ કરતાં અથવા જવાબ દેતાં વિલંબ લાગતો હતો, અને તેમનું મન આ ગુન્હામાં તલ્લીન થયુંછે એની ફક્ત આટલીજ નીશાની હતી. લુઈ ખભા ઉપર ટોવેલ તથા હાથમાં રકાબીઓ લેઈ આમ તેમ ફરતો હતો; અને મેડમ પીટીટ કાન ખુલ્લા રાખી જરૂર કરતાં ત્રણ ગણી વાર આવજા કર્યા કરતી તથા જતી વખતે બારણું જરા અદખોલું રાખી જતી કે કાંઈ વાત સંભળાય. ગરીબ બીચારી પીટીટ! તેણે રસોઈ તો ઘણી સરસ બનાવી હતી પણ તેના ગુણ દોષ ઉપર એકશબ્દ પણ તે સાંભળી શકી નહીં. મો. લેકોક વાતો કરવામાં કુશળ હતો પણ લુઈ દ્રાક્ષ લાવતો કે બીજું કાંઈ લાવતો તે વખતે તે જરા હોઠ સરખો પણ ફફડાવતો નહીં. ડોકટર ગ્રેન્ડૂનને પૂછ્યું હોત કે તમે શું ખાધુંછે તો તે ભાગ્યેજ કહી શકત. જમી રહ્યા બાદ નોકરો પાસે હોવાથી તેઓ કાંઈ બોલી શકતા નહોતા, તેથી મો. પ્લેંટટને કંટાળો આવ્યો. તેથી તેણે પીટીટને હુકમ કર્યો, "જાઓ, તમે પૂસ્તકાલયમાં કોફી મૂકો તથા પછી તમે બે જણાં સૂઈ જાઓ."

આ ઉપરથી મેડમ પીટીટને સાંભળવાનું મળશે નહીં તેથી તે બોલી, "પણ આ સાહેબોને તેમના સૂવાના ખંડની કયાં ખબરછે? તેમને કાંઈ જોઇતું કરતું હોય તો."

"હું તેમને બધું બતાવીશ. તેમને કાંઈ જોઇતું હશે તો હું આપીશ."

પછી તેઓ સર્વે જણા પૂસ્તકાલયમાં ગયા. મો. પ્લેંટટે બીડીઓની

પેટી કહાડી. મો. લેકોકે કહ્યું, "તમારી બંન્નેની મરજી હોય તો સૂઈ જાઓ, મારા કરમમાં તો આજે ઉજાગરો છે. પણ હું લખવા બેસું તે પહેલાં, મો. પ્લેંટેટ, તમને બે ચાર સવાલ પૂછવા માગુંછું." મો. પ્લેંટેટે પોતાની ખૂશી જણાવી. "આપણે આપણી વાત શરૂ કરીએ, અને એક બીજાના વિચારો મેળવીએ. આ કામ ઘણુંજ ગુહ્યછે અને તેનો ભેદ ખોળી કહાડવો એ જરૂરનું છે. વાત ભયંકર છે તથા વખત થોડો છે. કેટલાક નિર્દોષ માણસો ઉપર ગંભીર આરોપ મૂકવામાં આવ્યાછે અને તેમાંથી તેમને મૂક્ત થવું એ આપણા ડહાપણ ઉપર આધાર રાખેછે. આપણે એક અભિપ્રાય બાંધ્યો છે પણ મો. ડોમીનીનો અભિપ્રાય જાદોજ છે. તેનો અભિપ્રાય હકીકતો ઉપ-રથી બંધાયલો છે. તથા આપણો વીચારો ઉપરથી બંધાએલો છે."

મો. પ્લેંટેટે જવાબ દીધો, "વિચાર કરતાં આપણી પાસે સાધન વધારેછે."

ડોકટરે કહ્યું, "હા, પણ તે આપણે સાબીત કરવું જોઇએ."

લેકોકે કહ્યું, "અને તે હું સાબીત કરીશ. આ કામ ગુંચવાડા ભરેલું તથા અવરૂં છે એ ખરૂં. પણ તેથી તો હું ખુશ છું. જો એ કાંઈ સાધારણ વાત હોત તો હું તરતજ પારીસ ગયો હોત અને બીજે દીવસે મ્હેં મ્હારા એક માણસને મોકલ્યો હોત. સ્હેલી વાતો હું છોકરાંને સોંપુછું. પણ કાંઈ અઘરી વાત હોય તથા ધાડો ભેદ હોય તેમાં મારી ખૂશી. કોકડું સખત હોય તો તે ઉકેલવામાં, લઢાઈ મ્હોટી હોય તો તેમાં બહાદુરી બતાવવામાં, તથા ઘણી હરકતો હોય તો તે દૂર કરવામાં હું ઘણો ખૂશ થાઉછું." મો. પ્લેંટેટે તથા ડોકટરે ડીટેકટીવ તરફ લક્ષ દઈ જોયું. તે તદન બદલાઈ ગયો હતો. તેના પાતળા વાળ તથા પીળા થોભીઆ તો તેવાના તેવાજ હતા. પણ તેનો અવાજ તથા તેનો ચ્હેરો જૂદો થઈ ગયો હતો. તેની આંખમાંથી ઉત્સાહનું તેજ પ્રકાશતું હતું. તેની બોલવાની લઢણ સત્તાથી ભરેલી હતી તથા તે તીણા અવાજથી બોલતો હતો. તે બોલ્યો, "મ્હારા જેવા ડીટેકટીવો વરસે દહાડે ભાગ્યેજ નીકળી આવેછે એ તમારૂં ધારવું ખરૂંછે. જ્યારે હું ન્હાનો હતો ત્યારે લાંબા અભ્યાસ પછી હું એક ખગોળ વેત્તાને ત્યાં હીસાબ ગણવા સારૂ કારકુંન તરીકે નોકર રહ્યો. તે મ્હને જમવાનું તથા મહીને ૭૦ ફ્રાંકનો પગાર આપતો, અને તે બદલામાં કોણ જાણે કેટલાએ કાગળીઆં આંકડા વડે મેં ભરી કહાડ્યાં હશે."

મો. લેકોકે ખૂબ જોરથી બીડીનો દમ માર્યો તથા પપા પ્લેટેટ તરફ તેનો વિચાર જાણવાને આતુર હોય એમ તેણે જોયું. પછી જરાક રહીને તે બોલ્યો, "પણ ત્યાં હું કાંઈ સુખી નહતો. હું કહેતાં ભૂલી ગયો કે મ્હારામાં બે મ્હોટા દુર્ગુણો હતા. સ્ત્રીઓ તથા જુગારમાં હું નિમગ્ન રહેતો. કોણ સર્વ વાતે પરીપૂર્ણ છે? મ્હારો પગાર ઘણો ટુંકો હતો અને કાગળીઆમાં આંકડાઓ ભર્યા જતો તેમ તેમ મ્હને પૈસો મેળવવા તરફ લક્ષ થતું ગયું. તે વધારવાનો ફક્ત એકજ ઉપાય હતો. તે એકે કોઈ બીજાના પૈસા હાથ કરવા અને તે એવી યુક્તિથી કે બીજા કોઈ જાણે નહીં. રાત દીવસ તે વિષય ઉપર હું મનન કર્યા કરતો હતો. યુક્તિઓ શોધી કહાડવામાં મારૂં મન ફળદ્રુપ હતું, અને તેથી કાંઈ હજારો યુક્તિઓ શોધી કહાડી; પછી કોઈ વધારે અમલમાં લાવવા લાયક કે કોઈ ઓછી. તે વખતે જે જે વિચારો મ્હને આવ્યા તે જો તમને કહું તો તમે ગભરાઈ જાઓ. જો મ્હારા તે વખતના વિચારો વાળા ચોરો દુનિઆમાં વસતા હોય તો શબ્દ કોષમાંથી 'મીલકત' એ શબ્દ કહાડી નાંખવો પડે. તીજોરીઓ કાંઈ કામમાં ન આવત. તથા સર્વ સાવચેતી નકામી થઈ પડત. પણ માલ મિલકત વાળા માણસોના સુભાગ્યે બધા ચોર બેવકૂફ છે. એકદહાડો તો હું પોતેજ મ્હારા વિચારોથી બ્હીનો. મ્હેં એક દીવસ બેંકમાંથી ૨૦૦૦૦૦ ફ્રેંક ચોરવાની યુક્તિ ખોળી કહાડી હતી અને તે સહીસલામત હતી. તેમાં આ કોફીનો પ્યાલો ઉપાડતાં મહેનત થાય છે તેથી પણ ઓછી મહેનતે તે થઈ શકે તેમ હતું. તેથી મ્હેં વિચાર્યું, 'બચ્યા, આમ વધારે વાર ચાલ્યું તો પછી એક વખત એવો આવશે કે વિચારમાંથી અમલ કરવા ઉપર આવી જઈશું?' જન્મથીજ કાંઈ કર્મ સંયોગે હું પ્રમાણીક હતો. અને કુદરતે મ્હને જે બુદ્ધિ આપી હતી તેનો ઉપયોગ કરવાની ઈચ્છાથી એક અઠવાડીઉં રહી તે ખગોળવેત્તાને સલામ કરી ત્યાંથી હું ચાલી નીકળ્યો અને ગુન્હેગાર થવાની બ્હીકથી પોલીસમાં ગયો."

ડો. ગ્રેડૂને પૂછ્યું, "આ ફેરફારથી તમને ફાયદો થયોછે કની?"

"હજી પસ્તાવો તો હવે આવવાનો છે. હું સુખી છું કેમકે લોકોને હું ઉપયોગી થઈ શકું છું. જીંદગી મ્હને ઘણીજ પ્રિય છે કારણ કે જીજ્ઞાસા એ મ્હારામાં પ્રાધાન્ય લાગણી છે." ડીટેકટીવ જરા હસ્યો. "કેટલાક લોકોને નાટક તરફ ઘણો શોખ હોય છે. પણ એવી જુઠી વાતોમાં આનંદ કેમ મળે

છે તે હું સમજી શકતો નથી. સૂર્યના તેજ આગળ દીવાના અજવાળાની શી વિસાત? ઘેર બાયડી છોકરાં ભૂખે મરતાં હોય અને રંગભૂમી ઉપર આવી હાસ્ય રસનાં ભાષણો કરે તેથી લોકોને કેમ ખુશી થતી હશે? તેમ રંગ ભૂમી ઉપર કરૂણા રસનાં ગાયનો ગાઈ આપઘાત કરે અને નાટક પૂરૂં થયા બાદ કોઈ રંગીલા માણસની જોડે ગમત કરતી ઘેર જાય એવી સ્ત્રીઓ ઉપર દયા કેમ ઉપજે? નાટક બીલકુલ જૂઠી વાતોથી ભરપૂર છે. મ્હને તો ખરેખરા ખેલાડીઓ આપો. મ્હારી નાટકશાળા લોકોની વસ્તી છે. મ્હારા ખેલાડીઓ ખરા હર્ષથી હસે છે તથા ખરા દુઃખથી રૂવે છે. એક ગુન્હો બન્યો; એટલે મ્હારૂં મંગળાચરણ શારૂ થયું. હું ગુન્હાની જગાએ જાઉંછું; એટલે પ્રથમ અંક શરૂ થાય છે. એકજવાર નજર ફેરવી બધો દેખાવ ધ્યાનમાં લઈ લઉંછું પછી ગુન્હાનો હેતુ શોધી કહાડવા મહેનત કરૂં છું. જૂદા જૂદા માણસોને હું એકઠા કરૂં છું. તથા બીજા બધા આજુબાજુના બનાવોનો એક મૂળવાત સાથે સબંધ ખોળી કહાડું છું. હવે થોડીવારમાં વાત આણી ઉપર આવે છે. મ્હારા અનુમાન ઉપરથી પછી હું ગુન્હેગારને ઓળખી કહાડું છું, તેને શોધું છું, પકડું છું અને સત્તાધીશોને સોંપી દઉંછું. પછી મ્હોટો પ્રવેશ આવે છે. ગુન્હેગાર મહેનત કરે છે, ન્યાયને આડે રસ્તે દોરવવાને અનેક યુકિતઓ કામે લગાડે છે. પણ માજીસ્ટ્રેટ મ્હારાં બનાવેલાં શસ્ત્રોના આધારે લુચ્ચાને ગભરાવે છે. તે કબૂલ કરતો નથી પણ બચાવ પણ કરી શકતો નથી. આસપાસ બીજા બધા ઉભા હોય છે. કોઈ મિત્ર, કોઈ દુશ્મન, કોઈ સોબતી તથા દરેક જાતના સાક્ષીઓ તૈયાર રાખેલા હોય છે. કેટલાકથી તે ગભરાય છે, કેટલાક તરફ માનની નજરથી તે જૂએ છે તથા કેટલાકને હસી કહાડે છે. છેલ્લો પ્રવેશ સેશન કોર્ટ છે. સરકારી વકીલ બોલે છે પણ વિચારો બધા મ્હારા હોય છે. તેનું વક્તૃત્વ બધું મ્હારા રીપોર્ટના ઉપરથી બનાવેલું હોય છે. આખરે જડજ જ્યુરીને સવાલ કરે છે. જ્યુરી જવાબ દે છે. હવે મ્હારા નાટકની ખૂબી કે એબ દેખાડવાનો વખત આવે છે. વખતે જ્યુરી કહે છે, 'બીન ગુન્હેગાર.' એટલે એમકે મ્હારૂં નાટક ખરાબ અને તેથી મ્હારી મશ્કરી થાય છે અને તે મ્હારે સહન કરવી જોઇએ. પણ જો તે કહેશે, 'ગુન્હેગાર', એટલે એમકે મ્હારૂં નાટક સારૂં છે અને ફતેહમંદ નિવડ્યું છે અને મ્હને શાબાશી મળે છે. બીજે દીવસે પછી

હું નાટકના નાયક પાસે જાઉ છું. અને તેને ખભે હાથ મૂકી કહું છું, 'બ-ચ્ચા તું હાર્યો કે? હું તને વધારે થઈ પડયો.'

મો. લેકોક આ ખરા અંતઃકરણથી વાત કહેતો હતો કે આમ કહેવામાં કાંઈ ભેદ હતો ? આ ઇતિહાસ કહેવાનો શો હેતુ હશે ? તેના સો-બતીઓને આશ્ચર્ય ઉપજ્યું તે જાણે જાણતો નહોય તેમ તે ઉઠયો. તથા ટેબલ ઉપરથી દીવો ઉપાડી ચીમનીમાંથી બીડી સળગાવી. પછી જાણે અમસ્થોજ દીવો છાજલી ઉપર મૂકયો, પણ એવા યુક્તિથી કે પોતે અંધારા-માં રહ્યો પણ પપા પ્લૅટેટ ઉપર સઘળું તેજ પડયું. પછી તેણે વાત આગળચલાવી.

"હું પતરાજી નથી કરતો પણ મ્હારી મશ્કરી ભાગ્યેજ થઇછે, જો કે બીજા લોકોની પેઠે હું પણ ભૂલથી ભરેલો છું. જુગારના રાક્ષસને તો મ્હેં જીત્યો છે. પણ સ્ત્રી તરફની લલુતા ગઈ નથી." તેણે ઉંડો નિશ્વાસ મૂકયો તથા તુટેલા પ્રેમથી આશા ભંગ થયો હોય તેમ હાથ તરછોડયા, " હા, બીજાઓની પેઠેજ મ્હને થયું છે. આખી દુનિઆમાં એક સ્ત્રી છે અને તેની પાસે હું એક ન્હાનું રમકડું બની જાઉછું. ચોરો તથા ખૂનીઓને હું ત્રાસ દાયક છું. હુંશીઆરમાં હુંશીઆર લુચ્ચાઓને મ્હેં પકડયા છે, મનુષ્યની દુષ્ટ કૃતીઓ બધી હું જાણી ગયો છું, મ્હેં દરેક વસ્તુ જોઈ છે તથા દુર્ગુણ તથા ગુન્હાની તમામ વાતો મ્હેં સાંભળી છે. તોપણ આ સ્ત્રી આગળ હું બેવકુફ અને ભોળો બની જાઉંછું. તે મ્હને છેતરે છે તે હું નજરો નજર જોઉછું, તોએ અંતે હું ભુલ્યો છું એમ તે સાબીત કરી આપેછે. તે જૂઠું બોલેછે, હું તેને તે બતાવી આપુંછું, પણ અંતે તેના ઉપર પાછો વિશ્વાસ મૂકુંછું. આ મ્હારી ભૂલ હું જાણુંછું. પણ તે સ્ત્રી તરફનો મ્હારો પ્રેમ એવો તો સખત છે કે વર્ષોનાં વર્ષો વીતી જાય પણ તેનો અગ્નિ ઓલ્હાવાને બદલે વધારેને વધારે પ્રદીપ્ત થતો જાયછે તથા શરમ તથા શક્તિહીનતા તેના તેજને વધારેછે. કોઇ માણસે એકવાર કોઈ સ્ત્રી ઉપર પ્રેમ બાંધ્યો હોય પણ તે સ્ત્રી તેને ચ્હાતી નહોય તેથી જે દુઃખ થાયછે તેનો અનુભવ એવીજ પીડાથી દુઃખી થતો માણસ જાણી શકે. કોઇ વખતે તે દુઃખી માણસ વિચારે છે કે ના, એતો એક નાદાન છોકરી છે અને હુંતો આટલો બધો વૃદ્ધ છું એટલે પ્રેમ અરસપરસ કેમ બંધાય.! આમ વિચારેછે તોપણ તેના

અંતઃકરણમાં આશાનું કીરણ રહ્યું હોયછે અને વિચારે છે, ' વખત છે, કાલ ઉઠીને શું થશે તેની કોને ખબર છે ?' એમ વિચારી તે રાહા જૂએછે. શેની ? ચમત્કારની ? પણ જો કે આ દુનીઆમાં હવે ચમત્કાર બનતા નથી તોપણ તેતો આશામાંને આશામાં દીવસ ગાળે છે."

તે ડીટેકટીવ દીલગીરીના અવાજે બોલતો હતો. હવે વધારેવાર બોલવાની તેનામાં શકતી નથી એમ બતાવવા તેણે બોલવું બંધ કર્યું. પપા પ્લેંટેટના ચ્હેરા ઉપર ધભરાટનાં ચિન્હો દેખાતાં હતાં. તે બીડી પીયાં કરતો હતો પણ ચ્હેરો ટુંકો થઇ ગયો હતો, નજર અસ્થિર થઈ હતી તથા હાથ ધ્રુજતા હતા. તે હવે ઉઠયો, અને દીવો છાજલીમાંથી ઉપાડી ટેબલ ઉપર પાછો મુકયો, અને પછી પોતાની જગાએ પાછો બેઠો. હવે ડો. ગેન્ડ્રન આ બધી વાતનો ભાવાર્થ સમજ્યો. ટુંકામાં મો. લેકોકે પપા પ્લેંટેટ ઉપર પ્રયોગ અજમાવી જોયો હતો અને તેના અંતઃકરણની વાત જાણવાને આ યુકિત કરી હતી. પપા પ્લેંટેટ જેવા ઉંડા માણસનો મનની વાત જાણવી તે રમત નહોતી અને તે કામ આ યુકિતથી લેકોક કળી ગયો અને તેથી હવે વધારે વાર યુકત કરવાની જરૂર નથી એમ ધારી જાણે સ્વપ્નામાંથી જાગ્રત થયો હોય એમ ટટાર થઈ ગજવામાંથી ધડીઆળ કહાડી જોઈ તે બોલ્યો, "અહો, વખત કેવો જલદી ચાલ્યો જાયછે. અને અહીં આપણે આમ ગપ્પાં મારીએ છીએ."

ડોકટરે કહ્યું, " અને ગેરપીન જેલમાં છે."

ડીટેકટીવે જવાબ દીધો, " તેમાંથી તેને આપણે છોડાવીશું. કારણ કે હું બધો ભેદ જાણી ગયોછું. ફકત એકજ વાત વિષે મને જરા સમજણ પડતી નથી."

પપા પ્લેંટેટે પૂછ્યું, " તે શી વાત છે ? "

" મો. ડી ટ્રેમોરલને કાંઈ વસ્તુ—ખત અથવા કોઈ જાતનો કાગળ— કાંઈ એવી ન્હાની વસ્તુ પોતાના ઘરમાં સંતાડેલી હોય તે ખોળી કહાડવાની જરૂર હતી કે કેમ ?

" હા, એમ હશે ખરૂં."

" હશે ખરૂં એમ નહીં. હતું એમ મ્હારે જાણવું જોઇએ ! "

પપા પ્લેંટેટે જરા વિચાર કર્યો. પછી કહ્યું, " ત્યારે હા, હતું. મ્હને ખાત્રીછે કે જો મેડેમ ટ્રેમોરલ એકદમજ મરી ગઇ હશે તો કાઉન્ટે એક કાગળ

શોધવાને આખું ઘર ઉથલ પાથલ કર્યું હશે. તેની સ્ત્રી પાસે એક અગત્ય નો કાગળ હતો. તે થોડો વખત મ્હારી પાસે પણ હતો અને તે મેળવવા તેણે બને એટલી મહેનત કરી હશે. "

લેકોકે કહ્યું, " ત્યારે મ્હારૂં નાટક પૂરૂં થયું. જ્યારે હું વેલફ્યુલુ આવ્યો ત્યારે ઓરડાઓમાં ભયંકર અવ્યવસ્થા જોઈ તમારી પેઠે હું પણ અજાએબ થયો હતો. પ્રથમ મ્હેં ધાર્યું કે લુચ્ચાઓએ જાણી જોઇને આ અવ્યવસ્થા કરી હશે. પણ જરા વધારે બારીકીથી તપાસ કરતાં મ્હેં જોયું કે એ ધારણામાં મ્હારી ભૂલ છે. એ ખરૂં છે કે ખૂનીએ બધું અવ્યવસ્થિત કરી નાંખ્યું, ફરનીચર ભાંગી નાંખ્યું, ખુરશીઓ તોડી નાંખી, એમ જણાવવાને કે કોઈ જુસ્સાવાળા ખૂનીઓ ત્યાં આવ્યા હશે. પણ આ બધી નીશાનીઓની સાથે તેમાં કેટલીક એવી હતી કે તેથી મ્હારી ખાત્રી થઈ કે ઘણીજ બારીક તથા સંભાળ પૂર્વક શોધ થયેલી છે. પ્રથમ જોતાં તો એમજ લાગ્યું કે બધું ઉંધું વળ્યું છે તે અણધારતાં વળેલું છે. કબાટનાં બારણાં હાથેથી જલદીથી ઉઘાડી શકાય એવાં હતાં તોપણ કોદાળીવતી તેના કડકા કરેલા હતા. કુંચી નહી દીધેલાં ખાનાંઓ પણ એજ રીતે કહાડેલાં હતાં તથા તાળામાં કુંચીઓ હતી છતાં દરેક બીજાં બારણાં બારીઓની એવીજ દશા થઈ હતી. પણ આ કાંઈ મૂર્ખાઈ નહોતી, કેમકે દરેક ખૂણો કે ફાટ જ્યાં કાગળ જેવી ન્હાની વસ્તુ સંતાડી રાખી શકાય તે તમામમાં શોધ કરેલી હતી. ખાનાંઓ વચ્ચેની જરા અમસ્થી જગાઓમાં આંગળીઓ ઘોંચેલી તેની ધુળમાં પડેલી નીશાનીઓ સ્પષ્ટ દેખાયછે. ચોપડીઓ બધી જમીન ઉપર પડી હતી પણ તે બધી હાથમાં લેવાયલી હતી તથા તેમાંની કેટલીકને એવી જોરથી ખંખેરેલી હતી કે પૂઠાં જુદાં પડયાં હતાં. છાજલી ઉપર ચ્હોડેલા કાગળો પણ ફાડેલા હતા. ખુરશીઓની ગાદીઓ તરવારથી ફાડેલી હતી કે માંહી કાંઈ સંતાડેલું જડે. આ શોધની નીશાનીઓ જોઈ તરતજ મ્હને શંકા ઉત્પન્ન થઈ. પ્રથમ મ્હને એમ લાગ્યું કે ચોર કોઈ બહારથી આવ્યા હતા અને પૈસા કયાં મૂકયા છે તે ખબર નહીં હોવાથી આમ ગડબડાટ કરી મૂકી હશે. "

ડૉકટરે કહ્યું, " પણ તેઓ ઘરનાજ ચોર હશે તો ? તેમને પૈસા કયાં મૂકયા હતા તે ખબર ના પણ હોય. ગેરપીન—"

લેકોકે અટકાવી કહ્યું, " સાંભળો, સાંભળો, હું બધું કહુંછું. પાછળથી

કેટલીક નીશાની ઉપરથી મ્હને માલમ પડયું કે ખૂની મેડેમ ડી ટ્રૅમોરલનો નજીકનો સંબંધી હોવો જોઇએ—તેનો યાર કે સ્વામી—અને હવે જ્યારે પપા પ્લૅટેટ કહેછે કે પૈસા શીવાય આ શોધનો બીજો હેતુ છે, ત્યારે ખૂની કોણછે તે બરોબર જાણી શકાયછે. તે કોઈજ નહી પણ જેનું મડદું જડતું નથી તેજ—કાઉન્ટ હેકટર ડી ટ્રૅમોરલ !"

ડીટેકટીવે આમ સ્પષ્ટ નામ દીધું તે પહેલાં તેના કહેવા ઉપરથી પપા પ્લૅટેટ તથા ડોકટર ગેન્ડ્રન તે અટકળી ગયા હતા. પણ કોઇની પણ નામ દેવાની હીંમત ચાલતી નહોતી. આ નામ તેઓ સાંભળવાનું ધારતા હતા, તો પણ તે સાંભળ્યું ત્યારે તેઓને કંપારી છુટી.

મો. લેકોકે કહ્યું, "પણ આ ફક્ત મ્હારો પોતાનો ખાનગી અભિપ્રાય છે. એ વાત સંભવિત છે, પણ તે વાત ખરીછે તે આપણે સાબીત કરવું જોઇએ. આપણે શરૂઆતથી દરેક બનાવ તથા વાત પાછી જોઈ જઇએ અને તે આ અનુમાનસાથે મળતી આવેછે કે નહીં તે જોઇએ."

તે આગળ ચલાવતો હતો, પણ ડો. ગેન્ડ્રન બારી નજીક બેઠો હતો તે બોલી ઉઠ્યો, "કોઈ બગીચામાં છેતો નહીં ?"

તેઓ ત્રણે જણા બારી તરફ ગયા. રાત સ્વચ્છ હતી અને બધી વસ્તુ સાફ દેખાતી હતી. બધું શાંત હતું તથા કોઈ દેખાતું નહતું, તેથી તેઓ પાછા બેઠા અને પપા પ્લૅટેટે કહ્યું, "એતો ભણકારો હશે."

મો. લેકોકે આગળ ચલાવ્યું. "આપણે એમ ધારો કે કેટલીક બીના એવી બની હતી કે તેથી કાઉન્ટે પોતાની સ્ત્રીને દૂર કરવાનો નિશ્ચય કર્યો. તે બીના કઈ છે તે આપણે નક્કી કરીશું. કાઉન્ટે આ ગુન્હો કરવાનો નિશ્ચય કર્યો તે પહેલાં તેણે ઘણો વિચાર કર્યો હશે, અને પોતાને હરકત ન આવે તે બાબત તેણે યુક્તિયો યોજી હશે. આપણે એમ પણ ધારવું જોઇએ કે જે કારણોથી તે છેક આમ હદ પાર ગયો તે એવાં હોવાં જોઇએ કે પોતાની સ્ત્રી કુદરતી નીયમોથી મરણ પામે તો પણ તેની પાછળ કાંઈ વસ્તુ—ધારો કે ખત કે પત્રો—ની શોધ થશે એવો તેને ભય હોવો જોઇએ."

પપાપ્લૅટેટે ડોકી ધુણાવી જવાબ દીધો, "બરોબર છે."

"મો. ડી ટ્રૅમોરલે પોતાની સ્ત્રીનું ત્યારે ખંજર વતી ઘાતકી રીતે ખૂન કરવાનો નિશ્ચય કર્યો, અને બીજી ગોઠવણો એવી રીતની કરવાનો ઈરાદો

રાખ્યો કે તેથી લોકો એમ જાણે કે પોતાનું પણ ખૂન થયું છે, અને આ બધાનો શક એક નિરપરાધી માણસ અથવા પોતા કરતાં ઘણાજ ઓછા ગુન્હેગાર માણસ ઉપર નાંખવાનો નિશ્ચય કર્યો, અને નક્કી કર્યું કે પછી કાઉન્ટ હેકટર ડી ટ્રેમોરલનું નામ નાબુદ કરવું અને નવા નામ ઠામથી જીંદગી ગુજારવી. આમ ધારવાથીજ બધી હકીકતોની સમજણ પડેછે. પ્રથમ તો ગુન્હો બન્યો તે દીવસે વેલફ્યુલુમાં મ્હોટી રકમ આવી. ફક્ત આ બનાવજ કાઉન્ટનો ગુન્હો સાબીત કરવાને બસ છે. સાધારણ રીતે જ્યારે કોઈ માણુસને આવી મોટી રકમ મળે છે અને તે પોતાની પાસે રાખે છે ત્યારે તે વાત કોઈને જાણવા દેતો નથી. આ સાધારણ ડહાપણ કાઉન્ટે વાપર્યું નહીં. તેણે તો બધી નોટો દરેક નોકરોના દેખતાં વારંવાર ગણી જોઇ અને નોકરોને તેને અડકવા પણ દીધા. તેના મનમાંતો એમ હતું કે નોકરો જાણે કે પોતાના ઘરમાં એક મ્હોટી રકમ આવીછે અને તે સહેલાઇથી ચોરી શકાય એમ છે. અને આ પ્રમાણે જે દીવસે પોતે કાઉન્ટેસની સાથે એકલોજ આખીરાત આખા મહેલમાં તે ગાળવાનો હતો તેજ દીવસે તે પૈસા લેઈ આવ્યો. કેમકે તે જાણતો હતો કે પોતાની રસોઇઅણનું લગ્ન જુલાઇની આઠમી તારીખે થવાનું છે અને બધા નોકરો આખી રાત કાંઈ દૂર મોજમજામાં ગાળવાના છે. એટલુંજ નહીં પણ દીવસ મુકરર પોતેજ કર્યો હતો તથા લગ્નનું ખર્ચ પણ પોતેજ આપ્યું હતું. તમે કદાચ એમ કહેશો કે આ મ્હોટી રકમ અચાનકજ ગુન્હો બન્યો તે દીવસે આવી હશે. હા, કદાચ એમ ધારી શકીએ ખરા. પણ વાત એમ બની ન હતી અને તે હું સાબીત કરી શકીશ. કાલે સવારે આપણે કાઉન્ટના બેંકરને ત્યાં જઇશું અને પૂછીશું કે મ્હોંએથી અથવા ચીઠ્ઠીથી આ રકમ તા. ૮મી એજ પોતાને ઘેર મોકલવાને કાઉન્ટે બેંકરને ફરમાવ્યું હતું કે નહીં. તે જો હા કહેશે, તે બાબતની ચીઠ્ઠી બતાવશે અથવા કહેશે કે કાઉન્ટ જાતેજ આવી તે પૈસા લેઈ ગયા હતા, તો પછી મ્હારી આ અટકળમાં કાંઈ પણ ખામી નથી એમ તમે કબુલ કરશો."

બંન્ને જણાએ ડોકી ધુણાવી.

"ત્યારે આટલે સુધીની હકીક્તમાં તમને કાંઇ વાંધો નથી?"

"જરાએ નહીં."

" મ્હારી આ ધારણાથી ગેસ્પીનની સ્થિતિ સમજાય છે. દેખીતી રીતે તેના ઉપર શક જાય એમ છે અને તેથી તેને પકડયો છે તેમાં કોઇનો દોષ નથી. હુજી મ્હને પણ ખાત્રી નથી થતી કે તે ન્હાનો ગુન્હેગાર છે કે બીલકુલ નિરપરાધીછે. પણ એક વાતતો નક્કી છે કે તે કાઉન્ટનો ભોગ થઈ પડયો છે. ટ્રેમોરલ નક્કી તેનો ઇતિહાસ જાણતો હશે અને તેથી તેણે જાણ્યું કે તેના આગલા કૃત્યોથી તેના ઉપર શક સહેલાઇથી રહી શકશે. વળી કાઉન્ટના મનમાં એમ પણ આવ્યું હશે કે મોડો વ્હેલો ગેસ્પીન પોતાનું નિરપરાધીપણું સાબીત કરી શકશે; પણ તેમ કરતાં કેટલોક વખત લાગશે અને તે દરમ્યાન તે ગમે ત્યાં સહી સલામત નાશી જઇ શકશે. આપણી આ ધારણા ખોટી નથી, હોયજ નહી. આપણે જાણીએ છીએ કે કાઉન્ટેસ એકજ ઘામાં મૃત્યુ પામી. તેણે તરફડીઆં બીલકુલ માર્યાં નથી તેથી તેણે ખૂનીના કોટમાંથી કપડાનો કડકો ફાડેલો નથી. જો ગેસ્પીનને તમે ખૂની ધારતા હોતો તમારે એમ પણ માનવું જોઇએ કે તે પોતાનાજ કોટનો કડકો કાઉન્ટેસના હાથમાં આપી મૂર્ખનો સરદાર બન્યો હતો, અને તમારે એમ પણ માનવું જોઇએ કે તે એવોતો ગધેડો હતો કે પોતાનો લોહીથી ખરડાયલો કોટ જ્યાં આગળ સોધ થશે એમ સાધારણ અક્કલનો માણસ પણ અટકળી શકે એવી જગાએ સીન નદીમાં પૂલ ઉપરથી નાંખી દીધો અને તે પણ ગજવામાં પથરા ભર્યા વગર કે કપડું નીચે બેસે. ખરેજ ! કોઈ માણસને એવો મૂર્ખ ધારવો એજ મૂર્ખાઈ છે. અને તેથીજ કપડાનો કડકો તથા લોહીથી ખરડાયલો કોટ સાબીત કરી આપે છે કે ગેસ્પીન બીન ગુન્હેગારછે."

ડો. ગેન્ડ્રૂને વાંધો લીધો, " પણ જ્યારે ગેસ્પીન બીન ગુન્હેગાર છે ત્યારે બોલતો કેમ નથી ? તે એલીબી કેમ સાબીત નથી કરતો ? તેના ગજવામાં આટલા બધા પૈસા કયાંથી ? "

મો. લેકોકે જવાબ દીધો, "હું કાંઈ એમ નથી કહેતો કે ગેસ્પીન કાંઈ જાણતો નહતો. આપણેતો ફક્ત સંભવની અટકળ કરીએ છીએ. કાઉન્ટે જ્યારે પોતાના નોકર ઉપર બધો શક ઢોળી પાડવાનો ઈરાદો રાખ્યો ત્યારે તેનામાં એટલી અક્કલ હોવી જોઇએ કે ગેસ્પીન પછીથી એલીબી સાબીત ન કરીશકે એમ પ્રપંચ રચવો. કાઉન્ટસ અકલમંદ હતો તે સાબીત કરવા-

નાં સાધનો આપણી પાસે ઘણાંછે. તેની યુક્તિ સરસ હતી એ તેની અક્કલનો ઉત્તમ નમુનો બતાવે છે. પણ તે યુકતીઓ નીરાંત જીવે તથા સહી સલામત હાલતમાં યોજેલી હતી તેથી. પણ ગુન્હા પછી પોતાના જોખમથી ભયભીત થવાથી તે ગભરાયો અને પોતાની ધારણા બરોબર પાર પાડી શકયો નહીં, તેથી યુકિત ઉત્તમ છતાં તે અમલમાં બરોબર લાવી શકયો નહીં. પણ વળી બીજી ધારણાઓ પણ છે. જ્યારે મેડેમ ડી ટ્રૅમોરલનું ખૂન થયું તે વખતે ગેસ્પીન બીજે ઠેકાણે તો કાંઈ ગુન્હો નહોતો કરતો?" આ ધારણા ડોકટરને એવીતો અશકય લાગી કે તેણે વાંધો લીધો. લેકોકે તેનો જવાબ દીધો, "સાહેબ, આપ ભૂલો છો. અટકળના દરીઆને કીનારો નથી. ગમે તેવી ગુંચવાડા ભરેલી વાત તમે કહેશો તો તે હું માનીશ. તે બનીછે અને બની શકે છે. એક જર્મન દીવાનો, લ્યુબન, એમ કહેતો કે ગંજીફાને અમુક રીતે તે ગોઠવી શકશે. તેણે વીસ વર્ષ સુધી દરરોજ દસ કલાક સુધી બેસી પાનાં ગોઠવ્યાં કર્યું. જ્યારે તેણે પાનાં ૪૨૪૬૦૨૮ વખત ગોઠવ્યાં ત્યારે ખતમાં લખ્યા પ્રમાણે તે પાનાં ગોઠવી શકયો હતો."

મો. લેકોક આગળ ચલાવતો હતો પણ પપા પ્લૅંટેટ વચમાં બોલા ઉઠયો, "હા, હા, તમારી ધારણા હું કબૂલ કરૂં છું. તે સંભવિતછે—ખરીછે."

મો. લેકોક બારી તથા ચોપડી મૂકવાની છાજલીની વચ્ચે આમ તેમ જરા પણ ગભરાયા વગર ફરતો હતો. તેની આંખમાં તેજ પ્રકાશતું હતું, અને બોલવામાં તે ભાર મૂકતો હતો. "ત્યારે હવે સાંભળો. રાતના દસ વાગ્યા છે; બહાર કાંઈ અવાજ થતો નથી; રસ્તામાં કોઈ આવજા કરતું નથી; ગામમાં દીવા ઓલ્હાઈ ગયાછે; તથા મહેલના નોકરો બધા પારીસ ગયાછે; ટેબલ ઉપર ચાહાની વસ્તુઓ ગોઠવી છે અને નજીક કાઉન્ટેસ બેઠી છે; કાઉન્ટ આમ તેમ ફરેછે અને વાતો કરેછે; મેડેમ ડી ટ્રૅમોરલને કાંઈજ વહેમ નથી; થોડા દીવસથી પોતાનો ધણી પોતાની સાથે ઘણી સારી રીતે વર્ત્તેછે, અને તેથી કાઉન્ટ તેની પાછળ જાય તો કાંઈ પણ તેને આશંકા થતી નથી; કાઉન્ટ ધીમે ધીમે પાછળથી તેની પાસે આવેછે; કાઉન્ટેસના મનમાં એમ આવેછે કે કાઉન્ટ પ્રેમથી તેને ચૂમી કરવા આવેછે; પણ સાહેબના હાથમાં તો એક લાંબું ખંજર સંતાડેલું હતું તે વતી તેને મારી નાંખેછે. કયાં જખમ કરવાથી મૃત્યુ તરત થશે એ કાઉન્ટ જાણે છે; એકજ નજરથી તે જગા

પસંદ કરે છે અને પછી એવા તો જોરથી જખમ કરે છે કે ખંજર તમામ શરીરમાં પ્રવેશ થઈ હાથાની નીશાની જખમની આજુ બાજુએ પડી રહે છે. એક પણ શબ્દ વગર કાઉન્ટેસ આગળ ઢળી પડે છે, અને ટેબલની કોર તેના માથામાં વાગે છે, અને ટેબલ ઉંધુ વળે છે. શું તેના ડાભા ખભા ઉપર કારી જખમ પડેલો છે તે જરા વાંકો તથા જમણી બાજુથી ડાબી બાજુએ પડેલો છે તે મ્હારી આ અટકળ સાબીત નથી કરતો ? " ડૉકટરે ડોકી ધુણાવી હા કહી. " ત્યારે તે સ્ત્રીના યાર અથવા ધણી શીવાય બીજો કોણ તેના શયન ગૃહમાં જઈ શકે તથા તેના કાંઈ પણ વહેમ વગર તેની પાછળ જઈ આવા જખમ કરી શકે ?"

મો. પ્લેંટટે જવાબ દીધો, "તમે કહો છો તે તમામ બરાબર છે."

"કાઉન્ટેસ હવે મરણ પામેલી છે. ખૂની ફતેહ પામ્યો છે અને તેથી સંતોષ પામે છે. આખરે જે ઓરત પોતાની સ્ત્રી હતી, જેને તે એટલો ધીકારતો હતો કે મારી નાંખવા સુધી વાત આવી હતી, જેને માટે પોતાની હાલની ઈર્ષાજનક સ્થિતિ બદલી બહારવટીઆની સ્થિતિ ધારણ કરી, અને જેને માટે દેશ તથા મિત્ર તજ્યા, આશ્રયહીન થયો, દરેક લોકોનો તિરસ્કૃત બન્યો, તથા દરેક રાજ્યની પોલીસનો દુશ્મન તથા આખી દુનીઆમાં કાયદાથી શીક્ષા મળે એવી સ્થિતિમાં આવ્યો, તે સ્ત્રીથી હવે તે દૂર થયો. તેને બીજો વિચાર આ પત્ર કે ખત વિષે આવ્યો. તે જાણતો હતો કે તે પત્ર પોતાની સ્ત્રી પાસે હતો. તેની પાસે તેણે તે હજારો વાર માંગ્યો હતો પણ તે તેણે આપ્યો ન હતો, અને પોતાને તે લેવો હતો. તે ધારે છે કે એ પત્ર હું ખોળી કહાડીશ; તે ધારેછે કે તે ખોળતાં મ્હને વાર નહીં લાગે. પણ હવે તેને ભૂલ માલમ પડી. પોતાની સ્ત્રી વાપરતી હતી તે બધાં કબાટો તથા ટેબલો વીગેરે તેણે જોયાં પણ પત્ર મળતો નથી. તેણે દરેક ખૂણા તપાસ્યા, છાજલીઓ ઉચકી જોઈ તથા બધું રમણ ભમણ કરી નાંખ્યું. પણ વૃથા! એવામાં તેને એક વિચાર આવ્યો. ઘડીઆળ મૂકવાની છાજલીમાં તો નહીં સંતાડયો હોય? હાથ ઉંચો કરીને તેણે તરતજ છાજલી ઉચકી કે ઘડીઆળ નીચે તૂટી પડયું, તથા તેની સાથે બંધ પડયું. હજી સાડાદસ નથી વાગ્યા."

ડાકટરે કહ્યું, " હા, તે ઘડીઆળમાં માલમ પડે છે."

"પણ તે છાજલીમાં ધૂળ શીવાય કાંઈ તેને જડતું નથી. ધૂળમાં તે-

ની આંગળીના ડાઘ મ્હેં જોયા હતા. હવે તેને ઉચાટ પેદા થયો. પોતે પોતાની જીંદગી જેને સારૂ જોખમમાં નાંખી તે પત્ર કયાં છે? તે ગુસ્સે થયો. જેજે તાળાં વાસ્યાં હતાં તેની કુંચીઓ સેતરંજી ઉપર ભાગેલા કપ સોસર આગળ પડેલી હતી, પણ તેણે તે જોઈ નહીં. ખાના વિગેરે એકદમ ઉઘાડવાને કાંઈ હથીઆર જોઇએ તેથી તે નીચે કુહાડી લેવા ગયો. ખૂન તથા વેર લેવાની તેની તરસ છીપાઈ ગઈ હતી અને હવે ભય શરૂ થયો. દરેક અંધારાની જગામાં તેણે ભૂત જોવા માંડયાં. તેને બ્હીક લાગી અને તેથી ઉતાવળ કરવા માંડી. તે કુહાડી લેઇને ઉપર આવ્યો,—આપણે માળ ઉપર જોઈ હતી તે—અને ગાંડા માણસની પેઠે આસપાસનો તમામ સામાન ભાગી નાંખ્યો. પણ તેની સાથે તે શોધ કરવી કદી ભૂલ્યો નહોતો. આખરે તે પોતાના એકાંત ઓરડામાં ગયો અને ત્યાં નાશ કરવા લાગ્યો. તેણે પોતાનું ટેબલ તોડી નાંખ્યું. તે જાણતો હતો કે એ ટેબલ પ્રથમ બર્થાના પહેલા ધણીનું હતું અને તેથી તેમાં કાંઈ છૂપુ ખાનું હોય તો તે જાણતી હશે, અને ત્યાં તે પત્ર સંતાડયો હશે, એમ ધારી તેમાં ખોળ કરી પણ ત્યાં કાંઈ જડતું નથી. પુસ્તકાયલમાં જઈ તમામ ચોપડીઓ એક પછી એક લેઈ જોરથી હલાવી જોઈ અને પછી ફેંકી દીધી, પણ પત્ર તો જડતોજ નથી. હવે તેને દુઃખ લાગવા માંડયું, અને તેથી ચોકસ રીતે શોધ થઈ નહીં. અક્કલ જવા માંડી, તેણે ઠેર ઠેર ભૂલ કરવા માંડી. એક ખાનામાં દસવાર જોયું અને પાસેનાં ખાનામાં જોવું વિસરી ગયો. પણ વળી તેને વિચાર આવ્યો કે ખુરસી ઉપર જડેલી ગાદીમાં વખતે સંતાડયો હશે, તેણે એક તરવાર લીધી અને જે જે ખુરસી તથા કોચ તેની નજરે પડયા તેની તમામની ગાદી ફાડી નાંખી." મો. લેકોકનો અવાજ તથા મ્હોં એવાં થઈ રહ્યાં હતાં કે કોઈ એમજ જાણે કે આ બધી બારીક તપાસ તથા હકીકત તેણે નજરો નજર જોએલી હશે." હવે કાઉન્ટનો પિત્તો સજજડ ઉકળ્યો. જ્યારે તેણે ખૂન કરવાનો નિશ્ચય કર્યો હતો ત્યારે તેણે ધાર્યું હતું કે મ્હારી સ્ત્રીને મારી નાંખી, પત્ર લેઈ, પોતા ઉપરથી શક દૂર કરવાની યોજના અમલમાં આણી, નાશી જઇશ. પણ અત્યારે તેની બધી આશા ભંગ થઇ ગઈ. વખત ચાલ્યો જતો હતો અને દરેક મીનીટ જતી હતી તેથી નાશી જવાની યુક્તિમાં વિઘ્ન આવતું હતું. પ્રથમ જે ભય તેને ઉપજ્યો નહતો તે હવે તેને ઉપજવા લાગ્યો. વખત છે ને કોઈ દોસ્તદાર

આવી ચહડચો તો ! એવું પ્રથમ ઘણીવાર બન્યું હતું. વખતછે ને કોઈ રસ્તે જનાર માણસ દીવો પોતાના મહેલમાં આમ તેમ ફરતો જોશે તો ! વખતે કોઈ નોકરજ પાછો આવેતો ! પોતે મેળાપખંડમાં હતો તેવખતે તેણે જાણ્યું કે કોઈએ બહારનો દરવાજો ઠોકયો, અને તેથી તેને એવો તો ડર લાગ્યો કે તેનો હાથ ધ્રૂજ્યો અને મીણબતી હાથમાંથી પડી ગઈ. તેના ડાઘ સેતરંજી ઉપર મ્હેં જોયાછે. અજાએબ તરેહના અવાજ તેને કાને પડવા લાગ્યા, તેણે પાસેના ઓરડામાં કોઈ આવતું સાંભળ્યું. જમીન ઉપર અવાજ થયો. પોતાની સ્ત્રી મરણ પામી છે કે નહી ? વખતે તે જીવતીજ રહી હોય તો ઉઠીને બારીએ જઈ બૂમતો નહીં પાડે? આ ભયથી તે પાછો શયનગ્રહમાં આવ્યો તથા ખંજર લેઈને કાઉન્ટેસ ઉપર બીજા જખમો કર્યા. પણ તેનો હાથ ધ્રૂજતો હતો તેથી જખમ બધા ન્હાના ન્હાના પડ્યા. તમે ડોકટર જોયું હશે કે બધા જખમ એકજ જાતના છે. શરીર ઉપર કાટખૂણે પડેલાછે અને તેથી સાબીત થાયછે કે કાઉન્ટેસ જમીન ઉપર પડી હતી તે વખતે જખમ કર્યા હશે. પછી આવેશમાં આવી જઈ કાઉન્ટેસને લાત મારેછે. તમે તમારી તપાસમાં જે છોલાયલી ચામડી નોંધીછે તે આ લાતો મારવાથી છોલાયલીછે."

મો. લેકોક દમલેવા અટકયો. તે વાત કહેતો હતો એટલુંજ નહી, પણ ભજવી બતાવતો હતો. દરેક વાકય બોલતી વખતે યોગ્ય ચાળા કરતો હતો. જેમ નાટક કરતી વખતે કેટલાક ખેલાડીઓ પોતે જે લાગણી દર્શાવે છે તે ભોગવે પણ છે તેજ પ્રમાણે ડીટેક્ટીવને પણ થયું. તેનો અવાજ, ચ્હેરો તથા છટા દરેક લાગણીને યોગ્ય હતાં.

તેણે કહ્યું, "મ્હારા નાટકનો પ્રથમ અંક પૂરો થયો. હવે બીજો અંક શરૂ કરીએ. ઘણી વખતે એવું બનેછે કે જયારે આવો મ્હોટો ગુન્હો બનેછે ત્યારે ખૂન થયા પછી ગુન્હેગારને પોતાના ભોગ તરફ તિરસ્કાર ફૂટેછે અને જોકે તે મૃત માણસ તેને હેરાન કરવાને અશક્ત હોયછે તો પણ તે મડદા ઉપર નકામો પ્રહાર કરેછે. પણ પછી તરતજ હાંઝાં નરમ થઈજાયછે તથા એક જાતની સુસ્તી પેદા થાયછે. ઘણીવાર ખૂનીઓને મ્હેં મડદાની જોડાજોડ પોતે લોહી કહાડયું હોય તેમાં સૂતેલા જોયાછે. ત્યાં તેમને પકડયા છે, પણ તેમની ઉંઘમાંથી તેમને ઉઠાડતાં ઘણી મુશ્કેલી પડેછે. કાઉન્ટ પોતાની સ્ત્રીને આ પ્રમાણે મારીને આરામ ખુરશી ઉપર જઈ સૂતો. ત્યાં એકજ ખુરશી બરોબર પડી હતી તે-

માં કોઈ સુતું હોય એમ નીશાની મ્હેં જોઈ છે. તેની સુસ્તી હવે ઉડી ગઈ. ઘણો વખત વીતિ ગયો તથા હવે વખત થોડો છે તેનો તેણે વિચાર કર્યો. તેણે જોયું કે આપણને કાંઈ જડતું નથી અને હવે રહવાર પડે તે પહેલાં આપણી યુક્તિ અમલમાં લાવવી જોઇએ. આપણા ઉપરથી શક દૂર કરવો જોઇએ તથા આપણી સલામતી નક્કી કરવી જોઇએ, તથા પોતાનું પણ ખૂન થયું છે તેમ દેખાડવું જોઇએ, અને પેલો પત્ર લીધા વગર નાશી જવું જોઇએ. તેણે મહા મહેનતે હીમત ધારણ કરી, ઉઠયો, તથા કાતર લેઈ પોતાની લાંબી ઘણી સંભાળથી રાખેલી દાઢી કાતરી નાંખી."

મો. પ્લૅંટેટ બોલી ઉઠયો, "અહા! તેટલા માટે તમે છબી નિહાળી જોતા હતા?"

પણ ડીટેકટીવે આ શબ્દ ઉપર ધ્યાન આપ્યું નહીં. પોતાના વિચારો એક પછી એક ચાલ્યા આવે તે ઉપરજ તેનું ધ્યાન હતું; તેથી તેણે આગળ ચલાવ્યું. "હવે તેની હીંમતનો વીચાર કરો. પોતાની સ્ત્રીના લોહીથી ખરડાએલો, આરસી સામે પોતે કરેલા ગડબડાટમાં ઉભો રહી, પોતે સાબુ લગાડી હજામત કરવા માંડી, અને પોતે ઉભો હતો ત્યાંથી ત્રણજ કદમ દૂર પોતાની સ્ત્રી હજી ગરમ પડી હતી. ખરેખર, ખૂન કર્યા પછી આરસીમાં પોતાનું મ્હોં જોવું એ ઘણીજ હીંમતનું કામછે. એ હીંમત થોડાજ ગુન્હેગારોમાં હોયછે. તોપણ કાઉન્ટના હાથ એવા તો ધ્રૂજતા હતા કે અસ્રો તે બરાબર પકડી શકયો નહીં, અને તેના મ્હોં ઉપર ઘણીજ જગાએ ચાપકા પડયા હશે."

ડોકટરે પૂછયું, "તમને ખાત્રીછે કે હજામત કરવાને કાઉન્ટને ફુરસદ મળી હતી?"

"હા, મને સંપૂર્ણ—પૂરેપૂરી—ખાત્રીછે. જે રૂમાલ ઉપર તેણે અસ્રો લોહ્યો હતો તે તથા એક અસ્રાની પેટી જડીછે. તે પેટીમાંથી એક અસ્રો વાપરેલો હતો કેમકે તે ભીનો હતો. અને મ્હેં રૂમાલ તથા પેટી સાચવીને રાખી મૂકયાં છે, અને જો આટલેથીજ તમારી ખાત્રી ન થતી હોયતો કહોતો કાલે પારીસથી મ્હારાં માણસોને બોલાવીશ અને તેઓ બગીચામાંથી મૂકેલી દાઢી ખોળી કહાડશે. આ બનાવથી તમને ડોકટર નવાઇ ઉપજેછે. પણ મનેતો કેવળ કુદરતીજ લાગેછે. મો. ડી ટ્રેમોરલ હમેશાં દાઢી

રાખતો હતો, તે મૂડી નાંખવાથી તેનો ચ્હેરો એવો બદલાઈ ગયો હશે કે તેનો ખાસ મિત્ર પણ તેને ન ઓળખે. આ પ્રમાણે ગોઠવણ કરી પછી જાણે પોતાનું પણ ખૂન થયું છે એવી યુક્તિ યોજવા મંડયો. તેણે ગેસ્પીનનો કોટ ખોળી ક્હાડયો. તેમાંથી એક કડકો ફાડી નાંખ્યો અને કાઉન્ટેસની આંગળીઓમાં મૂકી તે એવી રીતે વાળી નાંખી કે તેની વચમાં કપડાનો કટકો પકડેલો હોય એમ દેખાય. પછી પોતાના હાથમાં તેનું મડદું લેઈ નીચે ગયો. શરીરમાંથી લોહી એટલું બધું વહેતું હતું કે દરેક પગલે લોહીના ડાઘ પડી રહ્યા. દાદર ઉતરી રહ્યા પછી બારણું ઉઘાડવાને મડદું નીચે મૂકયું. આંગણામાં પેલો મ્હોટો ડાઘ પડેલોછે તે એનાથી. બારણું ઉઘાડયા પછી કાઉન્ટ પાછો આવી કાઉન્ટેસને ઉપાડી ઘાસવાળી જમીનની કોર સુધી હાથમાં ઉપાડી લેઈ ગયો. ત્યાંથી ઘાસ ઉપર થઈ ખભેથી ઉંચકી પોતે પાછે પગલે ચાલતો તેને ખેંચી ગયો. આથી તેણે જાણ્યું પોતાનું શરીર સીન નદીમાં લેઈ જઈ નાંખી દીધુંછે એમ સમજાશે. પણ લુચ્ચાએ બે ભૂલો કરી અને તેથી પકડાઈ ગયો. કાઉન્ટેસને ઘસડી લેઈ જવાથી તેના મ્હોટા ઘાઘરાથી ઘાસ ઉપર ઘણે પોહોળે સુધી દબાઈ જવાની નીશાની પડશે એનો વિચાર એને ન આવ્યો. તેમ એ પણ વીચાર ન આવ્યો કે કાઉન્ટેસની મ્હોટી અણીવાળી બુટની એડીનો ઝીણો લીસોટો પોચી જમીનમાં પડી રહેશે."

મો. પ્લૅંટટે કહ્યું, "હા, પણ આ છેલ્લી વાત તમે પ્રથમ કહી નહોતી."

"તેમ બીજી પણ કેટલીક વાત મ્હેં કહી નથી. પણ આમાંની ઘણી વાતો મ્હને તે વખતે ખબર નહોતી. તેતો અત્યારેજ જાણી. અને તમને મ્હારા કરતાં વધારે ખબર છે એમ જાણવાને મ્હને કારણ હતું, તેથી તમારી ભેદ ભરેલી ચુપકીનું વેર લેવાને હું દીલગીર નહતો."

ડાકટરે હસતાં કહ્યું, "વારૂ ત્યારે, હવે તમારૂં વેર વળ્યું."

"ઘાસ વાળી જમીનની બીજી બાજુએ પહોંચ્યા પછી કાઉન્ટે વળી મડદું ઉચકયું અને આગળ ચાલ્યો, અને વહેળીઆના કીનારા ઉપર ઘણીજ સંભાળથી ધીમે રહીને નીચે મૂકી દીધું. તે ભૂલી ગયો કે બાથંબાથા થવાથી તરફડીઆં માર્યાં હોત તો પાણી ઘણે લાંબે સુધી ઉડયું હોત. પછી કોણ જાણે પોતાના કપડાં બગાડવાની પણ તેને ધાસ્તી હોય! તોપણ ત્યાં આગળ ઘણીજ મારામારી થઈ હોય એમ દેખાડવાને આતુર હોવાથી

પોતાના બુટની પાની વતી જમીનમાં લાતો મારી તેથી જાણ્યું કે પોલીસ સ્હેલથી છેતરાશે."

પપા પ્લૅટટે કહ્યું, "હા, હા, મ્હેં તે જોયું હતું."

"મડદું દૂર કર્યા પછી કાઉન્ટ પાછો ઘરમાં આવ્યો. વખત વહી જતો હતો અને કાગળ તો જડયો નહીં એટલે પોતાની સલામતી નક્કી કરવા સારૂ તેણે તૈયારી જલદીથી કરી નાંખવા માંડી. તેણે તેની સપાટ તથા રૂમાલ લોહી વતી ખરડ્યાં અને તે રૂમાલ તથા એક સપાટ ઘાસ વાળી જમીન ઉપર ફેંકી દીધાં. તેની ઘણી ચતુર યુક્તિ આમ અપૂર્ણ રીતે અમલમાં આવી તે તેની ઉતાવળથી થયલું એ સ્પષ્ટ સમજાયછે. તેણે જેમ બને તેમ ઉતાવળ કરવા માંડી અને તેથી એક પછી એક ભૂલ કરવા માંડી. તેને વિચાર ન આવ્યો કે ટેબલ ઉપર ખાલી સીસા ગોઠવુંછું તે મ્હારો નોકર પાછળથી સમજાવશે. તેણે જાણ્યું કે ગ્લાસમાં હું રેડુંછું તે દારૂજ રેડુંછું તો, પણ પાછળથી તે સરકો નીકળ્યો અને તેથી સાબીત થયું કે કોઇએ દારૂ પીધો નહોતો. તે ઉપર ગયો અને ઘડીઆળનો અવર કાંટો ફેરવી નાંખ્યો પણ તે ભૂલી ગયો કે તેને વગાડશે ત્યારે ખરેખરો વખત દેખાઈ આવશે. તેણે પથારી એવી ખરાબ રીતે ચુંથી નાંખી કે કોઇ છેતરાય નહીં. તે આમ કરીને પણ ભૂલી ગયો કે કાઉન્ટેસ ભર પોશાકમાં હતી અને ત્રણ ઉપર વીસ મીનીટનો વખત બતાવ્યો ત્યારે તે સુતી હતી તે કોણ માનશે? લોકો ભર પોશાકમાં સૂઈ નથી રહેતાં. તે તો રાતનો એક ઝભોજ પહેરીને સુએ છે. તોપણ કાઉન્ટે ગડબડાટની નીશાનીઓ કરી પલંગની મચ્છરદાની તથા બીજા સામાન ઉપર લોહીના છાંટા નાંખ્યા. પછી તેણે બારણું લોહી વાળા હાથથી પકડયું અને તે ઉપર નીશાની એવી સાફ અને બરોબર પડીછે કે તેથી સાફ સમજાય છે કે તે જાણી જોઇને પકડયું નહોતું. ખરેજ! એક પણ વાત મને એવી નથી લાગતી કે તેથી કાઉન્ટનો ગુન્હો સાબીત ન થાય."

મો. પ્લૅટટે કહ્યું, "બીજે માળે કુહાડી જડીછે તેનું કેમ? તમે કહેતા હતા કે તે અજાએબ જેવી રીતે પડેલી છે."

"હા, હા, તે વિષે પણ હું કહુંછું. આ ગુપ્ત બનાવમાં એક વાતની સમજણ નહોતી પડતી પણ તે તમારાથી ખૂલી થઇછે. આપણે જાણીએ છીએ કે કાઉન્ટેસની પાસે કાંઈ લેખ કે પત્ર હતો તે તેણે છુપાવી રાખ્યો.

હતો, અને કાઉન્ટની ઘણી ઘણી વિનંતી છતાં તેણે હઠ કરી આપ્યો નહોતો. તમે એમ પણ કહોછો કે આ પત્ર લેવાની ઇચ્છા આ ગુન્હો કરવાનો પ્રાધાન્ય હેતુ હતો, તેથી એ ખત કબજે રાખવું એ ઘણુંજ અગત્યનું હોવું જોઇએ. એ ખતમાં કાંઈ એવું હોવું જોઇએ કે તેથી તે એમાંથી એકને અથવા બન્નેને, અથવા ઘણું કરીને તો કાઉન્ટને એકલાનેજ નુકસાન થાય. પણ એ ફક્ત મારી અટકળજ છે. તોપણ એટલું તો નક્કી કે તેમાં ઘણો ભય રહેલો હોવો જોઇએ. અને તેથી તેને કબજે રાખનાર જેને એ ભય ભરેલો હતો તેના ઉપર ઘણું ઉપરીપણું બજાવી શકતો હોવો જોઇએ. મેડમ ડી ટ્રેમોરલે જાણ્યું આથી કાઉન્ટ મ્હારા કબજામાં રહેશે, અને તેથી મ્હારી મરજી મુજબ વર્તશે અને જરા પણ વાંકો ચાલ્યો તો ઘડીના છઠ્ઠા ભાગમાં તેને ખરાબ કરીશ. આ હમેશની ધમકીમાંથી દૂર થવાને કાઉન્ટે પોતાની વધૂનો વધ કર્યો.

ડીટેકટીવની આ ધારણા એવી તો સ્પષ્ટ હતી કે તેના બંન્ને મિત્રોએ તે ખરી હોવી જોઇએ એમ કબૂલ કર્યું. લેકોકે કહ્યું, "ત્યારે એ તો નક્કી કે જો આ ખત આપણે શોધી કહાડીએ તો આપણા શક દૂર થાય, ગુન્હો સમજાય તથા ખૂનની બધી સાવચેતીઓ રદ થાય. કાઉન્ટને આ વાતનો વિચાર આવ્યો હશે અને તેથી તેણે આ ભય ભરેલી વસ્તુ પોતાની પાછળ ન રહે એવો નિશ્ચય કર્યો. તેથી જ્યારે નાશી જવાની બધી ગોઠવણ પૂરી કરી રહ્યો કે વળી શોધ શરૂ કરી. પોતે વધારે વાર રહેશે તો પકડાશે, વખત ચાલ્યો જતો હતો, દીવસ ઉગવા ઉપર આવ્યો હતો, તોપણ તેણે ઘર સામાન, ચોપડીઓ અને કાગળીઆંઓ શોધવા માંડ્યાં, પણ વૃથા. પછી બીજે માળે શોધ કરવાને ઇરાદે તે કુહાડી લેઈ પેલી ઉઘાડી બારીવાળા ખંડમાં ગયો. તેણે કબાટ ફાડવા માંડયું તેવામાં તેણે બાગમાં બૂમ સાંભળી. તે બારી આગળ દોડયો અને જોયું તો ફીલીપ તથા બુઢ્ઢા જીનને મડદા આગળ નદીના કીનારે ઉભેલા દીઠા. હવે વખત ખોવાનો નથી; તે બહુ વાર થોભ્યો હતો; દીવસ ઉગતો હતો; ગુન્હાની જાણ પડી હતી; લોકો આવશે અને વખતે પકડાયો તો ભોગ મળશે. તેથી કોઈ તેને જુએ, મળે કે પકડે તોપણ હવે તો નાસવુંજ. કુહાડી હાથમાંથી નાંખી દીધી તે પડી અને તેથી જમીનમાં કાપ પડયો. તે નીચે દોડયો, નોટો ગજવામાં મૂકી,

ગેસ્પીનનો લોહીથી ખરડેલો કોટ લીધો, એમ કે પૂલ ઉપરથી નાસતાં નાસતાં નાંખી દેઈશ, અને બગીચામાં થઇને નાઠો. તેનું મગજ ભમવા લાગ્યું. બધી સંભાળ લેવી ભૂલી ગયો અને તેથી પોતાનાં કપડાં ચુંથાયલાં હતાં તથા કોઈ કોઈ ઠેકાણે લોહીના ડાઘ હતા તો પણ ગાંડા માણસની પેઠે દોડ્યો અને ખાડી કુદી ગયો. બરટોડે જૂબાનીમાં કહ્યું હતું કે મોપ્રેવોયરના જંગલમાં કોઈ માણસને નાસતાં મેં દીઠો હતો તે આ કાઉન્ટને તેણે દીઠો હશે. જંગલમાં જઈ લૂગડાં તેણે ઠીક પહેર્યાં. તેણે જાણ્યું કે હવે હું સહીસલામત છું. પણ પોતે શોધતો હતો તે ખત તો પાછળ રહી ગયું. એ ખતથી ન્યાયને પોતાનો રસ્તો સૂઝશે અને કાઉન્ટનો ગુન્હો બહાર આવશે. કેમકે જો કે કાઉન્ટને તો તે ખત જડયું નથી તોપણ આપણે તે ખોળી કહાડીશું. અને જો મો. ડામીનાને હરાવવો હોય અને આપણી અટકળો ખરી પાડવી હોય તો ગમે તેમ કરીને તે ખોળી કહાડવુંજ જોઇએ."

---

## પ્રકરણ ૧૧ મું.

### શેબલોટ.

ડીટેકટીવના આ છેલા બોલવા પછી કેટલીક વાર સુધી કોઇ બોલ્યું નહીં. તેને સાંભળનારાઓ કોઈ વાંધો ખોળી કહાડતા હતા. આખરે ડોકટરે કહ્યું, "આમાં કશામાં ગેસ્પીનનો હાથ માલમ પડતો નથી."

મો. લેકોકે જવાબ દીધો, "ના, મ્હને પણ માલમ પડતો નથી અને તેથી હું હવે કબૂલ કરૂંછું કે મ્હારી ધારણામાં ખામી પણ છે તેમ મજબૂતી પણ છે. એક વાત તો નક્કીજ છે કે હું અડધો ખરો કે અડધો ખોટો નથી. ગમે તો મ્હારી ધારણા બધી ખરી છે કે પછી તેમાનું કાંઇજ ખરૂં નથી. તેમાં તમામ વાત આવી ગઇછે અથવા કાંઇજ નથી આવી. જો હું ખરો છું તો ગેસ્પીન આ કામમાં આવ્યોજ નથી. પણ જો હું ખોટો હોઉ તો—" મો. લેકોક અટકયો, બગીચામાં કાંઈ ખડખડાટ તેણે સાંભળ્યો હોય એમ દેખાયો. પછી તે બોલ્યો, "પણ હું ભૂલ નથી કરતો, કાઉન્ટ સામે બીજો પણ પુરાવો છે; હજી મેં તે કહ્યો નથી પણ તેથી ગુન્હો સાબીત થાયછે."

ડોકટરે પૂછયું, "હેં! એવું તે શું છે?"

"એક કરતાં બે ભલા. હું હમેશાં વહેમાઉં છું. જ્યારે હું કાઉન્ટના ખાનગી નોકર ફ્રૈં કોઈ સાથે એકલો હતો ત્યારે મ્હેં તેને પૂછ્યું હતું કે કાઉન્ટના બૂટની કેટલી જોડ છે તે તને ખબર છે? તેણે હા કહી અને મને જ્યાં બૂટ રાખવામાં આવતાં હતાં ત્યાં તે લેઈ ગયો. એક જોડ રશીઅન ચામડાની કાઉન્ટે સવારે પહેરી હતી તે નથી. મ્હેં બધે સંભાળથી શોધી જોઈ પણ તે જડી નથી. તેમ તેની ભૂરી તથા સફેત રંગની 'નેકટાઈ' જે કાઉન્ટે આઠમી તારીખે પહેરી હતી તે પણ નથી."

પપા પ્લૅંટેઠે કહ્યું, "ત્યારે સપાટ તથા રૂમાલની તમારી અટકળ ખરી પડેછે."

"હા, જે હકીકતો આપણે જોઇ છે તેથી આપણી ધારણાનો એક ભાગ ખરો પડેછે. હવે બીજા ભાગ વિષે—"

મો. લેકોક વળી અટકયો અને ધ્યાન દેઇને સાંભળ્યું. એકદમ, એક પણ શબ્દ બોલ્યા વગર, તે બારીના કઠેરા ઉપર કુદ્યો અને જેમ ઉંદર ઉપર બીલાડી તુટી પડેછે તેમ બાગમાં તુટી પડયો. તે જમીન ઉપર પડયો તે સાથેજ એક ચીસ સંભળાઈ અને પછી મારામારીનો અવાજ સંભળાયો. ડોકટર તથા પપા પ્લૅંટેઠ બારીએ ગયા. દીવસ ઉગવા માંડયો હતો. મંદ મંદ પવનથી ઝાડનાં પાંદડાં જરા હાલતાં સંભળાતાં હતાં અને ધુમસ વરસતી હતી તેથી આસપાસની વસ્તુ ઝાંખી ઝાંખી દેખાતી હતી. તે વખતે સર્વ સુમસામ હતું. ફક્ત બગીચામાં ધડીમ ધડીમ કોઇના શરીર ઉપર મૂક્કીઓ પડતી હોય એવો અવાજ સંભળાતો હતો. બગીચાની વચમાં બે માણસો ભૂતના જેવા મરણીયા યુદ્ધમાં મચેલા દેખાતા હતા. ઘડીકમાં તે બે જણાઓ એકઠા મળતા, વળી છુટા પડતા, અને વળી એકઠા મળતા. એકાએક એક જણ જમીન ઉપર પડયો. તે વળી ઉઠયો પણ પાછો પડયો. પછી એક અવાજ સંભળાયો અને તે બારીએથી જોનારાઓએ ડીટેકટીવનો ઓળખ્યો. તેણે કહ્યું, "ગભરાશો નહીં. મ્હેં લુચ્ચાને પકડયો છે." મો. લેકોક ઝાંખો ઝાંખો દેખાતો હતો. થોડી વાર તે સીધો ઉભો રહેલો દેખાયો, પણ ક્ષણ વારમાં તે જમીન ઉપર પડેલા પોતાના સોબતી ઉપર પડયો અને વળી યુદ્ધ શરૂ થયું. જમીન ઉપર પડેલો માણુસ નિરાશાથી ઉત્પન્ન થતા જોરથી પોતાનું રક્ષણ કરતો હતો. તે બે જણાઓ જમીન ઉપર એક ડાઘ જેવા

દેખાતા હતા અને લાતો ફેંકતા હોય તેમ હાથ તથા પગ ઉંચા નીચા કરતા ઝાંખા ઝાંખા દેખાતા હતા. ઓચીંતાના બે જણા ઉઠયા અને જોરથી તરફડીઆં મારવા લાગ્યા. આખરે દુઃખનો અવાજ સંભળાયો અને પછી અંત ઘડીનો પોકાર સંભળાયો. પછી ડીટેકટીવે કહ્યું, "મ્હેં લુચ્ચાને આપને સલામ કરવા આવવાને સમજાવ્યો છે. જરા મહેરબાની કરીને દીવો બતાવો."

ડોકટર તથા પપા પ્લેંટેટ તરતજ દીવા તરફ ગયા. પણ ડોકટરે દીવો હજી ટેબલ ઉપરથી ઉપાડયો તો છે નહીં એટલામાં તે ખંડનું બારણું ઉઘડયું અને લેકોક પ્રવેશ કરી બોલ્યો, "આ ઓળખ્યા? એ તો આપણા ઓરસીવલના હાડ વૈદ્ય, બહારથી ફુલનો ધંધો કરનાર પણ અંદર ખાનેથી ઝેર આપનાર, માસ્ટર રોબલોટ છે."

મો. પ્લેંટેટ તથા ડોકટર ગેન્ડ્રન તો ડીંગજ થઈ ગયા અને કેટલી વાર સુધી બોલી શકયા નહીં. ડીટેકટીવે જે માણસને પકડયો હતો તે હાડ વૈદ્યજ હતો. લેકોક તેનું ઘુંટણથી મારવાની જે પ્રખ્યાત રીત છે અને જેનો પારીસના લુચ્ચાઓ ઘણીવાર ખરી વખતે ઉપયોગ કરેછે તે વતી તેને જીત્યો હતો. પણ પપા પ્લેંટેટ તથા ડોકટર ગેન્ડ્રનને જે આશ્ચર્ય ઉપજ્યું હતું તે રોબલોટ કરતાં ડીટેકટીવના દેખાવ ઉપરથી વધારે ઉપજ્યું હતું. મો. લેકોકે લુગડાં તો જે થોડી મીનીટ ઉપર પહેર્યાં હતાં તેજ હતાં. તેનો ગુંથેલો ગળપટો તથા પીળા વાળવાળી ઘડીઆળની સાંકળી પણ એનાં એજ હતાં. તોપણ તે બીલકુલ બદલાઈ ગયેલો લાગતો હતો. તે જ્યારે બારીમાંથી નીચે કુદી પડયો હતો ત્યારે તેના વાળ સુંદર હતા તથા ફક્કડ દાઢી હતી. પણ અત્યારે તે પાછો આવ્યો ત્યારે તેના વાળ કાળા અને ચ્હેરો તમામ હજામત કરાવેલો હતો. તે પ્રથમ તો પુખ્ત ઉમ્મર કરતાં વધારે વયનો લાગતો હતો તથા ચ્હેરા ઉપર વારા ફરતી બેવકુફીનાં તથા અક્કલનાં ચિન્હો માલમ પડતાં હતાં, પણ અત્યારે તો પાંત્રીસેક વર્ષનો ફાંકડો જુવાન માણસ, અક્કલથી ચળકતી આંખ વાળો તથા લાગણીથી ભરપુર હોઠવાળો લાગતો હતો. માથા ઉપર વાળ કાળા વાંકા વળેલા પુષ્કળ આવી રહ્યા હતા તથા ચ્હેરાનો રંગ ફીકાશ ઉપર હતો, પણ દૃઢતા સ્પષ્ટ માલમ પડતી હતી. હડપચી નીચે ગળે એક ન્હાનો ઘા પડયો હતો.

મો. પ્લેંટેટ આખરે શુદ્ધિમાં આવી બોલ્યો, "મો. લેકોક!"

" પોતે જાતેજ, આ વખતે ખરેખરો લેકોક. " પછી દાંત કકડાવતો રોબસ્ટોટ ઉભો હતો તેના તરફ ફરી બોલ્યો , " ચાલ આમ આવ. " હાડ વૈદ્ય પાસેના કોચ ઉપર આવી પડયો. લેકોકે તેને હાથવતી મજબુત પકડી રાખ્યો હતો. પછી ડીટેકટીવે કહ્યું, " હા, આ ચોરે મારી વાળની ટોપી તથા દાઢી લઈ લીધાં છે. તેથી તમે મ્હને કર્તારે બનાવ્યોછે તેવો જુઓછો. ખરૂં પૂછાવો તો તમારા શીવાય બીજા ત્રણ માણસજ મ્હને ખરા લેકોક તરીકે ઓળખે છે. બે વિશ્વાસુ મિત્રો અને ત્રીજી એક બીનભરોસાદાર સ્ત્રી જેને માટે મ્હેં હમણાંજ વાત કરી હતી તે. " તેને સાંભળનારાઓની આંખો મળી, જાણે એક બીજાને કાંઈ પૂછવા માંગતા હોયની. " પણ કરી કરીને માણસ કેટલું કરે ? મ્હારો ધંધો કાંઈ ગુલાબના ફુલની શૈયા ઉપર સુવાનો નથી. મનુષ્ય માત્રને રક્ષણ કરવામાં જે જોખમ અમારે શીર લેઈ લેઇએ છીએ તેને સારૂ કદાચ તેઓ અમારા ઉપર પ્રીતિ ન રાખે તોપણ કાંઈ ખાતરતો રાખે. પણ તેમાંનું કાંઈ નથી. શા માટે ? આ ઘડીએ ફ્રાંન્સમાં ઘણોજ ભય રાખવા લાયક સાત માણસોએ મ્હને મોતની શીક્ષા ફરમાવી છે. મ્હેં તેમને પકડયા હતા તથા ન્યાય કોર્ટમાં મોકલી આપ્યા હતા. અને ત્યાર પછી તેઓએ સોગન ખાધાછે—તેઓ પોતાનો શુકન પાળે એવાછે—કે મ્હારૂં મોત તેમને હાથેજ થવું જોઇએ. આ લુચ્ચાઓમાંથી ચાર કેયેનમાં છે, એક બ્રેસ્ટમાં છે; મ્હને તેમની ખબર મળી છે; બાકીના બે જણાઓની બરોબર ભાળ મળી નથી. કદાચ એમ પણ હોય કે તેમાંથી એક જણ મ્હારી પાછળ અહીં આવ્યો હોય અને કાલે વખતે કોઈ ઉજાડ રસ્તે થઇને જતો હોઇશ તે વખતે તે પેટમાં ઠંડુ છ ઈંચ પોલાદ ભોંકી દે. " તે દીલગીરી દર્શાવે એ પ્રમાણે જરા હસ્યો. " આવા જોખમનો બદલો જુઓતો કાંઈ નહીં. કાલે ઉઠીને મારૂં ખૂન થયું તો તેઓ મ્હને ઘેર લેઈ જશે અને જેમ બને તેમ થોડા પૈસામાં દાટી દેશે." અત્યારે તેનો અવાજ ઘણોજ કરડો થયો હતો અને આંખમાં ગુસ્સા તથા વેરનાં ચિન્હ માલમ પડતાં હતાં. " પણ સુભાગ્યે મ્હેં બધી તજવીજ કરી રાખીછે. હું મ્હારો ધંધો કરૂં છું તેમાં દરેક માણસ ઉપર શક રાખું છું અને બ્હીક રાખવાનું કારણ હોકે ન હો પણ હું હમેશાં સાવધ રહું છું. પણ હમેશાં આમ સાવધ રહેતાં વખતે માણસ કંટાળેછે. એવે વખતે હું પાછો પોતે જાતે થઈ જાઉં છું. મ્હારી દાહાડી કહાડી નાંખું છું,

મુખવટો દૂર કરૂંછું, અને જે હઝારો વેશ હું ધરૂંછું તેમાંથી કર્ત્તાની બનાવેલી આકૃતિમાં હું આવી જાઉછું. હું પંદર વરસથી ડીટેકટીવનું કામ કરૂં છું પણ પોલીસમાં કોઈ પણ મ્હારૂં ખરૂં સ્વરૂપ જાણતું નથી."

રોબલોટને ચેન પડતું નહોતું તેથી જરા ખસવાનો તેણે યત્ન કર્યો. મો. લેકોકે અવાજ બદલી કહ્યું," હાં, સમાલ, ચાલ ઉભો થા અને બોલ, બગીચામાં શું કરતો હતો ?"

મો. પ્લૅંટેટ લેકોકના પેરણ ઉપર લોહીના ડાઘ જોઇ બોલી ઉઠયો, "પણ તમને જખમ લાગ્યા છે."

"અઃ ? કાંઈ નહીં. એતો આણે જરા તેના આ મ્હોટા છરા વતી મને આવકાર આપ્યો છે." પણ પપા પ્લૅંટેટે હઠ લીધી કે જખમ તપાસવો અને જ્યારે ડોકટરે તપાસી કહ્યું કે તે કાંઇ જોખમ ભરલો નથી ત્યારેજ તે શાંત થયો.

તે વૃદ્ધ માજીસ્ટ્રેટે પછી કહ્યું, " બોલો, માસ્ટર રોબલોટ, તમે અહીં શું કરતા હતા ?" હાડ વૈદ્યે કાંઈ જવાબ આપ્યો નહીં. " યાદ રાખો કે આમ ચુપ રહેવાથી અમે એમ માનીશું કે તમે અહીં કાંઈ ગુન્હો કરવા આવ્યા હતા." તોપણ કાંઈ જવાબ આપ્યો નહીં. મો. પ્લૅંટેટે સમજાવ્યો, ધમકાવ્યો, પણ સર્વ વૃથા. રોબલોટ હઠીલો થયો હતો અને મ્હોં સરખું પણ તેણે ઉઘાડયું નહીં. ડોકટર ગેન્દ્રને વિચાર્યું કે તે પોતાનો પહેલાં મદદનીશ હતો તેથી પોતાના સવાલનો જવાબ દેશે એમ ધારી આખરે તેણે પૂછયું. " જવાબ દો. તમે અહીં કેમ આવ્યા હતા ?"

રોબલોટે યત્ન કર્યો, પણ તેનું ડાચું ભાંગી ગયું હતું. મહા પ-રાણે તે બોલી શકયો. તેણે કહ્યું," હું ચોરી કરવા આવ્યો હતો, હું કબુલ કરૂંછું."

" શેની ચોરી કરવા ?"

" ગમે તે, કાંઈ પણ."

" પણ કાંઇ પણ ચોકસ ધારણા વગર કાંઈ તમે આમ ભીંત કુદી બંધીખાનાનું જોખમ વેઠો નહીં."

" ત્યારે હું–"

" શું? બોલો."

"હું ફુલવાડીમાં ફુલ લેવા આવ્યો હતો."

મો. લેકોકે કહ્યું, "આ તારા છરા વતી, હેં? રોબલોટે ખૂની નજરથી સામું જોયું. તે જોઈ લેકોકે કહ્યું, "એમ જોવાની કાંઈ જરૂર નથી. તારાથી હું બ્હીવાનો નથી. તેમ બેવકુફની માફક વાત ન કર. તું એમ જાણતો હઇશ કે અમે તારા કરતાં કમ અક્કલના છીએ તો તારી ભૂલછે. હું તને ચેતાવુંછું."

હાડ વૈદે કહ્યું, "મ્હને થોડાંક ફુલનાં કુંડાં જોઈતાં હતાં."

મો. લેકોકે ખભા ઉંચા કરી કહ્યું, "બસ, બસ, એમ બકવા ન કર. તું પૈસા આપી આવી મ્હોટી મીલકત ખરીદ કરે તે ફુલનાં કુંડાં ચોરે! એવી વાત બીજાને મ્હોંએ કરજે. આજે, સાહેબ, તમારૂં અંતઃકરણ અમે બહાર કહાડયું છે. મેયોરને ત્યાં એક તારી છાની વાત અજાણતાં તારાથી કહેવાઈ જવાઈ, તે તને હવે હેરાન કરેછે. અને તે વાતનું નિરાકરણ કરવા અહીં આવ્યોછે. તું જાણતો હતો કે મો. પ્લેંટેટે તારી વાત હજી કોઇને કહી નથી અને તે કોઇને પણ કહે નહીં તે નક્કી કરવા અહીં તું આવ્યોછે." રોબલોટ ઇનકાર જતો હતો તેને અટકાવી લેકોકે કહ્યું, "બસ ચૂપ રહે, તું છરો કેમ લેતો આવ્યો ત્યારે?"

આમ વાત થતી હતી તે વખતે પપા પ્લેંટેટ વિચાર કરતો હતો. તે ધીમેથી બોલ્યો, "મ્હેં એ વાત જરા જોઇએ તે કરતાં જલદી કરી."

મો. લેકોકે જવાબ દીધો, "શેની જલદી? મો. ડોમીની વાસ્તે મ્હારે એક સજ્જડ સાબીતી જોઇતી હતી. આ લુચ્ચાને હું તેમને સોંપી દઇશ, અને પછી જો તેઓ સંતોષ નહીં પામે તો તે કદીપણ સંતોષ પામવાનાજ નથી".

"પણ આપણે એને અહીં શું કરીશું?"

"ઘરમાં કોઈ જગાએ એને પૂરી રાખો. જરૂર હશે તો હું એને બાંધી રાખીશ."

"અહીં એક અંધારી કોટડી છે."

"તે સલામત છે?"

"તેની ત્રણ બાજુએ જાડી ભીંતછે અને ચોથી બાજુએ બેવડું કમાડ છે. કોઈ પણ જાતનો ગોખલો કે બારી એમાં નથી."

ડીટેક્ટીવે જવાબ દીધો, "બસ, એવીજ જગા એને સારૂ જોઇશે."

૫૫ા પ્લૅંટટે તે કોટડી ઉઘાડી. તે અંધારી તથા ભેજવાળી હતી તથા માંહી જુની ચોપડીઓ તથા કાગળીઆં પડયાં હતાં. " ચલ, અહીં અંદર જા. ત્યાં તું એક ન્હાનો સરખો રાજા બનીશ. " રેબલોટ કાંઈ આનાકાની કરી નહીં. પણ પીવાનું પાણી તથા દીવો માગ્યાં. તેને પાણીનો લોટો તથા ગ્લાસ આપ્યાં, પણ દીવો આપ્યો નહીં. મો. લેકોકે કહ્યું, " દીવા વગર ચલાવી લ્યો. વખતે કાંઇ ગડબડ ગડબડ કરો તો કયાં આપદામાં આવીએ."

મો. પ્લૅંટટે બારણું બંધ કર્યું અને પછી ડીટેકટીવનો હાથ પકડી ઘણાજ આભાર પૂર્વક કહ્યું, "તમે, સાહેબ, તમારી પોતાની જીંદગીના જો-ખમે મ્હારો જીવ બચાવ્યો છે. હું આશા રાખુછું કે કોઈ દીવસ એવો આવશે કે તે વખતે—"

ડીટેકટીવે તેને હાથની ઈશારતથી અટકાવ્યો. તેણે કહ્યું, "તમે જાણો છો કે મને કેટલીકવાર જોખમમાં ઉતરવું પડે છે. તો પછી એકવાર વધારે કે ઓછું. વળી કોઈ માણસની જીંદગી બચાવવી એમાં હમેશાં ઉપકાર થતો નથી." તે ક્ષણવાર વિચાર કરતો ઉભો, અને પછી બોલ્યો, "થોડીવાર પછી જ્યારે હું તમારી વધારે સેવા બજાવીશ ત્યારે તમે મ્હારો ઉપકાર માનજો."

હવે ડોકટર ગેન્ડ્રૂનનો વારો આવ્યો. તેણે ડીટેકટીવનો હાથ પકડયો અને બોલ્યો, "મ્હને તમારે સારૂ પ્રેમાનંદ થાય છે તેનું કેવી રીતે વર્ણન કરૂં? તમે ઘણાજ બુદ્ધિશાળી છો એનો ખ્યાલ પણ મ્હને નહોતો. કાંઈ પણ પ્રથમથી ખબર મેળવ્યા વગર તમે આજે સવારે અહીં આવ્યા. અને ગુન્હાની જગા જોયા પછી ફકત વિચારના જોરથી ખરો ગુન્હેગાર ખોળી કહાડયો. ખરેખર તમે સાબીત કરી આપ્યું છે કે જે માણસનું તમે નામ દીધું છે તે શીવાય બીજો કોઈજ ગુન્હેગાર હોઈ શકે નહીં."

મો. લેકોકે સભ્યતાથી જરા નમન કર્યું, પણ મનમાં ડોકટરના આ વખાણથી ઘણો ખુશ થયો. તેણે જવાબ આપ્યો, "તમે કહો છો તે પ્રમાણે કાઉન્ટ ડી ટ્રેમોરેલ ગુન્હેગાર છે, પણ જ્યાં સુધી આ ગુન્હો કરવામાં તથા પોતાનું પણ સાથે ખૂન થયું છે એમ ગોઠવણ કરવામાં તેનો શો હેતુ હતો તે હું જાણીશ નહીં ત્યાં સુધી હું બેશી રહેવાનો નથી."

ડોકટરે કહ્યું, "બીજી સ્ત્રી ઉપર પોતાનો ઘણોજ પ્રેમ હશે તેથી તથા મેડમ ડી ટ્રેમોરલથી કંટાળેલો હોવાથી એણે એ ગુન્હો કર્યો હશે એમ ધાર-

વામાં શું હરકત છે?"

મો. લેકોકે ડોકી ધુણાવી અને કહ્યું, "લોકો પોતાની સ્ત્રીથી કંટાળવાને લીધે તથા બીજી સ્ત્રીને ચ્હાવાને લીધે એમ ખૂન કરતા નથી. તેતો પોતાની સ્ત્રીને તજી દઈ બીજી પોતાની પ્રિયાને લેઈ નાશી જાયછે. એવું હમેશાં બને છે. અને આમ કરનારા માણસો ઉપર લોકો તથા કાયદા ઘણી સખત નજરથી જોતા નથી."

"પણ ટ્રેમોરલની દોલત તેની સ્ત્રીની હતી કેની?"

"ના, છેક એમ નહીં. મો. ડી ટ્રેમોરલ પાસે પોતાના ત્રણ લાખ ફ્રેંક હતા, જે તેના મિત્ર સોવરસીએ તેની અગાધ દોલતમાંથી બચાવી આપ્યા હતા. અને વળી તેની સ્ત્રીએ પરણતી વખતે પાંચ લાખ ફ્રેંક તેને આપી દીધા હતા. માણસ આઠલાખ ફ્રેંક ઉપર મજેથી પોતાનું ગુજરાન ચલાવી શકે. વળી કાઉન્ટ આ બધી દોલતની દેખરેખ રાખતો હતો. તે પોતાની મરજીમાં આવે તેમ ખરીદ કરે, વેચે, લહેણું વસૂલ કરે, ઉધાર લે, ગમે તે ઠેકાણે મૂકી આવે અને મરજીમાં આવે ત્યારે ઉપાડે, એટલી તેનામાં શકિત હતી." ડોકટર આથી સંતોષ પામ્યો અને તેથી છાનો રહ્યો. મો. લેકોકે આગળ ચલાવ્યું પણ તે જરા અચકાઇને બોલતો હતો અને જેમ બોલતો ગયો તેમ પપા પ્લૅંટેટ સામું દઢ નજરથી જોતો ગયો. આ ખૂનનો હેતુ તેમની ગુજરેલી જીંદગાનીમાંથી ખોળી કહાડવી જોઇએ. કાઉન્ટ તથા કાઉન્ટેસ એક બીજા સાથે કોઈ એવાતો ગુન્હાથી બંધાયાં હોવાં જોઇએ કે બેમાંથી એક જણ મરે તોજ બીજો સુખી થાય. આજે સ્હવારેજ મ્હને એ વિષે વિચાર આવ્યો હતો. મારા ધારવા પ્રમાણે આપણે આ કેદી—રોબલોટ—આ ગુન્હો કરવામાં મદદગાર હોવો જોઇએ."

લેકોકે જે તપાસ વેલફ્યુલુમાં કરી હતી તેના થોડા ભાગ વખતેજ ડોકટર હાજર હતો તથા મેયોરને ઘેર મો. પ્લૅંટટે રોબલોટને સવાલો કર્યા હતા તે વખતે તે મેયોરની દવા કરવામાં ગુંચાયલો હતો તેથી ડીટેકટીવનું કહેવું બરોબર સમજવાને તેને ઘણીજ મહેનત પડી તથા ઉંડી પહોંચ તથા પારકી વાત જાણી જવાની શકિત એ બેનો ઘણોજ ઉપયોગ કરવો પડયો. છેવટે તેના મગજમાં પ્રકાશ થયો અને બોલી ઉઠયો, "હાં તમે સોવરસી વિષે બોલોછો. ?"

મો. લેકોકે જવાબ દીધો. "હા, સોવરસી વિષે. જે કાગળને માટે ખૂનીએ આટલી બધી ખોળ કરી હતી તથા જેને માટે પોતાની જીંદગી જોખમમાં નાંખી છે તેમાં કોઈ આગલા ગુન્હાની સાબીતી હોવી જોઇએ." ડીટેકટીવ તથા ડાકટરની વાતમાં પ્લેંટેટ ભાગ લેતો નહોતો તે જોઈ એ બંન્ને જણા આશ્ચર્ય પામ્યા. તે એવો તો વિચારમાં તલ્લીન થઈ ગયો હતો તથા તેની આંખોના ડોળા એવા તો ફર્યા કરતા હતા કે તેથી તેમને લાગ્યું કે તે કાંઈ આગલી વાત યાદ કરતો હશે. થોડી વાર પછી ડીટેકટીવે પોતાનું છેલ્લું વાગ્બાણુ માર્યું. તે બોલ્યો, "એ આગલી વાત એવી તો ભયંકર હોવી જોઇએ કે જેથી એક પૈસા વાળો જુવાન માણસ વેલફ્યુલના આ ઘાતકી ખૂન જેવો મ્હોટો ગુન્હો કરવા તત્પર થયો; નામ, ઠામ, પ્રતિષ્ટા વિગેરે સર્વે તેને એકદમ તજી દેવાં પડ્યાં; અને વળી વીસ વર્ષની એક જુવાન છોકરીને આત્મઘાત કરવો પડયો."

આ છેલ્લું વાકય સાંભળી મો. પ્લેંટેટ એકદમ ઉભો થયો, અને જાડા અવાજે બોલ્યો, "શું ? તમે કહોછો તે વાત તમે માનોછો ? લોરેન્સ એ વાત બીલકુલ જાણતી નથી. જરા પણ નહીં!" ડાકટર ડીટેકટીવ તરફ એકી નજરથી જોઈ રહ્યો હતો તેણે જોયું કે તેના મ્હોં ઉપર મો. પ્લેંટેટના આ ભાવથી જરા સંતોષનું હાસ્ય આવ્યું. મો. પ્લેંટેટે પછી જરા ગંભીરાઈ તથા મગરૂબીથી કહ્યું, "હું જે વાત જાણુંછું તે કેહેવડાવવાને તમારે આ યુક્તિની કાંઈ જરૂર નહોતી. મ્હેં તમારા તરફ માન તથા વિશ્વાસની લાગણી દર્શાવી છે, તેથી તમોને લાગ્યું હશે કે હું આ વાત જાણુંછું, એ તમે અટકળી ગયા છો અને તે તમને કહેવાને હું ચૂકત નહીં." મો. લેકોક જરા ખિન્ન થયો. "હા, તમે આ નાટકનું એવી તો તીવ્ર બુદ્ધિથી અવલોકન કર્યુંછે કે ખરી વાત તમે જાણી ગયાછો, પણ તમે તમામ હકીકતથી વાકેફ નથી અને તે વાત હું તમને કહેત નહીં. પણ તે વાત છાની રાખવાનું કારણ જતું રહ્યુંછે." ચૂલા પાસે એક ઓકનું કબાટ હતું તેનું એક ખાનું તેણે ઉઘાડયું તથા તેમાંથી કેટલાંક કાગળીઆં કહાડ્યાં અને ટેબલ ઉપર મૂકયાં પછી તેણે કહ્યું, "આ નાટકના પ્રવેશો હું આજ કાલ કરતાં ચાર વર્ષથી ઘડીએને ઘડીએ જોયા કરૂંછું. આખરે તેનો અંત ખૂનમાં આવ્યો. પ્રથમ તો ન્યાયની કોર્ટમાં મ્હેં કામ કરેલું હોવાથી મ્હારી સાધારણ જીજ્ઞાસાને લીધેજ હું આ લોકો તરફ લક્ષ

આપનો હતો, પણ રહેતે રહેતે મ્હને જે માણસ ઘણુંજ પ્રિય છે તેની જીંદગી તથા માન વધારવા ખાતર મેં ચિત્ત રોકવા માંડયું. મ્હેં જે વાત જાણી હતી તે મ્હેં કોઇને કહી કેમ નહીં? મારા દોસ્તો, એ મ્હારા અંતઃકરણની છૂપી વાત છે, અને તે માટે મ્હને મ્હારૂં અંતઃકરણ ઠપકો આપતું નથી. ખરૂં પૂછો તો ગઈ કાલ સુધી મ્હારી આંખે અંધારાં આવી રહ્યાં હતાં. આ ગુન્હો બનવાથીજ તે અંધારૂં દૂર થયું."

પહો ફાટયો હતો. બગીચામાં પક્ષીઓ કલ્લોલ કરવા મંડી પડ્યાં હતાં, અને રસ્તા ઉપર લોકો આવજા કરતા હતા તેનો અવાજ કાને પડતો હતો. પુસ્તકાલયમાં ફક્ત અવાજ બંદી થયલા રોગલોટના નિશ્વાસનો આવતો હતો તથા પપા પ્લૅટેટ પાનાં ફેરવતો હતો તેનોજ ફક્ત કાને આવતો હતો. થોડીવાર રહીને મો. પ્લૅટેટે કહ્યું. "હું આ વાંચું તે પહેલાં મ્હારે તમારા થાક તરફ ધ્યાન આપવું જોઇએ. આપણે ચોવીસ કલાકથી કામમાં ગુંથાયા છીએ." પણ બીજા બે જણાએ સોગન ખાધા કે અમને જરાએ થાક લાગ્યો નથી. જીજ્ઞાસાથી થાક ઉતરી ગયો હતો. કેમકે અત્યારે તેઓ આ ભેદની કુંચી જાણવાના હતા.



# भाग २ जो.

## कारण—पूर्व वृत्तांत.

## પ્રકરણ ૧૨ મું.

### હેકટરનું જીવન ચરિત્ર.

છવ્વીસ વર્ષની ઉમ્મરે કાઉન્ટ હેકટર ડી ટ્રેમોરલ દુનીઆમાં લોકો જેને નમુનો કહે છે તેવો એક નમુનો હતો. તે પોતાની જાતને તથા દરેક જણને નિરર્થક હતો. અને તેના આચરણ ઉપરથી એમ લાગતું હતું કે તે પોતાનો વારસો ખોવાને, પોતાની તન્દુરસ્તી બગાડવાને તથા આખી વસ્તીને હેરાન કરવાનેજ જન્મ્યો હતો. જુવાન, દેખાવડો, ઉમદા કુળનો, અતિશય પૈસાવાળો તથા જન્મથીજ ઘણા મજબૂત બાંધાવાળો, એવા આ એક ઘણાજ ઉંચા કુળના છેલ્લા વંશજે પોતાની જુવાની તથા દોલત ઘણીજ બેવકુફી ભરેલી રીતે ગુમાવી દીધી હતી. તે લોકોમાં ઘણો પંકાતો હતો. પણ તેથી તેની કોઈ ઇર્ષા કરતું નહોતું. લોકો તેના તબેલા, ગાડીઓ, નોકરો, ફરનીચર, કુતરાઓ તથા રાખેલી સ્ત્રીઓ વિષે એકે અવાજે વાતો કરતા. તેના ઉતરેલા ઘોડાઓ પ્રદર્શનમાં ઇનામો લેતા અને એક ઘોડો જે ફક્ત હેકટરે પોતાની નજરમાં લીધો હતો તે લેવાને આખું પારીસ ઉલટયું હતું તે સ્વભાવીક રીતે દુરાચરણી નહોતો. વિસ વર્ષની ઉમરે તેનું અંતઃકરણ નરમ હતું તથા મન ઉદાર હતું, પણ છ વર્ષની ખોટી મોજથી તે છેક બગડી ગયો હતો. તે એવો તો મગરૂબ હતો કે પોતાની (અપ) કીર્ત્તિ વધારવાને કોઈ પણ જાતની બેવકુફીમાંથી પાછો હઠતો નહીં. તે ઘણોજ સ્વાભિમાની હતો અને પોતાના ખર્ચે રહેનારા ખુશામત ખોરોના વખાણુથી તે એવો પ્રમત્ત થઇ જતો કે પોતે પોતાને દેવ સ્વરૂપ માનતો, પોતાની તોરને તે ચાતુરી તરીકે માનતો, તથા દરેક વાતે વ્હેમી હોવાથી સદાચરણ તરફ મ્હોટો તિરસ્કાર દર્શાવતો. દ્રઢ તથા મનુષ્યને લાયક મરજી રાખવાને બદલે ઘડી ઘડીમાં બદલાતા સ્વભાવવાળી સ્ત્રીઓની પેઠે પોતે પણ મનમાં આવે તેમ કરતો. તે વખતનાં ચીથરીઆં પત્રોમાં તે જે જે કરતો તથા જે જે બોલતો તેનો ઇતિહાસ હમેશાં આવતો. એક વખત એવું છપાયું હતું

કે તેણે પારીસની હોટેલમાં જમ્યા પછી બધી રકાબીઓ બારીએથી ફેંકી દીધી અને તેના એને વીસ હઝાર ફ્રેંક ભરી આપવા પડયા. એક દહાડો પારીસના વાતુડીઆ લોકો ઘણાજ આશ્ચર્ય પામ્યા; હેક્ટર એક બેંકરની ઓગણીસ વર્ષથી પરણેલી સ્ત્રી જોડે ઇટાલીમાં નાશી ગયો હતો; પછી તેણે બેંકર જોડે દ્વંદ્વ યુદ્ધ કર્યું હતું અને તેને મારી નાંખ્યો હતો. એક અઠવાડીઆ પછી તે બીજા યુદ્ધમાં ઘવાયો હતો અને આ પ્રમાણે બુલેવર્ડમાં તે એક નામાંકિત પુરૂષ થઇ રહ્યો. એક વખત તે લંડન ગયો હતો અને ત્યાં જુગારની બેંક તેણે તોડી હતી. બીજી વખતે એક રૂશિઆના શાહાજાદા જોડે ૬૦ કલાક સુધી રમી ૧૨૦૦૦૦ ફ્રેંક ખોયા હતા. તેને આ [અપ] કીર્ત્તિથી મદ ચહડતો. કેમકે તેને વખાણ ઘણાં પસંદ હતાં, પછી ગમે તે રીતે તેનાં વખાણ થાય. દુનીઆમાં તેનું નામ ગવાઇ રહ્યું હતું, તેથી તે ઘણોજ ખૂશ રહેતો હતો. પારીસનાં ન્યુસપેપરમાં પોતાનું નામ છપાવાથી તેનું માન ઘણુંજ વધેછે એમ તે માનતો હતો. પણ આ તેના મનનો સંતોષ તે સાચવીને છૂપો રાખતો અને સભ્યતાથી બોલતો, "આ લોકો ક્યારે મારે માટે બોલતા બંધ પડશે ?"

મ્હોટા પ્રસંગે તે સાધારણ કહેવત બોલતો "આપ મૂએ પીછે ડુબ ગઇ દુનીઆ." પણ બન્યું એવું કે દુનીઆં તેનાં જીવતાંજ ડુબી.

એક દીવસે એપ્રિલ મહીનાની સવારે તેનો જૂનો નોકર જેને તેણે શીખવી રાખ્યો હતો તેણે તેને જગાડયો અને કહ્યું કે બધું ફરનીચર જપ્ત કરવા બેલીફો આવ્યા છે. હેક્ટરે ઉશીકા ઉપરથી માથું ફેરવ્યું, બગાસું ખાધું, લાંબો થયો અને જવાબ દીધો, "વારૂં, તેને કહે કે તબેલાથી શરૂ કરે; પછી તું આવીને મ્હને લુગડાં પહેરાવ." તેને જરાપણ ગાઢું લાગ્યું નહીં. આમ ટહાડે પેટે જવાબ આપેલો સાંભળી તેનો નોકર અજાએબ થયો અને ત્યાંથી ચાલ્યો ગયો. કાઉન્ટમાં એટલી અક્કલ હતી કે પૈસો ખૂટયો છે તેથી આવો એક દીવસ આવશેજ, અને તે આ મુલાકાતની વાટજ જોતો હતો. ત્રણ વર્ષ ઉપર એક દીવસ ઘોડા ઉપરથી પડી જવાથી તે પથારી વશ થયો હતો તે વખતે પોતાની તીજોરીમાં ખાડો પડયો હતો તેનું તેને ભાન આવ્યું હતું. તે વખતે તેણે પોતાનો બચાવ કર્યો હોત તો થાત, પણ ત્યારે તો પોતાની વર્ત્તણુક બધી ફેરવવી પડત, ઘરમાં ફેરફાર દાખલ કરવો પડત અને યાદ રાખવું પડત કે એક નેપોલીઅ-

નની કીમત ૨૦ ફ્રેંક થાય છે. પણ આ વિચાર કરવો એ ઘણી મહેનતનું કામ છે એમ તેણે વિચાર્યું અને તેથી થોડો વિચાર કર્યા બાદ તેણે નિશ્ચય કર્યો કે બસ અંત સુધીજ જવું, અને જ્યારે છેડો આવે ત્યારે વેશ બદલી ફ્રાન્સને બીજે છેડે જવું અને પછી જંગલમાં જઈ પીસ્તોલ ખાઈ મરી જવું. આ નિશ્ચય અમલમાં આણવાનો વખત આવ્યો હતો. પોતાના પિતાના મરણ પછી જે અગાધ દોલત તેને આવી હતી તે તમામ દેવું કરી બીલ ઉપર સહીઓ કરી ચક્રવર્ધિ બ્યાજ આપી તથા દરેક ખત નવું કરાવતી વખત દલાલી આપી ગુમાવી દીધી હતી. ગયા શીઆળામાં તેને ૧૫૦૦૦૦ ફ્રેંક ખર્ચ થયા હતા. ગએ અઠવાડીએ તે એક લાખ ફ્રેંક કોઇને ત્યાંથી ઉપાડવા ગયો હતો પણ તે માણસે તેને આપ્યા નહોતા. તેની માગણી સ્વિકારી નહોતી તે એટલા માટે નહીં કે તેની સ્થાવર મિલકતની એટલી કીંમત નહોતી પણ દેવાળીઆની મિલકત જ્યારે લીલાઉથી વેચાય છે ત્યારે ખરી કીંમત ઉપજતી નથી.

હવે ભવિષ્યમાં સ્થિતિ ખરાબ થશે એવું જાણવા છતાં હેકટર બેલીફના આવવાની વાત ઠંડે પેટે સાંભળી રહ્યો, અને પથારીમાંથી ઉઠતાં બોલ્યો, "ચાલો, હવે અંત આવ્યો." તે ફક્ત જરા ગભરાયો હતો. પણ માણસ જ્યારે દોલતમંદ સ્થિતિમાંથી ભીખારી બની જાય છે ત્યારે જરા ગભરાટ થાય એ માફ થઈ શકે એવું છે. હવે આત્મઘાત કર્યા વિના છુટકો નથી એવો વિચાર આવવા છતાં તેણે છેલ્લી વારનો પોશાક ઘણોજ ભપકાબંધ પહેર્યો. તેને યાદ આવ્યું કે તેના વડવાઓ રણક્ષેત્રમાં દરબારી પોશાક પહેરી ગયા હતા. એક કલાકમાં તે તૈયાર થયો. તેણે કીમતી જવાહીર પોતાના શરીર ઉપર લગાવ્યાં તથા ગજવામાં ઘણીજ ઉમદા કારીગરીની બે ન્હાની પીસ્તોલો રાખી લીધી. પછી પોતાના ખાનગી નોકરને કામે લગાડવાનો હુકમ કરી તેણે ટેબલ ઉઘાડયું અને પાસે રોકડ શું હતું તે ગણવા માંડયું. દસ હઝાર તથા થોડાક ફ્રેંક હતા. આટલા પૈસાથી તે કેટલેક દૂર સુધી જઈ શકયો હોત અને બે ત્રણ મહીના ગાળી શકયો હોત. પણ આ પ્રમાણે પોતાની જીંદગી લંબાવવી એ તેને ઘણું તુચ્છ લાગ્યું. ના—આ દશ હઝાર ફ્રેંક વડે છેલ્લીવારનું એક મ્હોટું ઉદારતાનું કામ કરવું કે જેથી પારીસના લોકો લાંબા વખત સુધી તે યાદ રાખે. તેના મનમાં આવ્યું કે જો હું એક પ્યારીને ત્યાં જઈ જમું અને પછી આ રકમ તેને બક્ષીસ આપું તો બધા લોકો એને બહાદુરીનું કામ કહેશે. જમતી

વખત આનંદી રહેવું અને પછી ઠંડે પેટે કહેવું કે આપણે પીસ્તોલ ખાઈ આજ રાત્રે મરી જવાના છીએ. આની તે છોકરી આખા ગામમાં વાત કરશે. પોતાની છેલ્લી વારની વાતચીત ઠેર ઠેર ગવાશે અને પોતાની છેલ્લી વારની ઉદારતા દરેક જણ જાણશે. શોખીલા લોકોની હોટેલમાં બસ એજ વાત થશે અને આ છેલ્લી બહાદુરીનું કામ બધા વર્તમાન પત્રોમાં ગવાઈ રહેશે. આ વિચારથી તે ઉન્મત્ત બન્યો અને તેથી તેને દીલાસો મળ્યો. તે પોતાના ખંડમાંથી બહાર જતો હતો એવામાં ટેબલમાં પડેલાં કાગળીઆં ઉપર તેની નજર પડી. કદાચ એમાં કોઈ કાગળીઉં એવું હોય કે તેથી પોતાનો આ વિચાર ભાંગી પડે. એ પ્રસંગ બનેજ નહીં તેથી તેણે ખાનું ખાલી કર્યું અને તમામ કાગળીઆં બાળી મૂક્યાં. માંદી બીલ, પ્રેમપત્રિકાઓ, ધંધા સબંધી કાગળો, ખત, પોતાની મ્હોટી સ્થિતિની સરકારી સનદો, તથા મિલ્કતની હકદારીનાં ખતો તમામ બળી ગયાં; તે જોતાં તેને એક વિચિત્ર ખુશી પેદા થઈ. પોતાની ભવ્ય કારકીર્દિનો આ પ્રમાણે નાશ થતો જોઈ તેને આનંદ થયો. પણ તેને એટલામાં બેલીફ યાદ આવ્યો. બેલીફ ઘણો સભ્ય હતો, તથા સુશિક્ષિત તથા અક્કલમંદ હતો, ઘણાએક ચિતારાઓનો દોસ્ત હતો તથા જાતે કવી હતો. તેણે આઠ ઘોડા તથા પાંચ ગાડીઓ તથા તેને લગતો તમામ સામાન કબજે કર્યો હતો. કાઉન્ટને જોઈ તે બોલ્યો, " સાહેબ, હું મ્હારૂં કામ ધીમે ધીમે ચલાવું છું. કદાચ આ જપ્તી બંધ રાખવાની આપની મરજી હશે. રકમ તો મ્હોટી છે પણ આપની સ્થિતિના માણસને– "

હેકટરે ઉદ્ધતાઈથી જવાબ આપ્યો, " તું અહીં ઉભો છે તે મ્હને હરકત નથી તેથીજ. મ્હને આ મકાન પસંદ નથી, અને ફરીથી એમાં હું પાછો આવવાનો નથી. તારી મરજીમાં આવે તે કર. " એટલું બોલી તે ચાલ્યો ગયો.

બેલીફ આશ્ચર્ય પામ્યો અને પોતાનું કામ કરવા લાગ્યો. તે ખંડે ખંડે ફરવા લાગ્યો. ફરનીચર જોઈ ખુશ થતો ગયો અને કબજે કરતો ગયો. તમામ ફરનીચર તથા તેને લગતી બધી વસ્તુઓ, સરતોમાં જીતેલા પ્યાલા તથા રકાબીઓ, અનેક જાતનાં શસ્ત્રો તથા ઘણાજ ઉંચા પૂઠાવાળી ચોપડીઓ વિગેરે તમામ વસ્તુ તેણે કબજે કરી.

આત્મઘાત કરવાને વધારેને વધારે તત્પર થતો કાઉન્ટ હેકટર બુલે-વર્ડ* તરફ મેડેલીન નજીક પોતાની પ્યારીના મકાન તરફ વળ્યો. પોતાના મિત્ર મંડળમાં આશરે છએક મહીના ઉપર આ છોકરીને જેની ફેન્સીના નામથી આણી હતી. તેનું ખરૂં નામ પીલેગી ટેપોનેટ હતું અને જો કે કાઉન્ટને તો ખબર નહોતી પણ ખરેખરી તે પોતાના ખાનગી નોકરની બહેન થતી હતી. તે છોકરી સ્વભાવે આનંદી હતી. નાજુક હાથ, ન્હાના પગ, લાંબા કેશ, સફેત દાંત, મ્હોટી કાળી આંખ, તથા મરજીમાં આવે તે-વી લાગણીઓ દર્શાવતી, એવી આ સ્ત્રી પ્રથમ છેકજ ગરીબી સ્થિતિમાંથી પૈસાવાળી સ્થિતિમાં આવી ગઈ હતી. પણ તેથી તે છકી ગઈ નહોતી. પોતાના નવા મકાનમાં આવ્યા પછી બે દીવસમાંજ તેણે નોકરોમાં બંદોબસ્ત કરી દીધો, અને પોતાની આંખના અણુસારા તથા મરજીને કેમ વર્તવું તે બધું શીખ વી દીધું. તેમ પોતાના પસંદ કરેલા દરજીઓમાં પોતાની મનગમતી ફેશન ફેલાવી દીધી. આમ ભપકાબંધ પોશાક તથા ભવ્ય મકાન મળવા છતાં પણ તેને નવાને નવાજ શોખ ઉભા થતા હતા. તેની આવી સ્થિતિમાં બીજાઓ ઈર્ષા કરે તોજ તેને ચેન પડતું. તેની હરીફો ફેબર્ગ ડુ ટેમ્પલમાં રહેતી હતી. તેઓ તેને જોઈ શકતી નહોતી કેમકે ટ્રેમોરલ જેનીને બહાર જવા દેતો નહોતો અને તેથી પોતાના ભપકાથી તેમને ઝાંખા પાડવાનો લાગ તે ખોતી હતી. ટ્રેમોરેલ આવતો તે તેને ગમતો નહોતો પણ તે તેને પૈસા આપતો હતો તેથી તેને સહન કરતી. તેના મિત્રો તેને કંટાળો આપતા. તેઓ સભ્ય હતા પણ પોતાને માટે તેમનો તિરસ્કાર ઉઘાડો પડતો હતો. અડધી રાતે જમવું તથા ગંજીફે રમવું તેથી ગમત મળતી પણ ઘણીખરી વાર ઘણા માણસો હોવા છતાં તેને એકલા રહેવાથી જે દુઃખ થાયછે તે થતું. આ બધો મોજ શોખ છોડી પોતાની અસલની સ્થિતિમાં રહેવાનું પસંદ કરી ટ્રેમોરલને તજી દેવાનું તેને ઘણીવાર મન થઈ આવતું. ઘણીવાર ગાંસડા પોટલા પણ બાંધેલા; પણ છેલ્લી ઘડીએ ગર્વથી તે વિચાર માંડી વાળ્યા હતા.

ઉપર કહ્યા પ્રમાણે સ્હવારે નવ વાગતે હેકટર ડી ટ્રેમોરલ જેનીને ઘેર ગયો. તે આટલો જલદી આવશે એવી તેને ખબર નહીં અને તેમાં જ્યારે તેણે જમવાની તૈયારી કરવા ફરમાવ્યું. તથા તે જલદીથી કરવાનું કહ્યું

* પારીસમાં ઉમરાવ તથા શોખીન લોકોની ફરવાની જગા.

ત્યારે તે ઘણીજ આશ્ચર્ય પામી. તે વખતે તે ઘણોજ આનંદી તથા સુશીલ લાગ્યો. તે પોતાના નિશ્ચય પ્રમાણે જમી રહ્યો ત્યાં સુધી ખુશ મીજાજમાંજ રહ્યો. આખરે કોફી પીતી વખતે તે બોલ્યો, "આ બધી ફક્ત મ્હારે જે કહેવાનું છે તેની પ્રસ્તાવના છે. તેથી સાંભળ. હું છેક ભીખારી થઈ ગયેલ્છું."

જેનીએ આશ્ચર્યની નજરે તેના સામું જોયું. તે કાંઈ સમજી શકી નહીં. "મેં કહ્યું તે સાંભળ્યું કે નહીં? હું ભીખારી થયેલ્છું; છેકજ ભીખારી થયેલ્છું."

"વાહ! આમ મશ્કરી કરોછો? મ્હારી ઠેકડી—"

"મ્હારી આખી જીંદગીમાં હું વધારે ગંભીરાઇથી બોલ્યો નહીં હોઉં. તને આ નવાઈ જેવું લાગેછે. પણ તે બધું સત્યછે." જેની આંખો ફાડી જોતીજ રહી. "તું જાણતી નથી કે જીંદગી એક દ્રાક્ષના ઝુમખા જેવીછે? ગમે તો એક એક ધીમે ધીમે ખાઓ કે નહીંતો બધીનો રસ કહાડી પ્યાલામાં રેડી એકજ ઘુંટડે પી જાઓ. મ્હને આ બીજી રીત પસંદ પડી. મ્હારો ઝુમખો ચાળીસ લાખ ફ્રેંકનો હતો. અને હું તેનો રસ પ્યાલો લોહીને બધો પી ગયેલ્છું. હું કાંઈ તેથી દીલગીર નથી કેમકે જેટલો વખત પૈસો ચાલ્યો તેટલો વખત મ્હેં આનંદમાં ગાળ્યો છે. પણ અત્યારે મ્હારા જેવો મ્હોટો ભીખારી આખા ફ્રાંન્સમાં કોઈ નહીં હોય. મ્હારા ઘરમાંની તમામ વસ્તુ મ્હારા લેહેણદારોના હાથમાં ગઇછે; હવે મ્હારે રહેવાને ઘર નથી તથા જીવવાને સૂ સરખો પણ નથી." તે આ બોલ્યો તે આનંદના અવાજે બોલ્યો, અને જેમ બોલતો ગયો તેમ તેનો ખુશમિજાજ વધતો ગયો. અને જો કે તેના મનમાં હઝારો નવાઈ જેવા વિચારો આવવા માંડ્યા તો પણ તે જે બોલતો હતો તે ખરાજ ખુશમીજાજથી બોલતો હતો.

જેની બોલી "પણ ત્યારે—"

હેકટરે તેને અટકાવી પૂછ્યું, "શું? તું એમ જાણવા માગે છે કે તું મ્હારાથી હવે છુટી થઈ છે? અલબત. હું તને તારી સ્વતંત્રતા બક્ષુંછું." જેનીએ હાથ ઉંચો કર્યો, તેનો અર્થ ન સમજતાં તે જલદીથી બોલ્યો, "અરે! તું દુખી ન થા. તને છેક ખરાબ સ્થિતિમાં નહીં મૂકી જાઉં. યાદ રાખ કે આ ઘરનું ફરનીચર બધું તારૂં છે અને તારે વાસ્તે મેં બીજી પણ ગોઠવણ કરી છે. મ્હારા ગજવામાં ૫૦૦ નેપોલીઅન છે. એ મ્હારી તમામ દો-

લત છે અને તે હું તને આપવા આવ્યો છું. એમ કહી હસતાં હસતાં એક રકાબીમાં તે પૈસા મૂકયા. પણ જેનીએ તે પોતાની તરફથી પાછા હડસેલી દીધા. "હા ! પ્રિયા, તું ઘણી ભલા સ્વભાવની છે. હું પ્રથમથીજ જાણું છું અને મ્હેં ઘણીવાર તને કહ્યું છે કે તું ઘણી સારી સ્ત્રી છે. જોઇએ તે કરતાં પણ સારી. મ્હારે જરાક સુધારવી જોઇએ."

જેની ખરેખર સારા -હૃદય વાળી હતી. કેમકે હેકટરના પૈસા લેઇને તેને કહાડી મૂકવાને બદલે તેણે તેને દીલાસો આપવા માંડયો. પોતે નિર્ધન થયો હતો. તે તેણે કબુલ કર્યું હતું તેથી તેને ધિક્કારવાને બદલે ઉલટી વધારે ચહાવા લાગી. હેકટર હવે ઘરબાર વગરનો હોવાથી તેનાથો બ્હીવાની જરા પણ જરૂર રહી નહોતી. પોતાને ગટરમાંથી ઉચકનારો લખેશ્વરી તે નહોતો રહ્યો, અને હવે તે કાંઈ પણ જાતનો જુલમ કરવાને શકિતમાન નહોતો. તે ફક્ત બીજા માણસોની પેઠે એક સાધારણ મનુષ્ય થઈ ગયો હતો અને તેથી સમાનતા ઉપર આવવાથી તે તેને ખુશીથી ચહાવા લાગી. તેમાં વળી હેકટરે પોતાના મૂર્ખ ગર્વથી જે આ બક્ષિસ આપી હતી તેને તે ઉદારતાની નજરે જોતી હતી; તેથી તેના અંતઃકરણમાં પ્રેમનો ઝરો ફુટયો. તેણે કહ્યું, "તમે કહોછો તેમ તમે ગરીબ નથી. તમારી પાસે આટલો બધો પૈસો છે કની?"

"પણ નાદાન છોકરી, એટલી રકમ તો મ્હેં ત્હારે સારૂ મનપસંદ હીરાને માટે ઘણી વાર આપીછે."

તેણે જરા વાર વિચાર કર્યો. પછી જાણે કોઈ નવો વિચાર તેને આવ્યો હોય તેમ તે બોલી, "હા, એ ખરૂં, પણ હું ખર્ચ ઘણો ઓછો કરી શકીશ અને રહીશ એટલી ને એટલી સુખી. જ્યારે હું પહેલાં ન્હાની હતી તથા તમારી સાથે મારે દોસ્તી નહોતી થઈ ત્યારે (જેની હાલ ફક્ત ૧૯ વર્ષનીજ હતી) ૧૦ હજાર ફ્રેંક તો જાણે દુનીઆની દોલત હોય એમ હું માનતી હતી. તેટલી રકમ થોડાકનેજ એકદમ સામટી હાથમાં આવી હશે અને કેટલાકને તો કકડે કકડે પણ મળી નહી હોય." એમ કહી તેણે ૫૦૦ નેપોલીઅન કાઉન્ટના ગજવામાં મૂકવા માંડ્યા. પણ કાઉન્ટે તેને અટકાવી. "ના, લ્યો, એ તમારી પાસેજ રાખો."

"પણ હું એને શું કરૂં ?"

"તે તો કોણ જાણે. પણ એટલાથી બીજા વધારે નહી આવે ? બ-

બારમાં જઈ સટ્ટો કરશો અથવા ઘોડાની સરતોમાં ઉતરશો, અથવા *બેડન જઈને (જુગાર) રમશો તો એટલામાંથી બીજા ઘણા પૈસા આવશે. કેટલાક માણસો હાલ રાજા જેટલા પૈસાવાળા છે તેમની પાસે પ્રથમ કાંઈજ નહોતું, અને બુદ્ધિ પણ તમારા જેટલી નહોતી. તેમની પેઠે તમે કેમ નથી કરતા?" તે જુસ્સામાંજ બોલી, અને તેને સમજાવવાને ઘણી ઇન્તેજાર હતી. હેકટરે તેના સામું જોયું અને તેને આવી લાગણી વાળી તથા નિઃસ્વાર્થી જોઈ આશ્ચર્ય પામ્યો. જેનીએ ફરીથી કહ્યું, "લ્યો ત્યારે, તમે પાછા નહીં લ્યો ? મ્હારા સમ, લ્યો, લ્યો."

હેકટરને આથી લાગી આવ્યું અને બોલ્યો, "તું ઘણી સારી છોકરી છે. પણ આ પૈસા તો તારે લેવા જોઇએ હું તને આપી દઉછું અને હવે તકરાર કરીશ નહીં"

"પણ તમારી પાસે કાંઈ છે ? હવે કેટલા પૈસા તમારી પાસેછે ?"

તેણે ગજવાં તપાસ્યાં અને થેલી કહાડી ગણી જોયા. "૩૪૦ ફ્રેંક. મ્હારે જોઇએ તે કરતાં વધારે છે. હું જાઉં તે પહેલાં નોકરોને ઇનામ આપવાને બસ થશે."

"પણ ત્યારે તમારૂં શું થશે?"

હેકટર ખુરશી ઉપર પાછો પડયો અને હાથવતી દાઢી હોળવા મંડયો અને જવાબ દીધો, "હું પીસ્તોલ ખાઈ મરી જઇશ." જેનીએ વિસ્મયનો ઉદ્ગાર કર્યો. હેકટર સમજ્યો કે પોતાના કહેવા ઉપર તેને અણવિશ્વાસ આવ્યો તેથી બે પીસ્તોલો પોતાના ગજવામાંથી કહાડી તેને બતાવી. "જોયાં આ રમકડાં ? હવે અહીંથી હું જઇશ તે પછી કોઈ એકાંત જગો ખોળી કહાડીશ, અને પછી પીસ્તોલની નળી લમણાં સરસી મૂકી ઘોડો દબાવી દઇશ એટલે બસ."

જેની મહા પરાણે શ્વાસ લેતી, ઉતરેલે ચ્હેરે તથા ચહડાવેલી આંખે તેના સામું જોઈ રહી. તેની શાંત હીંમતગી તથા મશ્કરીમાં બોલવાની ઢબથી ઘણું વિસ્મય પામી. જીંદગી વાસ્તે કેટલી બધી બેરીફ્કરાઈ! આખી દોલત ગુમાવી પછી કાંઈ પણ ફરીઆદ, આંસુ, અથવા દીલગીરી વગર મરી જવું એ તેની નજરમાં દાખલો લેવા યોગ્ય બહાદૂરી જણાઈ. તે હવે તેને ઘણાજ

* આ જગાએ ઘણો ભારે જુગાર રમાય છે.

આવેશથી ચહાવા લાગી. "ના, ના એમ નહીં થવા દઉં." એમ કહી તર તજ પોતાની જગાએથી ઉઠી તેના હાથ પકડયા અને પછી બોલી, "ના, તમે આપઘાત ન કરશો; મ્હને વચન આપો, સોગન ખાઓ. તમે એમ કરો શકોજ નહી. પ્રથમ તમને હું સહન પણ કરી શકતી નહોતી, પણ અત્યારે હું તમને ખરેખરી ચ્હાઉં છું. અહા ! મ્હેં પ્રથમ તમને ઓળખ્યા નહોતા, પણ હવે—હવે આપણે બે જણાં સુખી થઇશું. તમેતો લાખો ફ્રેંક સાથે રમત રમ્યાછો એટલે દસ હજાર ફ્રેંક શું ચીજ છે તે જાણી ન શકો, પણ હું જાણુ છું. એટલી રકમથી આપણે લાંબા વખત સુધી સુખમાં રહી શકીશું. તેમાં વળી નકામી વસ્તુઓ વેચી નાંખીશું. મ્હારા ઘોડા, ગાડીઓ, હીરા, કાશ્મીરની શાલો, એ વેચ્યાથી એના કરતાં આઠગણી દોલત આવશે. એક લાખ ફ્રેંક હજી આપણી પાસેછે. એ તો દોલત થઈ. વિચાર કરો, કેટલા બધા દહાડા સુખમાં–"

પણ કાઉન્ટ ટ્રેમોરલે જરા હશી ડોકી ધુણાવી. તે ઘણોજ ખુશી થયો હતો. આ બીચારી છોકરીની આંખમાં જુસ્સાનું તેજ પ્રકાશી રહ્યું હતું તે તેના ગર્વીષ્ટ સ્વભાવને ઘણું રૂચતું હતું. અહા ! કેવી પ્રીતિ તે જેનીમાં ઉત્પન્ન કરી શકયો હતો ! હવે જો તે મરી જાય તો તેને માટે તે કેવી દીલગીર થાય ! દુનીઆમાંથી કેવો એક ચળકતો હીરો નાશ પામવાનો હતો.

જેનીએ વળી કહ્યું, " આપણે અહીં રહીશુ નહીં, આપણે પારીસથી દૂર જઈ રહીશું. બેલવોલની પેલીગમ મોટા બગીચાવાળા બંગલામાં વર્ષે એક હઝારથી પણ ઓછા ફ્રેંકે ભાડે રહી શકાય છે. અને ત્યાં આપણે સુખેથી રહી શકીશું. પણ તમારે મ્હને છોડી જવી નહીં. નહીં તો પછી મ્હને ઇર્ષા આવે. આપણે નોકરોની જરૂર નથી. ઘર કેમ માંડવું તથા ચલાવવું તે તમે જોશો કે હું કેવી સારી રીતે જાણું છું. " હેકટર કાંઈ બોલ્યો નહીં, તેથી તેણે કહ્યું , " જ્યાં સુધી પૈસો ચાલશે ત્યાં સુધી આપણે હશીને દીવસ કહાડીશું. અને જ્યારે બધા ખાઈ જઇશું ત્યારે પછી તમારી મરજી હોયતો મરી જજો–આપણે બંન્ને જણ એક બીજાને મારી નાંખીશું. પણ પીસ્તોલ વડે નહીં. ના, આપણે કોયલા સળગાવીશું અને પછી બારી બારણા સજ્જડ બંધ કરી આપણે એક બીજાને ભેટી સૂઈ જઇશું. લોકો કહેછે આવી રીતે મરવાથી કાંઈ દુઃખ થતું નથી. "

આ છેલ્લું વાક્ય સાંભળી હેક્ટર જાગૃત થયો. તેની ગર્વની લાગણી દુખાઈ. કેમકે ત્રણ કે ચાર દીવસ ઉપરજ તેણે ન્યુસપેપરમાં એક ભઠીઆરાનો આ યુક્તિથી કરેલા આપઘાતનો હેવાલ વાંચ્યો હતો. તે કોયલામાંથી નીકળતી ગ્યાસથી ગુંગળાઇને બહાદુરીથી મરી ગયો હતો. તેને એમ કરવાનું કારણ પ્રેમ તથા નિરાશા હતાં, અને મરતાં પહેલાં પોતાની નિમકહરામ પ્રિયાને દુઃખ ઉપજે એવો પત્ર લખ્યો હતો. હવે આ અમીરજાદો તે ભઠીઆરીની પેઠે મરે! ન્યુસપેપરો તરતજ એ બે બનાવોનો મુકાબલો કરે તો પછી ડી ટ્રેમોરલનો છેલ્લો વંશજ, જેનું કુળ છેક મ્હોટા ધર્મ યુદ્ધના વખતનું જુનું હતું તેની હાંસી ન થાય? એક રાખેલી સ્ત્રીની ગોદમાં સુઈ ગુંગળાઇને મરી જવું એ કેવું હલકું કહેવાય? આ વિચારથી તેણે જેનીને તોછડાઇથી પાછી હડસેલી કહાડી, અને બેફીકરાઇથી બોલ્યો, "બસ, છોકરી, તું કહેછે તે બધું ઠીક હશે, પણ એ બનેજ નહીં. મ્હારા જેવો મ્હોટો માણસ મરી જાયછે તે ગુંગળાઇને નહીં." પછી જેનીએ જે નોટો પોતાના ગજવામાં પાછી મૂકી હતી તે બહાર કહાડી ટેબલ ઉપર નાંખી તે બોલ્યો, "હવે હું જાઉછું."

તે જતો હતો, પણ જેની બારણાં સરરી જઈ ઉભી અને બોલી, "ના હું નહીં જવા દઊં. તમે મ્હારાછો, કેમકે હું તમને ચહાઉછું. તમે જો એક ડગલું ચાલશો તો હું ચીસ પાડીશ."

કાઉન્ટે ખભા ઉંચા કર્યા. "બસ, બસ, હવે નાદાની છોડ."

"હું નહીં જવા દઊં."

"વારૂં ત્યારે, હું અહીંજ પીસ્તોલ ખાઇ મરીશ." અને પીસ્તોલ લમણા તરફ ધરી બોલ્યો, "જો મ્હને નહીં જવા દેતો હું ફોડીશ."

આ વખતે જેનીએ ચીસ પાડી નહીં. તેની આંખે અંધારાં આવ્યાં અને થોડી વારમાં બેભાન થઇ નિશ્વાસ નાંખી જમીન ઉપર પડી.

"નિરાંત થઈ," એમ બોલી હેક્ટરે પીસ્તોલ ગજવામાં મૂકી તથા જેનીને જેમની તેમ પડી રહેવા દઈ તે બહાર ગયો તથા બારણું પાછળથી અડકાવ્યું. પછી નોકરોને બોલાવી બધા વચ્ચે દસ નેપોલીઅન આપી ત્યાંથી ચાલતો થયો.

---

# પ્રકરણ ૧૩ મું.

## આત્મઘાતના વિચાર.

બહાર રસ્તામાં આવ્યા પછી કાઉન્ટ હેક્ટર બુલેવર્ડ તરફ ચાલ્યો, પણ એટલામાં તેના મિત્રો યાદ આવ્યા. પોતાની મિલકત જપ્ત થઈ હતી તે દરેકના જાણવામાં આવ્યું હશે. તેથી જો કોઈ એકાદ દોસ્ત મળી ગયો તો પછી તે દીલગીરી બતાવે, વખતે હાંસી કરે, એ તેને પસંદ નહોતું. તે જાણતો હતો કે તે લોકો પોતાના મનની ખુશી છુપાવી ખોટી દીલગીરી બતાવશે. તેણે પોતાની સારી અવસ્થામાં બીજાઓનાં એવાંતો અપમાન કર્યાં હતાં કે તેઓ તેની આ વખતે રાજી મશકરી કરે એમાં કાંઈ નવાઈ નહોતી. જ્યારે એક માણસે બીજાને પોતાની આબાદાની વખતે દુઃખી કર્યો હોય ત્યારે તે બીજાઓ તેની પડતી વખતે ખુશી થયા વગર રહેજ નહીં. આવા વિચારો આવવાથી તે બીજા રસ્તા તરફ વળ્યો અને નદી કીનારા તરફ ચાલ્યો. પોતે કયાં જાયછે તેના તેને જરા પણ દરકાર નહોતી. જેમ રસ્તો દેખતો ગયો તેમ તે ચાલ્યો ગયો અને સારૂં ભોજન જમ્યા પછી આમ ફરવાથી જે આનંદ થાયછે તે અનુભવતો ચાલ્યો. દીવસ એપ્રીલ મહીનાનો હતો અને પોતે હજી જીવતો હતો તેથી તેને ખુશી પેદા થઈ હતી. હવા સારી હતી તથા આખું પારીસ બહાર ફરવા નીકળ્યું હતું. શેહેરમાં જાણે તહેવાર હોય એમ જણાતું હતું. પૂલને છેડે ફુલ વેચનારાઓની ટોપલીઓમાં પૂષ્કળ ગુલાબ હતાં. કાઉન્ટે થોડાંક ખરીદ કર્યાં અને પોતાના કોટના બટનના કાણામાં ખોસ્યાં અને પૈસા આપ્યા હતા તેમાંથી બાકીના પાછા લીધા વગર આગળ ચાલ્યો. ચાલતાં ચાલતાં તે બુલેવર્ડ બોર્ડન આગળ આવી પહોંચ્યો. અહીં મદારીઓ ખેલ કરતા હતા તથા વાંસળી વગાડતા હતા. તેથી તે પોતાની સુસ્તીમાંથી જાગૃત થયો અને પોતાની સ્થિતિનું તેને ભાન આવ્યું. પારીસ તો છોડવુંજ જોઇએ. એમ વિચાર કરી તે ઓરલીઅન્સના સ્ટેશન તરફ ગયો. ત્યાં જઈ પોરટરને પૂછ્યું ઇટેમ્પ્સ જવાની ગાડી હવે ક્યારે આવશે. તેણે ઇટેમ્પ્સ કોણ જાણે કેમ પસંદ કર્યું ? પોરટરે જવાબ આપ્યો કે એક ગાડી હમણાંજ ગઇછે તથા બીજી બે કલાકમાં જશે. આ સાંભળીને તે ખિન્ન થયો. સ્ટેશન ઉપર બેશી રહી બે કલાક ગાળવાથી

કંટાળો આવશે એમ ધારી જારડીનડી પ્લેંટીસમાં જઈ ફરીને વખત ગાળીશ એમ વીચાર કરી તે તરફ ગયો.

તે દશ બાર વર્ષથી અહીં આવ્યો નહોતો. છેક ન્હાનો નિશાળમાં ભણતો હતો ત્યારે તેના સાથીઓ સાથે અહીં જાનવરો તથા પક્ષીઓને જોવા આવતો, પણ ત્યાં કાંઈ ફેરફાર થયો નહોતો. બધું તેમનું તેમ હતું. તે એક પાટલી ઉપર દૂર જઈ બેઠો અને પોતાની સ્થિતિ ઉપર વિચાર કરવા લાગ્યો. ગુજારેલાં વર્ષો તેને યાદ આવ્યાં પણ તેમાં એક દીવસ પણ તેણે કામનો ગાળ્યો હોય એમ યાદ આવ્યું નહીં. લાખો ફ્રેંક તેણે ઉડાવી નાંખ્યા હતા પણ એક પણ ઉપયોગી ખર્ચ તેણે કર્યું નહતું. વીસ ફ્રેંકની તેણે કોઇને બક્ષીસ આપી હોય એમ તેને યાદ આવ્યું નહીં. તેના આટલા બધા મિત્રો હતા પણ તેમાંના એકને પણ હાલ તે પોતાનો કહી શકતો નહોતો. અને જ્યારે તેણે ભૂતકાળની આરસીમાં નજર કરી ત્યારે તેને જણાયું કે પોતાની અત્યાર સુધીની જીંદગી નિરર્થક વહી ગઈ હતી. તે પોતાને માટે જીવ્યો નહતો પણ બીજાઓને માટેજ. 'અહા ! હું કેવો મૂર્ખ ! કેવો નાદાન !' એ વિચારથી તે ખિન્ન થયો અને હવે અત્યાર સુધી બીજાઓને માટે જીવી બીજાઓને માટેજ મરવા તૈયાર થયો. તેનું અંતઃકરણ પીગળ્યું. આઠ દીવસ પછી કોણ તેને સંભારશે ? કોઇજ નહીં. વખતે જેની સંભારે. પણ ના ! તે પણ બીજા કોઈ યારને પસંદ કરી પોતાને જલદીથીજ વિસારી દેશે. એટલામાં બગીચો બંધ કરવાનો ઘંટ વાગ્યો. સાંજ પડી હતી તથા સીન નદી ઉપર ધુમસ વરસી રહી હતી. કાઉન્ટને ટહાડ વાઈ તેથી તે ઉઠયો. "ચાલો ત્યારે સ્ટેશન ઉપર," કહી તે ત્યાંથી ચાલ્યો ગયો.

હવે તેને ભયંકર વિચારો આવવા લાગ્યા. કોઈ જંગલમાં અંધારામાં ઝાડને છાંયડે પીસ્તોલ ખાઈ મરી જવું એથી તે ગભરાયો. શરીરમાંથી લોહી વહ્યાં કરે, ઘવાયલો કોઇ ખાડીમાં પડેલો હોય ત્યાં કોઈ તેને જૂએ તો તેના અંગ ઉપરના દાગીના ચોરી લે, તથા પછી પોલીસને ખબર પડતાં તેને ઉપર 'મોર્ગ'માં લેઈ જઈ પથરા ઉપર સુવાડે ! "ના, કદી નહીં."

પણ ત્યારે મરવું કેમ ? તેણે ઘણો વિચાર કર્યો અને આખરે સીન નદીને કીનારે કોઈ બીજા વર્ગની હોટેલમાં જઈ મરી જવું એમ વિચાર કર્યો. તેથી તે તરફ વળ્યો. બેફીકરાઇનાં ચિન્હો તેનાં મુખ ઉપર હતાં તે હવે

દીલગીરીનાં થયાં. તેને દુઃખ થતું હતું. માથું દુઃખતું હતું તથા ટહાડ વાતી હતી. તેણે વિચાર્યું, "જો હું આજ રાત્રે મરી નહીં જાઉં તો કાલે સ્હવારે રાષ્ય ઇન્ફ્લ્યુએન્ઝા થશે." આ ગમ્મતના વિચારથી તેના મ્હોં ઉપર હાસ્ય આવ્યું નહીં પણ ઉલટી મરવાની દૃઢતા વધી. તેણે હોટેલ શોધવા માંડી પણ તેને યાદ આવ્યું કે હજી સાત તો વાગ્યા નથી તેથી એટલા વહેલાં એક ખંડ ભાડે લેવો એ નવાઈ જેવું ગણાશે તથા તેથી લોકો વહેમાશે. પોતાની પાસે સો સવાસો ફ્રેંક ગજવામાં હતા તેથી તેણે છેલ્લી વારનું જમવાનો ઠરાવ કર્યો. તે સારામાં સારી ખાવાની જગોએ ગયો અને ત્યાં તે ત્રણ સીસા દારૂના પી ગયો. પણ તેના વિચારો તેના મગજમાંથી ખસ્યા નહીં, તથા ઇન્તેજારી તથા દીલગીરી ગયાં નહીં. તે ખાવાની ચીજોને તો અડકયોજ નહોતો અને તેથી નોકરો પણ અજબ થયા. જેમ જેમ તે દારૂ પીતો ગયો તેમ તેમ તે વધારે ને વધારે વિચારમાં ગરક થતો ગયો. તેના આ જમણના ૯૦ ફ્રેંક થયા તે બદલ ગજવામાંથી છેલ્લી સો ફ્રેંકની નોટ કહાડી ટેબલ ઉપર ફેંકી ચાલ્યો ગયો. હજી પણ વખત હતો તેથી તે પાસેની એક ચહા કોફી પીવાની દુકાને ગયો, અને ખૂણામાં જઈ ત્યાં પડેલા એક ટેબલ આગળ બેઠો. તેણે કોફી મંગાવી અને ત્રણ ચાર પ્યાલા એકદમ પી ગયો. તેના મનમાં કે શરીરમાં કાંઈ કૌવત આવે, હીમત વધે, જેથી પોતાની ધારેલી યોજનામાં પછીથી ડર ન ખવાય. પણ પીવાથી તેનો નિશ્ચય લૂલો થતો ગયો. પોતે એકલોજ આ દુકાનમાં હતો તે જોઈ નોકરે તેને એક ન્યુસપેપર વાંચવા આપ્યું. તેણે તે કાંઇ પણ ધારણા વગર લીધું. અને કાંઈ વાંચવું જોઇએ તેથી તે ઉપર નજર ફેરવી. તરતજ એક ફકરો તેણે નીચે પ્રમાણે વાંચ્યો. "આ વર્ત્તમાન પત્ર છપાતી વેળાએ અમને ખબર મળીછે કે એક જુવાન અમીર આત્મઘાત કરવાનો પોતાનો ઇરાદો દર્શાવી અલોપ થઈ ગયોછે. અમને ખબરો મળીછે તે એવી જૂદા જૂદા પ્રકારનીછે કે આવતી કાલે વિગત આપીશું. દરમ્યાન અમે તે ખરી ખબર શોધી કહાડીશું." આ લીટીઓથી હેકટર ગભરાયો. એ એના મોતનો હુકમ હતો. હવે તે ફરી શકે એમ નહોતું. કેમકે જે પ્રજામતનો તે ખુશામતીઓ હતો તેનોજ આ ઠરાવ થઈ ગયો. તે ગુસ્સાથી બોલ્યો. "તેઓ મારા વિષે બોલ્યા ચાલ્યા વગર રહેનાર નથી." પછી ઓચીંતાનોજ નિશ્ચય કરી બોલ્યો, "બસ, ચાલ, હવે આનો અંત આણવો જોઇએ."

તે તરતજ એક આબરૂદાર હોટેલમાં ગયો. ત્યાં તેનો દેખાવ જોઈ નોકર એક સારા મજેના ખંડમાં લેઈ ગયો. તેણે દેવતા સળગાવવાનો હુકમ કર્યો, તથા ખાંડ, પાણી, તથા લખવાનાં સાહિત્યો મંગાવ્યાં. અત્યારે તે સ્હવારના જેટલોજ દૃઢ હતો. તે બોલતો હતો કે મ્હારે હવે ઢીલ કરવી ન જોઇએ પણ મ્હારા નસીબને આધીન થવું જોઇએ. તે ટેબલ આગળ બેઠો અને પોલીસ માટે એક પત્ર લખવા માંડયો. તેણે શરૂ કર્યું. "મ્હારા મોત સારૂ કોઈ પણ માણસો ઉપર આરોપ મૂકવો નહીં. હોટેલવાળાનો કસૂર જરા પણ નથી," વિગરે લખી પત્ર પૂરો કર્યો. અગીઆર વાગ્યા એટલે પીસ્તોલ છાજલીમાં મૂકી બોલ્યો, "મધ્ય રાત્રીએ પીસ્તોલ ખાઇશ. હવે એક કલાક જીવવાનો રહ્યો."

પછી એક આરામ ખુરશી ઉપર પડી પોતાનું મ્હોં હાથમાં સંતાડયું. તે તેજ વખતે કેમ મરી ન ગયો? પોતાની જીંદગી એક કલાક વધારે લંબાવી દરમ્યાન દુઃખ ભોગવવું તેને કેમ દુરસ્ત લાગ્યું? તેનો જવાબ તે પોતે પણ દઈ શકયો નહીં. તે પોતાની ગઈ ગુજરી વાતો ઉપર વિચાર કરતો હતો. તથા તે કેટલો જલદી આ ખંડમાં આવવા જેવી સ્થિતિમાં આવી ગયો હતો તેનો વિચાર કરતો હતો. વખત કેટલો જલદી જતો રહ્યો હતો? તે પ્રથમ કરજે પૈસા લેવા ગયો તે કાલેજ જાણે ગયો હતો એમ તેને લાગ્યું. પણ આ પોતાની મુર્ખાઇથી તેને માઠું લાગ્યું તેથી તેણે બીજી બાબતો ઉપર વિચાર કરવા માંડયો. "પેલો ફકરો વાંચ્યો તે જેનીએ લખાવ્યો હશે. તે મુર્છામાંથી સાવધ થયા પછી મ્હારી પાછળ દોડી હશે. બુલેવર્ડમાં હું નહીં જડવાથી તે મ્હારે ઘેર ગઈ હશે, ત્યાંથી કલબમાં ગઈ હશે તથા ત્યાંથી મ્હારા મિત્રોને ઘેર ગઈ હશે. તેથી અત્યારે બુલેવર્ડના લોકો મ્હારે માટે વાતો કરતા હશે. 'અરે સાંભળ્યું કે? ગરીબ બીચારો ટ્રેમોરલ! કેવો અદ્ભુત બનાવ? હતો તો સારો પણ જરા–' આવી વાતો જાણે તે સાંભળતો હોય તથા જાણે 'પણ જરા' કહી તે લોકો પોતાની ઠેકડી કરેછે તે જાણે સાંભળ્યુંજ હોય તેમ તે ચમકયો.

પણ વખત વહી જતો હતો. સાડા અગીઆર વાગી ગયા હતા. અને હજી વિચાર કર્યાં કરતો હતો. એમ કરતાં મધ્ય રાત્રીમાં એકજ મિનિટ રહી. કાઊન્ટ ઉઠયો, એક પીસ્તોલ લીધી. બારનો પહેલો ટકોરો ગાજી રહ્યો. પણ

પીસ્તોલ ફોડી નહી. હેક્ટર બહાદુર ગણાતો હતો. તે ઓછામાં ઓછી ૭ દ્વંદ્વ લડાઈ લડયો હશે. તથા લડતી વખતની તેની હીંમતથી સર્વ લોકો તેનાં વખાણ કરતા હતા. એક વખત તેણે પોતાના સામાવાળીઆને મારી નાંખ્યો હતો અને તે રાતે તે નિરાંતે ઉંઘ્યો હતો. તોપણ હજી તેણે પીસ્તોલ ફોડી નહીં.

હીમત બે જાતની હોય છે; એક ખોટી બહાદુરી હોયછે, તે લોકોને દર્શાવવાની હોયછે, અને તેને અમલમાં આણવાને ફક્ત લાગણીના જોર તથા લોકોનાં વખાણનીજ ફક્ત જરૂર છે.—બીજી ખરેખરી હીંમત છે અને તે લોકોના મતની જરા પણ દરકાર કર્યા વગર અંતઃકરણના હુકમનેજ માનેછે. બાર ઉપર બે મીનીટ થઈ ગઈ અને હજી પણ પીસ્તોલ કપાળ સામે તે ધરી રહ્યો. તેણે વિચાર કર્યો, 'શું મને બ્હીક લાગેછે?' ખરેખરો તો તે બ્હીકણ હતો, પણ તે કબૂલ કરતો નહોતો. તેણે પીસ્તોલ ટેબલ ઉપર મૂકી દીધી, અને દેવતા નજીક જઇને બેઠો. તેના હાથ પગ ધ્રુજતા હતા. તે બોલ્યો. "એતો અમસ્થી કંપારી આવી છે, હમણાં મટી જશે."

એક વાગ્યા સુધી વાટ જોવાનો નિશ્ચય કરી આત્મઘાત કરવાની જરૂર છે કે નહી તેનો વિચાર કરવા બેઠો. "જો હું મરીશ નહીં તો મ્હારૂં શું થશે? હું જીવીશ કેમ? કાંઈ મજુરી તો થવાનીજ નથી. તેમાં વળી આખા પારીસમાં ખબર ફેલાઈ ગઈ કે હું મરવાનો છું, પછી મ્હારાથી મ્હોં કેમ બતાવાશે.?" આવી વાતથી તે ઘણોજ ગુસ્સે થયો, અને આવેશમાંજ પાછી પીસ્તોલ લીધી. પણ તે ટહાડી ધાતુના સ્પર્શથીજ હાથ પડી ગયો. અને પાછો ધ્રુજતો ધ્રુજતો અસલની જગાએ જઈ બેઠો. "નહીં, મારાથી નહીં મરાય." પીસ્તોલના ઘાથી દરદ થશે, એથી ઉલટી કંપારી વધી. આથી વધારે નરમ મોત કેમ તેણે પસંદ ન કર્યું? ઝેર ખાઇને અથવા ભઠીઆરાની માફક ગુંગળાઇને કેમ મરી ન ગયો? અત્યારે તેની હાંસી થશે એ વિચાર ન આવ્યો. તેને લાગ્યું કે મરવા સારૂ જે હિંમતની જરૂર છે તે નથી. એમ અડધે અડધે કલાકે મરણનો વખત લંબાવતોજ ગયો. તેણે આ રાત ખરા દુઃખમાં ગાળી. દીલના દુઃખ તથા ગુસ્સાથી તે રોયો, હાથ આમળી નાંખ્યા, અને પ્રાર્થના પણ કરી. સ્હવાર પડતાં તે છેક લોથ થઈ ગયો. અને એવી નિર્બળ અવસ્થામાં તે આરામ ખુરશીમાંજ કાચી ઉંઘમાં પડયો. સ્હવારે કોઇએ બારણું ઠોકયું; અને અંદર એક નોકર નાસ્તાનો હુકમ લેવા આવ્યો.

પણ હેક્ટરનો વિકાળ ચ્હેરો તથા ચુંથાઈ ગયેલો પોશાક જોઈ આશ્ચર્યથી પાછો હઠયો. કાઉન્ટે તેને જવાબ આપ્યો, "મ્હારે કાંઈ નહીં જોઈએ. હું નીચે જાઉંછું."

બીલ ચૂકવી આપતાં ૭ સૂ વધ્યા તે નોકરને આપી દીધા. અને કાંઈ પણ ધારણા વગર તે આગળ ચાલ્યો. મરવાનો તો તેનો નિશ્ચય મજબૂત થતો ગયો. પણ તે અમલમાં આણવા સારૂ તેણે કેટલાક દીવસની મહેતલ લીધી. પણ તેટલા દરમ્યાન રહેવું શી રીતે? એક સૂ સરખો તેની પાસે નહોતો. આખરે તેને એક દુકાન યાદ આવી,-દાગીના ઘરેણે મૂકવાની જગા!

તેણે જાણ્યું શરીર ઉપરના દાગીના ઘરેણે મૂકવાથી કાંઈ રકમ આવશે, તેથી તે આમતેમ ફરતાં એક એવી દુકાને જઈ પહોંચ્યો. મેળાપ ખંડમાં ઘણા લોકો એકઠા મળેલા હતા. જગા તથા દેખાવ નાખુશ કરે એવો હતો, તોપણ લોકોનાં મ્હોં ઉદાસ નહોતાં. તેમાં કેટલાક વિદ્યાર્થીઓ હતા અને પોતાનો વારો આવે ત્યાં સુધી આનંદમાંજ વાતો કરતા હતા. કાઉન્ટ ડી ટ્રેમોરલ હાથમાં ઘડીઆળ તથા અછોડો લેઈ આગળ વધ્યો, તથા આંગળી પરથી હીરાની વીંટી પણ કહાડી લીધી. તે શરમાયો, કેમકે શી રીતે આ વસ્તુઓ ગીરો મૂકવી એ તેને ખબર નહોતી. એક જુવાન ઓરતને તેનાં ગભરામણથી દયા આવી, તેથી તેણે કહ્યું, "જૂઓ, આ લીલા પડદાવાળી બારી આગળ જઈ ટેબલ ઉપર તમારી વસ્તુઓ મૂકો." તેણે તેમ કર્યું અને થોડીજ વારમાં અંદરથી અવાજ આવ્યો, "ઘડીઆળ તથા અછોડાના બારસેં ફ્રેંક."

આવી મ્હોટી રકમ સાંભળી સર્વ જણ છક થઇ ગયા. દરેક જણ વાત કરતા અટકી પડયા, તથા આ લખેશ્વરી તરફ ઇર્ષાથી જોવા લાગ્યા. પણ આ લખેશ્વરીએ કાંઈ જવાબ આપ્યો નહીં. જે સ્ત્રીએ પ્રથમ તેને શીખવ્યું હતું તેણે કાઉન્ટનો હાથ પકડયો અને કહ્યું, "આ તમારે સારૂછે."

હેક્ટરે કહ્યું "હું લેઇશ ત્યારે." તેને આથી એવીતો ખુશી થઈ કે પોતાનું દુખ તે વિસરી ગયો. બારસે ફ્રેંક! ત્યારે હજી કેટલાક દીવસ જીવવાના મળ્યા. કેટલાક કારકુનો તો બીચારા આટલી રકમ એક વરસમાં પણ કમાતા નથી! થોડીવાર પછી વળી તે કારકુન બોલ્યો, "આ બારસેં ફ્રેંક કોના છે?"

કાઉન્ટ આગળ વધ્યો અને બોલ્યો, "મ્હારા છે."

" તમારૂં નામ ? "

હેક્ટર અચકર્યો. આવી જગામાં પોતાનું ખરૂં નામ કેમ અપાય ? તેથી તેને પ્રથમ નામ યાદ આવ્યું તે કહ્યું. " ડ્યુરેંટ. "

" તમારાં કાગળીઆં કયાં છે ? "

" ક્યીયાં કાગળીઆં ? "

" તમારી નામની નીશાનીઓનાં, ઘર ભાડે લીધું હોય તો ભાડા ચીઠ્ઠીનાં, બંદુક રાખતા હોતો પરવાનો, એવી કોઈ વસ્તુ તમારી પાસે છે કે નહીં ? "

" મારી પાસે તો કાંઈ નથી. "

" ત્યારે લઈ આવો, નહીંતો બે આબરૂદાર માણસોની ઓળખાણ લાવો."

" પણ—"

" પણ બણ કાંઈ નહીં. બીજો કોણછે ? "

કારકુનની આવી વર્તણુકથી કાઉન્ટનો તો મીજાજ ગયો. તેણે કહ્યું, " વારૂં ત્યારે, મારી વસ્તુ પાછી આપો. "

કારકુન ખડખડાટ હસી પડયો. " અંહં:, એ કાંઇ પાછી મળે નહીં. જે ચીજો નોંધાઇ ગઈ તે પાછી મળેજ નહીં. તે તમારી છે તેની ખાત્રી લાવો, " એમ કહી તે પોતાનું કામ કરવા મંડયો. " એક ફ્રેંચ શાલ—૩૫ ફ્રેંક—કોણ છે? "

હેક્ટર આ દુકાનેથી ઉતરી બહાર આવ્યો. તેને આટલું દુ:ખ કદી થયું નહોતું. તેમ આટલું દુખ પોતાની ઉપર આવી પડશે એવી એને સ્વપ્નામાં પણ ભ્રાંતિ નહોતી. તેને જીવવાની ફકત એકજ નહાની આશા હતી, અને તે આમ ભંગ થઈ ગઈ. આ દુકાને મૂકેલા દાગીના એનું સર્વસ્વ હતું. હવે મરવામાં કાંઈ અદ્દભૂત બનાવ રહ્યો નહીં. હવે તો મરવા વિના છુટકોજ નહીં. અને મરવાનો વખત પસંદ કરવાનું રહ્યું નહીં. તત્ક્ષણજ મરવું જોઇએ કેમકે એક દીવસ પણ વધારે જીવવાની તેને આશા નહોતી. અને જીંદગીતો તેને અત્યારે ઘણીજ પ્રિયકર લાગી. જુવાની તથા કૌવતનું જોર તેને અત્યાર જેટલું કદીપણ માલમ પડયું નહીં હોય. તેને હવે લાગ્યું કે અત્યાર સુધી મ્હેં કદી પણ ખરૂં ઇર્પાજનક સુખ ભોગવ્યું નથી. એતો ખરૂં કે જે જે વસ્તુઓ તેણે ખરીદ કરી હતી તે માત્ર કહેવાની હતી, કેમકે તેમાંની એક

પણ ચીજ વાપરીને ખરૂં સુખ તેણે કદી ભોગવ્યું નહોતું. તેણે જેનીને દસ હજાર ફ્રેંક આપી દીધા, તથા નોકરોને બસેં આપી દીધા, તથા ચહા કાફીની દુકાને નોકરને છ સૂ આપ્યા તે, તથા ફુલના પૈસા આપ્યા, તેથી હવે તેનો જીવ બળવા લાગ્યો. ફુલ હજી તેના બટનના કાણામાં કરમાયલાં તથા પીલાયલાં રહ્યાં હતાં. પણ તેથી એને ફાયદો શો થયો હતો? અને તેને સારૂ જે સૂ ખર્ચ્યા હતા તે જો પાસે હોત તો કેટલા કામ આવત? અહા! લાખો ફ્રેંક ઉડાવી દીધા તે સારૂ નહીં પણ હવે થોડા ત્રાંબાના કડકા વાપર્યા તે સારૂ તેનો જીવ બળ્યો. હજી પણ કાંઇ થોડા પૈસા તેને મળે ખરા. પણ તે સારૂ તેને પોતાને ઘેર જઈ જે વસ્તુઓ જપ્ત થઇ નહોય તે લેવી જોઈએ અને લોકોને એમ જણાવવું પડે કે મોતથી ડરી હજી જીવતો રહ્યોછું. પોતાના મિત્રોની મશ્કરીથી હસતી આંખો તેને પીસ્તોલની ગોળીથી વધારે દુઃખ દાયક માલૂમ પડી. દુનીઆ કાંઈ છેતરાશે નહીં. જ્યારે કોઈ માણસ મરવાનો નિશ્ચય જણાવેછે ત્યારે તેણે ગમે તેમ કરીને મરવુંજ જોઇએ. આ પ્રમાણે હેકટર પોતે કહ્યું હતું કે હું મરીશ તથા વર્ત્તમાનપત્ર વાળાએ તેની આ ધારણા છાપી હતી તેથીજ મરવાને તૈયાર થયો. જેમ જેમ તે આગળ ચાલતો ગયો તેમ તેમ તેને લાગવા માંડયું કે પોતાના મરવાના ઠરાવ પ્રમાણે વર્ત્તવાનું ફકત આ જ કારણ હતું, અને પોતાની બેવકુફીથી તેને ઘણોજ પરીતાપ થયો.

પાસેના જંગલમાં એક એકાંત જગા તેને યાદ આવી. ત્યાં તે દ્વંદ્વ યુદ્ધ લડયો હતો. તે જગાએ હવે પીસ્તોલ ખાવાનો તેણે વિચાર કર્યો. હવા ખુશનુમાં હતી, અને રસ્તામાં પ્રીતમોનાં ટોળાં મજાહ કરતાં જતાં તેણે જોયાં. નદીના કીનારે મજુરો ગ્લાસમાં પાણી પીતા હતા, અને સર્વ ઠેકાણે દરેક વસ્તુ રમણીય લાગતી હતી. એવી જગાએ તથા વખતે હેકટર કંગાળ સ્થિતિમાં હતો. સેવર્સના પૂલ આગળથી તે નીચે નદી કીનારે ઉતર્યો અને નદીમાંથી ખોબા વડે પાણી પીધું. તરસ છીપાવવા દારૂ પીવા પાસે એક સૂ સરખો નહોતો. શીથળતા તેના શરીરમાં આવી અને તેથી તે પાસે ઘાસ ઉપર બેઠો. મોત તેને દુઃખમાંથી છુટકારા તરીકે લાગ્યું. અને તેથી તે જરા ખુશ થયો. પાસેજ નદી કીનારા ઉપર ભોજન ગૃહ હતું તેની બારીમાંથી તથા પાસેના પૂલ ઉપરથી પોતે ઉભો હતો તે જગા સ્પષ્ટ દેખાતી હતી. પણ અત્યારે તે એવો તો નિરાશ થઇ ગયો હતો કે કોઈ દેખશે તેની તેને

દરકાર ન રહી. અને તેથી તે મનમાં બોલ્યો, "બીજે ઠેકાણે મરવું તે કરતાં અહીં મરવું શું ખોટું છે ?"

તેણે પીસ્તોલ ગજવામાંથી કહાડી. એટલામાં કોઈ "હેકટર, હેકટર," કરીને બુમ મારતું તેની તરફ આવતું સાંભળ્યું. તે એકદમ ઉભો થયો, પીસ્તોલ સંતાડી દીધી. અને આસપાસ જોયું. કોઈ માણસ પોતા તરફ હાથ લાંબા કરીને દોડતો આવતો હતો. તેની ઉમર પોતાના જેટલીજ હતી; તે મજબૂત બાંધાનો, હસમુખા તથા ભલા સ્વભાવનો, સ્વચ્છ અંતઃકરણ વાળો હતો. તે એવો હતો કે તેને પ્રથમ જોઇને માણસને ખૂશી થાય, અને એક અઠવાડીઆની સંગતિથી તેનો જીવ જાન મિત્ર થાય. હેકટરે તેને ઓળખ્યો. તે તેનો કોલેજમાંનો દોસ્તદાર હતો. તેઓ પ્રથમ જીવજાન દોસ્ત હતા. પણ બે ત્રણ વર્ષથી તેઓ એક બીજાને મળ્યા નહોતા. ટ્રેમોરલ ઘણાજ આશ્ચર્યથી બોલી ઉઠયો, "સોવરસી ?"

તે નવો આવનાર દમ ખાતો ખાતો બોલ્યો, "હા, હું તને બે મીનીટથી જોયાં કરતો હતો. અહી તું શું કરેછે ?"

"હું ? કાંઈ નહીં."

"અહા ! ત્યારે તારે ઘેરથી મને ખબર મળી તે ખરીજ છે ? હું આજે સવારે ત્યાં ગયો હતે."

"તારૂં શું થયુંછે તે તો કોઇને માલમ નથી. પણ તેં જેનીને કાલે પીસ્તોલ ખાઈ મરવાનો ઇરાદો બતાવ્યો હતો તે સર્વને માલમ છે. ન્યુસપેપર વાળાઓએ તો તારા મરણની સવિસ્તર નોંધ લીધીછે. તે વાંચીને હું તારે ઘેર ગયો હતો."

હેકટરને સોવરસીના કહેવાથી અસર થઈ અને કરૂણ સ્વરે બોલ્યો, "જો ત્યારે મ્હારે હવે મરવુંજ જોઇએ."

"શા માટે ? ફક્ત વર્તમાનપત્ર વાળાઓને પોતાની ભૂલ સુધારવાની તસ્દી પડે માટે ?"

"લોકો કહેશે હું બ્હીન્યો—"

"છિ: છિ: છિ: છિ:, લોકો તો તને એથી બેવકુફ ગણશે. એવું તે કાંઈ બને ? તું શા વાસ્તે મરેછે ?"

હેકટરે વિચાર કર્યો. તેણે જાણ્યું કે વખતે જીવી શકાય પણ ખરૂં. તેણે

દીલગીરીથી કહ્યું, "મ્હારૂં સર્વસ્વ નાશ પામ્યું છે."

"બસ! એજ કે બીજું કાંઈ? હું તને ખરેખરૂં કહું છું કે તું મૂર્ખ છે. ત્હારૂં સર્વસ્વ નાશ પામ્યું છે? અલબત્ત, એ એક મ્હોટો બનાવ બન્યોછે. પણ તારી ઉમરના માણસો પાછા ટટાર થાયછે. પણ તું કહેછે તેમ છેક તું ખરાબ નથી થયો. મારી વાર્ષિક ઉપજ એક લાખ ફ્રૅંકની છે."

"એકલાખ ફ્રૅંક?"

"હા. મ્હારી મિલ્કત બધી જમીનમાં સમાયલી છે અને તેના મ્હને ચાર ટકા વ્યાજ મળેછે."

ટ્રેમોરલ જાણતો હતો કે સોવરસી પૈસાદાર છે. પણ તે આટલો ધનવાન છે તે તે કદી જાણતો નહોતો. તેને ઇર્ષા ઉત્પન્ન થઇ અને તેથી બોલ્યો, "મ્હારી પાસે તેથી પણ વધારે હતું; પણ આજે સ્હવારે ખાવાને એક બીસ્કીટ પણ મ્હને મળી નથી."

"અને આ વાત તેં મ્હને પ્રથમ કહી નહીં? પણ ખરૂં, તારી સ્થિતિ દયા ઉપજાવે એવીછે. ચાલ, જલદી." એમ કહી સોવરસી તેને પાસેના ભોજન ગૃહમાં લેઇ ગયો.

પોતાની હાસ્યજનક અવસ્થામાં સોવરસીએ તેને જોયો હતો તે તે જાણતો હતો. જ્યારે કોઈ માણસે મરવાનો ઠરાવ કર્યો હોય તેને આવો કોઈ મિત્ર મળે તો પીસ્તોલ સંતાડવાને બદલે ઉલટો તે ઘોડો દબાવીને તે મદદ કરે તે પહેલાં મરણ પામેછે. પણ સોવરસી તેનો ખરો મિત્ર હતો અને તેથી તેની આવી હાસ્યજનક સ્થિતિથી તેણે તેની મશ્કરી કરી નહીં. તથા તેને બ્હીકણ કહી દુઃખ દીધું નહીં. હેકટર શરમીંદો થયો હતો, પણ આથી તે શરમીંદો થયો નહીં, અને જ્યારે ટેબલ આગળ જમવા બેઠો તે વખતે ત્રાસ આવે એવા સંકટમાંથી જાણે તે બચ્યો હોય અને તેથી જેમ ખુશાલી પેદા થાયછે તેવી તેને ખુશી પેદા થઈ. તેણે સોવરસીને તમામ હકીકત કહી. પોતાની મગરૂબી, છેલ્લી ઘડીએ થયલો ભય, હોટેલમાં આખી રાત ત્રાસમાં ગાળી હતી તે તથા ગીરો મૂકવાની દુકાને ઉપજેલી તેની નિરાશા એ સર્વ કહી સંભળાવ્યું. તેણે કહ્યું, "અહા! સોવરસી, તેં મ્હને બચાવ્યો છે. તું મ્હારો ખરો મિત્ર છે. મ્હારો એકનો એકજ મિત્ર–મ્હારો ભાઇછે?"

આમ વાત કરતાં કરતાં બે કલાક વીતિ ગયા. આખરે સોવરસીએ કહ્યું, "ચાલો, આપણે હવે શું કરવું તેની ગોઠવણ કરીએ. તારે થોડા વખત સુધી છુપાં રહેવું છે? હા, તેમ કરવું જોઇએ ખરૂં. પણ આજે રાત્રે વર્તમાન પત્ર વાળાને ચાર લીટી લખવી અને કાલે હું તારી મિલ્કતની વ્યવસ્થા કરીશ. તે કામમાં હું કુશળ છું. અલબત્ત, તારી સ્થિતિની મ્હને બરોબર ખબર નથી. પણ તારી ગંજાવર મિલ્કતમાંથી થોડુંક હું બચાવી શકીશ. આપણી પાસે પૈસા છે, તેથી તારા માંગનારાઓને પતાવીશું."

હેકટર બોલ્યો, "પણ હું જઇશ કયાં?" એકલા રહેવાના વિચારથી તે ત્રાસ પામ્યો.

"શું? કયાં રહીશ? કયાં રહેવું હતું? અલબત્ત, મારે ત્યાં વેલફ્લુલુના મહેલમાં. તું જાણતો નથી કે હું પરણ્યો છું? અહા! મિત્ર, હું ખરેખર સુખી માણસ છું. હું ફક્ત પ્રેમને ખાતરજ પરણ્યો છું. અને મ્હારી સ્ત્રી ખુબસુરત તથા ઉત્તમ સ્વભાવની છે. તને અમારા ભાઈ તરીકે અમે રાખીશું. ચાલ, મ્હારી ગાડી દરવાજા આગળ ઉભી છે, આપણે જઇએ."

## પ્રકરણ ૧૪ મું.

### સોવરસી તથા બર્થા.

મો. પ્લૅંટટ અટકયો. એના સોબતીઓ અક્ષર સરખો પણ વચ્ચે બોલ્યા નહોતા કે કાંઈ નીશાની સરખી કરી નહોતી. મો. લેકોક સાંભળતો હતો તેમ વિચાર કરતો જતો હતો, તથા મનમાં પૂછતો કે આવી ઝીણી ખબરો તેને કયાંથી મળી હશે. ટ્રેમોરલનો આવો વિસ્મયોત્પાદક ઇતિહાસ કોણે લખ્યો હશે? તેણે કાગળીઆં તરફ નજર કરી તો માલમ પડયું કે બધું લખાણ એકજ માણસના હાથનું લખેલું નહોતું.

તે વૃદ્ધ માજીસ્ટ્રેટે શરૂ કર્યું.

બર્થાલિચેઇલુ તેના સુભાગ્યે કોઈ અણધાર્યા બનાવથીજ મેડમ સોવરસી થઈહતી. તેનો સ્વામી ધારતો હતો તેથી ઉલટું તે તેને ચ્હાતી નહોતી. તે એક ગરીબ ગામઠી નીશાળના મહેતાજીની પુત્રી હતી. તે મહેતાજીની મ્હોટામાં મ્હોટી લાલચ વરસેલની નીશાળમાં મદદનીસ શિક્ષકની જગો મે-

બળવાની હતી. બર્થા જોકે એક મ્હોટામાં મ્હોટી મિલ્કતની માલેક થઈ હતી તો પણ તે સંતોષ પામી નહોતી. દરેક મોજ શોખ તે ભોગવતી, જે જે વસ્તુની જરા પણ ઇચ્છા થતી તે તેને એકદમ મળતી, તેનાથી હલકી સ્થિતિના લોકો તરફથી તેને માન મળતું, તેના જેવી સ્થિતિવાળા માણસો તેની દોસ્તી કરવા ઘણુંજ ઇન્તેજાર રહેતાં. તો પણ તે અસંતોષી રહેતી. તેને જીંદગી નિઃસ્વાદ લાગી, અને તે એટલાજ માટે કે દરેક ઠેકાણે એવી તો વ્યવસ્થા કરવામાં આવી હતી કે તેને કોઈ પણ વાતે જરા પણ હેરાની પહોચે નહીં. શીકાર કરવા જવું, ઘોડે બેસી ફરવા જવું, ખાણાં તથા નાચ પાર્ટી આપવી, પરહોણાઓને બોલાવવા તથા દરેક રમત ગમતમાં ભાગ લેવો, એના કરતાં વધારે જુસ્સા વાળી મોજ તેને ગમતી. કાંઈ નવીજ લાગણીઓ ઉત્પન્ન કરે, કાંઈ નવુંજ કામ થાય, જેમાં કાંઈ ન ધારેલી હરકતો આવે તથા અદ્‌ભૂત ચમત્કાર બને એવી મોજ તેને રૂચતી. પહેલ વહેલો સોવરસીને તેણે જોયો ત્યારથીજ તેના તરફ તેને અણગમો આવ્યો. અને જો કે તે પોતાનો અણગમો બહાર દેખાડતી નહોતી તોપણ જેમ જેમ તેની મોહીણીની જાળમાં સોવરસી સપડાવા લાગ્યો તેમ તેમ તેનો તેના તરફનો અણગમો વધવા લાગ્યો. તેને તે સાધારણ, હલકો તથા બેવકુફ લાગ્યો. તેની સાદી વર્તણુક તેને બેવકુફી ભરેલી લાગી. તેની અંદર કોઈ એવો ગુણ તેને જડયો નહીં કે તેથી તેને પ્રેમાનંદ થાય. જ્યારે તે બોલતો ત્યારે તે સાંભળતી નહોતી. કેમકે તેના મનમાં એવું ઠસી રહ્યું હતું કે સોવરસી જે બોલશે તે કંટાળા ભરેલું તથા સાધારણ ટાયલુંજ બોલશે. જો સોવરસી ઉછાંછળો, જુવાનીના મદથી બ્હેકેલો, રંગીલો તથા ઘરમાં અને બહાર ત્રાસ આપનાર હોત તો તેને મેળવવાને તે ઘણી મહેનત કરત. સોવરસીએ બીજા જુવાનીઆની પેઠેજ કર્યું હતું. તે પારીસ ગયો હતો અને ત્યાં તેના મિત્ર ટ્રેમોરલની માફક મોજશોખ કર્યો હતો. પણ છ મહીનામાં તે ધરાઈ ગયો હતો અને આવી હેરાન કરતી મોજશોખમાંથી દૂર થવા પાછો વેલફયુલુ આવ્યો હતો. તેને પારીસનો અનુભવ મેળવવામાં એક લાખ ફ્રેંક ખર્ચ થયા હતા. પણ આટલી મોંઘી કીમતે તેને પારીસનો અનુભવ મળ્યો હતો, તેથી તે દીલગીર નહોતો.

બર્થા પોતાના ધણીના આવા પ્રેમ તથા આડાં અવળાં ફાંફાં નહીં

મારવાથી કંટાળી ગઈ હતી. તેને કાંઈ ઇચ્છા થતી કે દર્શાવતાંજ તરત અમલમાં આવતી. આવી પોતાની મરજીને આધીનતા તેને પુરૂષમાં હલકાઈ તરીકે લાગી. તે ધારતી હતી કે પુરૂષ તો હુકમ કરવાનેજ જન્મ્યો છે; કોઈ બીજાના હુકમને તાબે થવાને નહીં. તેણે શેઠ થવું જોઇએ, ગુલામ નહીં. છેક અડધી રાત્રે જુગાર રમી, તેમાં હારી, મોજશોખમાં દારૂ પીને આવે, અને બાયડી પૂછે તો તેને મારે, એવો ધણી તેને પસંદ હતો. જુલમગાર હોય તેની ફીકર નહીં, પણ મરદ જોઇએ. લગન પછી કેટલેક મહીને તેને કાંઈ અજાએબ જેવી ઉડાઉ થવાની ઇચ્છા થઈ આવી અને લખલૂટ ખર્ચ કરવા લાગી. તે પોતાના ધણીની કસોટી કહાડતી હતી કે આમ પોતાનું કહ્યું તમામ ક્યાં સુધી તે કરે છે. તેણે વિચાર કર્યો, આમ કરવાથી તેને થકવીશ. પોતે ધારે તે કરી શકે, જરા પણ મનમાં ડર નહીં, કોઈ દીવસ ધણીની આંખમાં તિલ માત્ર પણ ગુસ્સો નહીં, એ તેને અસહ્ય લાગ્યું. સોવરસીને પોતે તેનું જીવનનું જીવન હતી. આથી તે ઘણીજ કંટાળી, પણ કદાચ આટલો તિરસ્કાર આપવાનું બીજું પણ કારણ હતું. તે જાણતી હતી કે જો સોવરસીની મરજી હોત તો તેની સાથે તેની સ્ત્રી થયા વગર તે ખુશીથી રહેત. તે પોતાના બાપને ઘેર એવી એકાંત જીંદગી ગાળતી હતી તથા તે ગરીબીથી એવું દુઃખ માનતી હતી કે તે તેની રાખેલી સ્ત્રી તરીકે ઘણીજ ખુશીથી નાશી જાત. આ વાત જાણી પોતાનો ધણી પોતાને ધિક્કારતો નહોતો તેથી તે તેને ધિક્કારવા લાગી. લોકો દરરોજ તેને કહેતા કે તમે ઘણાંજ સુખીછો. સુખી! કોઈ કોઈ વખતતો પોતે પરણી હતી તેથી તે અકળાતી અને વખતે રડવું પણ આવતું. કોઈ કોઈ વખત તેને એમ થઈ આવતું કે કોઈ ગમે તેવા ગમાર જોડે નાશી જાઉં તથા મોજ મજા ઉડાવું. આવી તેની મનની સ્થિતિ થઈ ગઈ હતી; અને વખતે તે નીકળીજ ગઈ હોત. પણ ગરીબાઇનો તેને મ્હોટો ત્રાસ હતો, અને તેથીજ તે રહી હતી. તેના પીતાએ મરતી વખત એક સારી સાવચેતી રાખી હતી. સોવરસીએ પરણતી વખત પાંચ લાખ ફ્રેંક બર્થાને નામે બકમાં મૂકવાનો વિચાર જણાવ્યો હતો. પણ ભલા લિઓલુએ તેમ કરવા દીધું નહોતું. તેણે કહ્યું હતું, "મ્હારી પુત્રિ છેક નિર્ધન છે. તમારી મરજી હોય તો ચાળીસ હજાર ફ્રેંક મૂકો, પણ એક સૂ તે ઉપર નહી. જો વધારે થયું તો લગ્ન બંધ કરીશ." સોવરસીએ જરા હઠ લીધી

ત્યારે તે બોલ્યો, "હું આશા રાખુંછું કે મ્હારી પુત્રિ સારી તથા ભલી સ્ત્રી નીવડશે. તો પછી તમારી બધી દોલત એનીજ છે. પણ જો તેવી તે નહીં નીવડે તો ચાળીસ હજાર ક તેને ઘણા છે. વારૂ તમને એમ ધારતી હોય કે તેના પહેલાં તમારૂં મૃત્યુ થાયતો વીલ કરી તેને તમારી વારસ બનાવો એટલે થયું."

સોવરસીને આ વાત કબૂલ કરવાની જરૂર પડી. ઘણું કરીને તે ભલો મહેતાજી પોતાની દીકરીનો સ્વભાવ જાણતો હતો. પણ જો એમ હોય તો તે એકલોજ જાણતો હતો, કારણ કે દુરાચરણી તથા હઠીલો સ્વભાવ બર્થાની પેઠે કોઈપણ છુપાવી શકયું નહીં હોય. તે મનમાંને મનમાં ઘણુંજ બળ્યાં કરતી પણ બહારથી તેનો જરા પણ અંશ જણાવા દેતી નહોતી. તે ખરો પ્રેમ શું છે તેતો જાણતીજ નહોતી, પણ તેના જેવી લાગણી જે પુરૂષ ખરા પ્રેમ તરીકે માનેછે તે દેખાડવામાં ચૂકતી નહીં. તેમને મળવા આવનાર લોકો કહેતા, "બર્થા પોતાના સ્વામી ઉપર જોઇએ તે કરતાં વધારે પ્રેમ રાખેછે." અને સોવરસી આ વાત ખરી છે એવી તેને ખાત્રી થવાથી બોલતો, "અહા! હું કેવો સુખી છું!"

સોવરસીએ સીન નદીને કાંઠે ટ્રેમોરલને પીસ્તોલ ખાતાં જોયો તે વખતે વેલફ્યુલુમાં આવી સ્થિતિ હતી. તે સાંજરે સોવરસી જમવાની વખતે હાજર રહી શકયો નહીં. તેના લગ્ન પછી નિયમસર હાજર નહીં રહેવાનું આ પ્રથમ વારજ બન્યું, જો કે તે કહી ગયો હતો કે જમવાની વેળાએ બરોબર આવીશ, તથા તેટલા સારૂ ભોજન તૈયાર રાખી મૂકયું હતું. સાધારણ રીતે બર્થાને આમ મોડું થવાથી ઈંતેજારી ઉપજવી જોઇએ. પણ તેને આ અમર્યાદ કામ જાણી ઉલટો ગુસ્સો ઉપજ્યો. પોતાના ધણીને શી રીતે સજા આપવી તેનો તે વિચારજ કરતી હતી એવામાં દસ વાગે જે ખંડમાં તે બેઠી હતી તેનું બારણું ઉઘડયું, અને સોવરસી હસતે ચ્હેરે આવી ઉભો. તેણે કહ્યું. "બર્થા, હું એક ભૂત લઈ આવ્યો છું." બર્થાએ માથું સરખું પણ ઉંચું કર્યું નહીં. સોવરસીએ કહ્યું, "એ ભૂતને માટે મ્હેં તને ઘણીવાર વાત કરી હતી અને તને તે ગમશેજ, કેમકે હું તેને ચ્હાઉંછું. તે મ્હારો જૂનો તથા ઉત્તમ મિત્ર છે." અને પછી જરા ખસીને હેકટરને અંદર પ્રવેશ કરાવ્યો. "મેડમ સોવરસી, કાઉન્ટ હેકટર ડી ટ્રેમોરલનું હું ઓળખાણ કરાવુંછું."

બર્થા એકદમ ઉભી થઈ, તથા શરમાતી, ગભરાયલી, નવીજ લાગણીથી જરા ધ્રુજતી, જાણે ખરેખરૂંજ તેણે ભૂત દીઠું હોય તેમ સ્થિર, નીચું જોતી, ઉભી રહી. તે પોતાની આગલી જીંદગીમાં પ્રથમ વારજ શરમાઈ હતી, અને અત્યારે પોતાની નિર્મળ ભૂરી આંખો તે ઊંચી કરી શકી નહીં. તે ફક્ત એટલુંજ બોલી શકી, "પધારો, સાહેબ."

ટ્રેમોરલનું નામ તે જાણુતી હતી. સોવરસીએ ઘણીવાર તે દીધું હતું. બર્થાએ ન્યુસપેપરમાં ઘણીવાર વાંચ્યું હતું, તથા પોતાના મિત્રોના મેળાપ ખંડમાં ઘણીવાર સાંભળ્યું હતું. તે ઉપરથી તે એમ ધારતી હતી કે કાઉન્ટ આકર્ષક પુરૂષ હોવો જોઇએ. તેની કહેવાતી આબરૂ ઉપરથી તે તેને *ડોન જ્યુઆન તથા ડોન કિવકઝોટનું મિશ્રણ ગણુતી. તે ધારતી હતી કે તે ત્રાસ આપનાર ઉડાઉ, તેની જીંદગીથી સાધારણુ માણુસો વિસ્મય પામે, તથા શાંત સ્વભાવના માણુસો તેને લુંટારા તરીકે માને, એવો હોવો જોઈએ. એવા માણુસો ઉડાઉ સ્વભાવથી જનસમૂહની મર્યાદાથી બહાર જાયછે તથા તેનાથી સર્વે જણા બીહેછે; તે જરા જરા વાતમાં દ્વંદ્વયુદ્ધ ઉપર આવેછે; સોનાની રેલ છેલ કરેછે; અને તેનું લોખંડ જેવું શરીર ગમે તેટલી રંડીબાજી તથા દુર્વ્યસનથી ખરાબ થતું નથી. આવા માણુસમાંનો તે એક છે એમ બર્થા માનતી. તેની કંગાળીઅત હાલતમાં તે ટ્રેમોરલ કેવો હશે તેનું ચિત્ર મનમાં કહાડવા ઘણું મથન કરતી. તે મ્હને મનપસંદ પડશે તેથી તેને હું ઘણીજ ચહાઈ શકીશ, અને લાગ મળશે તો એની સાથે નાશી જવાની તજવીજ કરીશ એમ તે વિચારતી. અને અત્યારે તે પોતેજ તેની હજુર આવી ઉભો હતો.

સોવરસીના કહેવાથી તેણે પોતાનો હાથ લાંબો કર્યો. ટ્રેમોરલે માથું નમાવી તે પોતાના હાથમાં લીધો અને જરા દાબ્યો. એ સ્હેજ દબાણુ તેને વીજળીના આંચકા સમાન લાગ્યો.

સોવરસી આરામ ખુરશી ઉપર પડયો, અને બોલ્યો, "તું જાણેછે કેની, બર્થા, આપણો મિત્ર હેકટર પોતાની જીંદગી મોજ શોખમાં ગાળવાથી થાકી ગયો છે. તેને આરામ લેવાને દાકતરે કહ્યું છે. અને તેથી તે

*ડોન જ્યુઆન એક ફાંકડો રંગીલો માણુસ હતો.
ડોન કિવકઝોટ એ એક વિચિત્ર હાસ્યજનક માણુસ હતો.

આપણે ત્યાં થોડો વખત રહેવા આવ્યો છે."

બર્થાએ જવાબ આપ્યો, "પણ કાઉન્ટને અહીં કેમ ગમશે?"

"કેમ નહીં ગમે?"

"વેલફ્રચુલુ શાંત છે, અને આપણે સુસ્ત ગામડીઆં છીએ." બર્થાએ કાંઈ વાત કરવી તેથીજ વાત કરતી હતી. ચૂપ રહ્યાથી તે ગભરાતી હતી તેથી કાંઈ પણ બોલતી કે જેથી મનની અસ્થિરતા દૂર થાય, અને ટ્રેમોરલ કાંઈ બોલે કે જેથી એનો અવાજ સંભળાય. વાત કરતાં કરતાં તે તેને ધારીને જોતી હતી અને પોતે તેના ઉપર કેવી અસર કરી હતી તે જોતી હતી. તેની ખુબસુરતી એવી હતી કે જે કોઈ તેને પ્રથમ જોતું હતું તે સર્વ ચકિત થતું. પણ કાઉન્ટ તો શાંત ચ્હેરાથીજ બેઠો રહ્યો હતો. બર્થાએ જોયું કે તે ઘસાઈ ગયેલો અમીર છે, અને ઉડાઉ હોવાથી તમામ વસ્તુ ભોગવીને પોતે ખાલીખમ થઈ ગયો છે. અને આ બધું થવા છતાં પણ તે એમનો એમ બેદરકારજ રહ્યો છે. તે પોતાને જોઇને જરા પણ ચકિત ન થયો તેથી તે એના ઉપર મોહી પડી. તેણે વિચાર્યું, "આનામાં અને આ ગમાર સોવરસીનામાં કેટલો બધો ફેર છે? સોવરસીને હરેક વસ્તુની નવાઈ લાગેછે; તેના મનની વાત તમામ તેના ચ્હેરા ઉપરથી પરખાઈ જાયછે; અને તેની આંખો જોઇનેજ તેના બોલતાં પહેલાં સામો માણસ તે શું કહેવાનો છે તે અટકળી જાયછે." પણ બર્થા ભૂલી હતી. તે ધારતી હતી તેમ હેક્ટર બેદરકાર નહોતો. તે ફક્ત થાકી ગયો હતો. ગયા ચોવીસ કલાકમાં જે જુસ્સાવાળી લાગણીઓ તેણે અનુભવી હતી તેના શ્રમ પછી તેનાથી બેશી રહેવાતું સરખું નહોતું, અને ખરેજ તેણે સૂઈ જવાની તરતજ રજા લીધી.

પોતાની સ્ત્રી જોડે એકલો રહ્યા પછી સોવરસીએ બધી વાત તેને કહી. અને હેક્ટર શા વાસ્તે વેલફ્રચુલુ આવ્યો હતો તે પણ કહ્યું. પણ ખરા દોસ્ત તરીકે પોતાના કોલેજના મિત્રની હાંસી થાય એવી વાત જરા પણ કરી નહીં. તેણે આખરે કહ્યું, "તે મ્હોટું બાળક છે, મૂર્ખ છે, તથા તેનું મગજ નબળું છે. પણ આપણે તેની સારી બરદાસ લઇશું અને તેના મનનો રોગ મટાડીશું."

બર્થાએ અત્યારના જેટલું કદી પણ ધ્યાન દઇને પોતાના ધણીનું કહેવું સાંભળ્યું નહોતું. તેણે ઉપર પ્રમાણે પોતે ધારતી હોય એમ દેખાડ્યું પણ

અંદરખાનેથી તો તેના ઉપર વારી ગઈ. તે નિશ્વાસ નાંખી મનમાં બોલી, "અહા, સોવરસીએ આવું કદી કર્યું નહોત."

નહીંજ ! સોવરસી કાઉન્ટ ડી ટ્રેમોરલ કરતાં જૂદીજ પ્રકૃતિનો માણસ હતો. બીજે દીવસે સ્હવારે તેણે પોતાના મિત્રની પૈસા સબંધી ગોઠવણ કરવાનો પોતાનો વિચાર જણાવ્યો. હેકટર નિરાંતે સુતો હતો. પથારી ઉત્તમ જાતની હતી, અને કોઈ જાતની ફીકર તેને નહોતી, તેથી એને સારી ઉંઘ આવી હતી. તેથી સ્હવારે બહાર આવ્યો ત્યારે ગઈ રાતના જેવા અવ્યવસ્થિત ચ્હેરા તથા પોશાકમાં દેખાવાને બદલે સ્વચ્છ બરોબર કપડાં પહેરીને આવ્યો હતો. તેના ઉપર કોઈ જાતની અસર ઝાઝી રહી શકતી નહોતી. ચોવીસ કલાકમાં બધાં સંકટોમાં તેણે દીલાસો લેવા માંડયો; અને જીંદગી કેમ ગાળવી તેનો જે સખ્ત દાખલો તેને મળ્યો હતો તે બીલકુલ ભૂલી ગયો. જો સોવરસીએ તેને અત્યારે ચાલ્યા જવાનું કહ્યું હોત તો તેને કહીં પણ જવાનું ઠેકાણું નહોતું, તોપણ તેણે કયારની ધનાઢયના જેવી બેફીકરાઈ ધારણ કરી હતી, અને પોતાની મરજી પ્રમાણેજ બીજા માણસોએ વર્ત્તવું જોઇએ તથા બધી વસ્તુ હાજર રહેવી જોઇએ એમ ધારવા માંડયું. તે ઘણોજ ખુશમીજાસી હતો, અને હોટેલમાં રાત કહાડી હતી તે પછી જાણે આજ વર્ષો વીતિ ગયાં હોય તથા જાણે તેનાં બધાં દુઃખો મટી ગયાં હોય તેમ મશ્કરી પણ કરવા લાગ્યો. આટલાં બધાં દુઃખ પછી આમ બેફીકરાઈ ધારણ કરેલી જોઇને બર્થા તો ચકિતજ થઈ ગઈ, અને આ મૂર્ખાઈ ભરેલી બેફીકરાઇને તેની એક સારી વર્ત્તણુક સમજી.

સોવરસીએ કહ્યું, "હવે હું ત્હારો મુખત્યાર થયોછું. તો મ્હને તારી બધી વિગત કહે. તારી મિલકતનો આંકડો કેટલો છે, અથવા હતો?

"મ્હને તેની જરાએ ખબર નથી."

સોવરસી પેનસીલ તથા કાગળ લેઇને બેઠો હતો તે આ જવાબથી આશ્ચર્ય પામ્યો. તેણે કહ્યું, "ઠીક, તારી મિલકતનો આંકડો ક્ષ. હવે દેવું કેટલુંછે?"

હેકટરે અતીવ તિરસ્કાર યુક્ત ચાળો કરી જવાબ આપ્યો. "કોણ જાણે".

"શું? કાંઈ સાધારણ એક આંકડો નથી કહી શકતો ?"

"હા, કદાપી તેમ કહી શકું ખરો. પાંચ કે છ લાખ, ક્રેડીટની કંપનીના દેવા છે. પાંચ લાખ ડેમ્રોયના છે. ઘણું કરીને તેટલાજ ઓર્લીઅન્સ

વાળા ડુબોઇના છે—"

"પછી ?"

"હવે મને કાંઈ યાદ નથી આવતો."

"પણ આ ત્હારા દેવાની કાંઈ નોંધ લીધેલી પડી હશેની ?"

"ના."

"વારૂં, પણ, ખત, બીલ, તથા ખાતા વિગેરેનાં કાગળીઆં તો તેં સાચવી રાખ્યાં હશે નિ ?"

"અંહં, કાલે બધાં કાગળીઆં મ્હેં બાળી મૂકયાં."

સોવરસી આ સાંભળીને પોતાની ખૂરસી ઉપરથી કુદ્યો. આ તેને રાક્ષસી કામ લાગ્યું. હેકટર જૂઠું બોલેછે એમ તેને લાગ્યું નહીં. પણ ખરૂં જોતાં તો તે જૂઠું બોલતો હતો અને આ સઘળી બીના કેવળ ખોટા ગર્વિષ્ટ-પણાથી બોલતો હતો. પોતે પાયમાલ થઈ ગયો છતાં તે કેમ થઈ ગયો તે જાણુતો નથી એમ બતાવવું એ એક મ્હોટું અમીરાઇનું લક્ષણ છે એમ તે માનતો હતો.

સોવરસી બોલ્યો, "પણ ત્યારે આપણે ફડચો કેમ આણી શકીશું ?"

"અહો ! તેમ કરવાની કાંઈજ જરૂર નથી. હું કરૂંછું તેમ કરની. છો લહેણદારો મનમાં આવે તેમ કરતા. તેઓ બધા બધું ગોઠવી લેશે. વેચવા દ્યો તેમનેજ મારી મીલ્કત."

"કદી નહીં. પછી તો તું પાયમાલજ થઈ જઈશ. એમાં જરા પણ સંદેહ નહીં."

"ત્યારે તેમાં થયું શું ? એવા વત્તા ઓછાની મને દરકાર નથી."

બર્થાએ વિચાર્યું, "કેવી ઉમદા બેપીકરાઈ ? પૈસાને માટે કેવો વખાણવા લાયક તિરસ્કાર બતાવે છે. અને સાધારણ માણસો પણ કાયર થાય એવી નજીવી વિગતોથી કેવો કંટાળે છે ? સોવરસી આમ કરેજ નહીં." પણ તે સોવરસીને પૈસાના લાલચુ તરીકે તે ગણી શકતી નહોતી. કેમકે તેણે કોઈ વાતે પોતાને ના કહી નહોતી. ખરેખરૂં તો પોતાની ઉડાઉમાં ઉડાઉ વાંછા તે અટકળી જતો અને તેના માંગતાં પહેલાં તે લાવી આપતો. તોપણ આટલી બધી રકમ છતાં પૈસા માટે તે ફીકર રાખતો. અને લાભ મળે તેથી નારાજ થતો નહી. જ્યારે પોતાના ખેડુતો સાથે કામ પડતું ત્યારે

તે સ્હવારમાં જલદી ઉઠતો અને ઘોડા ઉપર બેશી ભર શીઆળામાં બરફમાં થઇને ફક્ત સો ક્રાઉન મેળવવાને ખાતર માઇલોના માઇલો કાપતો. જો તેની સ્ત્રીની મરજી થઈ હોત તો તે પાયમાલ થઈ જાત, પણ તે વ્યવસ્થિત રીતે અને ધીમે ધીમે થાત.

સોવરસીએ હેકટરને એક મિનીટ સુધી વીચાર કરીને કહ્યું, " એક વાતે તું ખરોછે. તારા લ્હેણદારોને તારી મીલકતની કીંમત વીગેરે ખબર હશે. ઘણું કરીને તેઓ એકઠા થઇને કામ કરેછે. નહીં તો બધાઓજ એક લાખ ફ્રેંક ધીરવાને ના કહેત નહીં. ઠીકછે હું તેમને જોઈ લઈશ. "

" કલેરની કુંપનીનું મ્હેં પ્રથમ દેવું કર્યુંછે. તેથી તેમને વધારે ખબર હોવી જોઇએ. "

" ઠીક. હું કલેરની કંપનીમાં જઈશ. પણ તું માને તો સારૂં. તું જો મારી જોડે પારીસ આવે તો આપણે બે જણા મળી–"

હેકટર ફીકો પડી ગયો અને તેની આંખો ઝળકી. તે ઘાંટો પાડી બોલી ઉઠયો, " કદી નહી. " તેના પ્રિય મિત્રોથી તે ત્રાસ પામતો હતો. શું જે જગાએ તે ફત્તેહમંદ ફરતો હતો તે જગાએ પાયમાલીની અવસ્થામાં જાય ? આત્મઘાત કરવાનો નિશ્ચય બહાર પાડી અંતે પાછો જીવતો જઈ મશ્કરીઓ સાંખવી ? સોવરસીએ તો તેને મદદ કરી હતી. તે તો ઉમદા માણસ હતો અને તેથી તેને બાયલો કહેનો નહતો. પણ બીજાઓ ? તેણે ધીમેથી કહ્યું, " પારીસની વાતજ જવા દે. ત્યાં હું મ્હારો પગ સરખો મૂકનાર નથી. "

" ઘણું સારૂં, એ તો ઉલટું ઠીક અમારી જોડે રહેજે. હું કાંઈ તને કહેવાનો નથી તેમ મ્હારી સ્ત્રી પણ નારાજ નહી થાય. કોઈ દહાડો એક સુંદર પૈસાવાળી છોકરી જોડે પરણાવી દઈશું, પણ (ઘડીઆળ જોઇને) હું જાઉછું. નહીં તો વળી ગાડી ચૂકીશ. "

ટ્રેમોરલે કહ્યું, " ચાલ હું સ્ટેશન સુધી આવું. " આ કાંઈ તેની મિત્રતાથી નહીં પણ તેને ગીરો મૂકેલી વસ્તુઓ પાછી મેળવવા તથા જેનીને મળવા બાબત કહેવું હતું તેથી તે તેની સાથે બહાર ગયો.

તે બે મિત્રો બગલમાં હાથ લેઇને જતા હતા તે જોવા બર્થા બારીએ ઉભી. " તેઓ કેવા જુદા પડી આવેછે ! મ્હારા ધણીએ કહ્યું હું તારો મુખ્ત્યાર થઈશ. ખરેખર, તે એવો જ લાગેછે. કાઉન્ટ કેવો છટાથી ચાલેછે ! કેવુ

ઉમદાપણું સ્પષ્ટ દેખાય છે ! અને તોપણ મારો ધણી તેને ધિક્કારે છે કેમકે પૈસો બધો ઉડાવી દીધો છે અને પાયમાલ થઈ ગયોછે. સોવરસી રક્ષક તરીકે વર્તેછે. પણ કાઉન્ટજ ઉપરી જેવો દેખાય છે. તેનું નામ કેવું છે ? હેકટર ! હેકટર !" અને તેમ તેણે વારંવાર નામ દીધાં કર્યું જાણે તેથી તે ધણીજ ખુશી થતી હોય. અને પછી મ્હોં મરડી બોલી, " અને મ્હારા ધણીનું નામ કલેમંટ છે. "

જેમ તરતનો સાજો થયેલો દર્દી પહેલીવારનો હવા ખાઇને ઘેર આવેછે તેમ આનંદમાં હેકટર ઘેર એકલો આવ્યો. જેવો બર્થાએ તેને જોયો કે તે બારીએથી અંદર આવી, અને તે એકાએક અહીં આવ્યો તેથી પોતાને લાગણી ઉપજેલી, તેથી પોતે શું કરવું જોઇએ, તથા તેની સાથે કેમ વર્તવું તે વિષે એકાંતમાં વિચાર કરવા બેઠી. સાંજ પડતાં સુધી તે બે બાકળી જેવીજ રહી એટલામાં સોવરસી ભુખ્યો, તરસ્યો, થાકી ગયેલો, પણ ખુશ ચ્હેરે ઘેર આવી પહોંચ્યો. જમતાં જમતાં તે બોલ્યો, " ફત્તેહ! હજી પણ તે કાફરોના પંજામાંથી હું તને છોડવી શકીશ. તારી કેટલીક સુંદર મિલકત તારા કબજામાં રહેશે. અને ખારી મજેની રીતે તું પાછો રહી શકીશ. "

બર્થાએ પોતાના ધણી સામું જોયું અને પૂછ્યું " એ શી રીતે થયું?"

" એમાં કરવું શું હતું ? પ્રથમથી હું હેકટરના લહેણદારોની લુચ્ચાઇ સમજી ગયો હતો. તેમણે ઠરાવ કર્યો હતો કે તેની મીલકત સહુએ માંહો માંહી ધૂળની કીમતે આખી એક લાટમાં ખરીદ કરી લેવી, પછી જેમ બને તેમ મોંધી કકડે કકડે વેચવી. વચ્ચે નફો રહ્યો તે પછી વ્હેંચી લેવો. "

ટ્રેમોરલે માન્યું નહીં તેથી પૂછ્યું, " તે તું તેમને એમ કરતાં અટકાવી શકીશ ? "

" અલબત્ત. મ્હેં તેમને સજ્જડ પકડી લીધાછે. બપોરે હું બધાને મળી શકયો હતો. મ્હેં તેમને કહ્યું, 'આ મિલ્કત હું ગારી મરજીમાં આવશે તેમ વેચીશ, નહીં તો જો હરરાજ કરશો તો તમારા બધા કરતાં હું વધારે કીંમત માંગીશ તો પછી તમારી બધી યુક્તિયો રઝળશે. ' તેઓ અચરત પામ્યા, પણ મારો શરાફ મારી સાથે હતો તેણે કહ્યું કે હું સોવરસી છું અને મારી પાસે વીસ લાખની પુંજીછે, ત્યારે તેમની આંખો ઉઘડી અને

મ્હારી માંગણી સ્વીકારી."

હેકટરે કહ્યું હતું કે આ પૈસાની વાત હું સમજી શકતો નથી તોપણ તે આ વખતે સમજ્યો કે સોવરસીની મદદથી પોતાને સારો પૈસો બચશે. તે જોકે પ્રથમના જેટલો તો નહોતો, તો પણ તે ફેંકી દેવા જેવો નહોતો. આથી તે ઘણો ખુશ થયો, અને ઉપકારની લાગણીથી તેણે સોવરસીના બે હાથ પોતાના હાથમાં લીધા. તેણે કહ્યું, "અહા, દોસ્ત, તું મારી જીંદગી બચાવ્યા પછી મારી આબરૂ પણ પાછી લાવી આપેછે. હું આનો બદલો કેમ વાળી શકીશ?"

"હવેથી આવી મૂર્ખાઈ નહીં કરે તો બસ" પછી બર્થા તરફ વળી તેને આલીંગન કરી બોલ્યો, "વખતે આવી મૂર્ખાઈ માફ થઈ શકે."

"ત્યારે હવે કાંઈ બ્હીવાનું કારણ નથી."

"જરા પણ નહીં. હું તેજ ક્ષણે વીસ લાખ મેળવી શકયો હોત અને તે તેઓ જાણતા હતા. પણ એટલેથીજ બસ નથી. તારે માટે જે શોધ થતી હતી તે હવે બંધ પડી છે. હું તારે ઘેર ગયો, અને તારા ખાનગી નોકર તથા ઘોડાવાળા શિવાય તમામ નોકરોને રજા આપી. જો તારી મરજી હોયતો કાલે તારા ઘોડા વેચાવી દઉં. તેમની ઘણી સારી કીંમત ઉપજશે. તારો પોતાનો બેસવાનો ઘોડો તથા જીન અહીં લેતો આવીશ."

આ વિગતોથી બર્થા કંટાળી. તે તેને ઘણુંજ નીચું લાગ્યું. તેણે વિચાર્યું, "ખરેખર, એતો મુનીમ થવાનેજ સરજ્યો છે."

સોવરસીએ કહ્યું, "બીજું મ્હેં શું કર્યુંછે તે તું જાણેછે? મ્હેં બે ચાર પેટીઓ તારાં કપડાંથી ભરીને તરતજ રેલવેમાં ચ્હડાવી દીધી છે. હમણાંજ મ્હેં અહીંથી એક નોકરને તે લેવા મોકલ્યો છે."

હવે હેકટરને લાગ્યું કે સોવરસી મદદ જોઇએ તે કરતાં પણ વધારે કરતો હતો. તેને લાગ્યું કે તે મને બાળક જેવો ગણેછે, જાણે હું કાંઇજ સમજતો નથી. તેમાં સ્ત્રીના દેખતાં પોતાને પહેરવાને કપડાં નથી એવું કોઇ કહે તે માથું વઢાડવા જેવું તેને લાગતું. તે ભૂલી ગયો કે સ્હવારે તેને પોતાના મિત્ર પાસેથી થોડાં કપડાં માગી લેવાં પડયાં હતાં. પણ એટલામાં કાંઈ બહાર ગડબડ થવા માંડી. તે નોકરો પેલી પેટીઓ લાવ્યા હતા તેની હશે એમ જાણી યોગ્ય હુકમ આપવા બર્થા ઉઠી બહાર ગઈ. સોવરસીએ એ

અરસાનો લાભ લેઈ કહ્યું, " જલદી, લે, આપણે એકલા છીએ, આ તારા દાગીના! તે પાછા આણતાં મ્હને બહુજ મહેનત પડી. ગીરો મૂકવાની દુકાન વાળા જરા વ્હેમી છે. પ્રથમ તો તેઓએ જાણ્યું કે હું કોઈ ચોર બોર હોઇશ."

" પણ ત્હેં મ્હારૂં નામતો નહોતું દીધુંની ?"

" તેની કાંઈજ જરૂર નહોતી. પણ મ્હારો શરાફ મ્હારી જોડે હતો. શરાફ આપણને કેટલો કામ આવે છે તે આવી વખતે માલમ પડે છે. પણ લોકો તેઓ બીચારા તરફ કરડી નજરથી જુએ છે. ટ્રેમોરલે જાણ્યું સોવરસી આવી ગંભીર બાબતો ઘણી હલકી ગણી કહાડે છે તેથી તેને માઠું લાગ્યું, પણ કાંઈ બોલ્યો નહીં. સોવરસીએ આગળ ચલાવ્યું, " પછી હું જેનીને ત્યાં ગયો. તે બીચારી ગઈ કાલની પથારીમાં પડી રહી છે, તું તેને છોડીને ગયો ત્યારથી તે ચોધાર આંસુએ રોયાં કરેછે."

" તે કોઇને મળી નથી ?"

" કોઇને નહીં. તે તને ખરેખરો મૂએલો સમજે છે; તેથી જ્યારે મ્હેં એને કહ્યું તું તો અહીં સારી પેઠે રહેછે ત્યારે તે એવી ખુશ થઈ ગઈ કે મ્હેં જાણ્યું તે ગાંડી થશે. ખરે, હેકટર! તે ખુબસુરત છે, ઘણીજ."

" હા, ખરાબ નથી."

" અને સ્વભાવે પણ ભલી છે. તેણે મ્હને કેવી કેવી વાતો કહી. ખરે હેકટર, તે તારા પૈસા કરતાં તને વધારે ચાહેછે." હેકટર સાહેબ ખુશ થયા અને ગર્વથી જરા હસ્યા. " ટુંકામાં તે તને તરતજ મળવાને તથા તારી જોડે વાત કરવાને ઘણી ઉત્સુક છે. હું ત્યાંથી ઉઠ્યો ત્યારે મારી પાસે સોગન ખવડાવ્યા કે કાલે તારી મુલાકાત કરાવી આપવી. પણ પારીસ તો તું જવાનો નથી તેથી કોરબીલમાં મુલાકાત ઠરાવી છે."

" હાં, એટલે—"

" તે કાલે બાર વાગે સ્ટેશન ઉપર હશે. આપણે ઓરસીવલ સાથે સાથે જઇશું; ત્યાંથી હું પારીસની ગાડીમાં જઇશ અને તું કોરબીલની ગાડીમાં જજે, અને 'બેલ ઇમેજ' વાળી હોટેલમાં જેની સાથે જમજે." હેકટર કાંઈ વાંધો ઉઠાવવા જતો હતો, પણ સોવરસીએ આંગળી નાકે અડકાડી તેને ચૂપ રાખ્યો, " ચુપ, ચુપ, જો મ્હારી સ્ત્રી આવેછે."

---

## પ્રકરણ ૧૫ મું.
### હેકટરની અધમતા.

રાત્રે સૂતી વખતે કાઉન્ટને સોવરસી તરફ અણગમો થવા માંડયો. સારામાં સારા હીરામાં પણ વખતે સૂક્ષ્મદર્શક યંત્ર વડે જોવાથી ડાઘ માલમ પડેછે. હેકટરે વિચાર્યું કે ' મ્હેં ત્હારો જીવ બચાવ્યો છે ' એમ કહી તે પોતાની સ્થિતિની બહાર જાયછે. કોઈ માણસ બીજાને મદદ કરતું હશે તે તેને આખો દહાડી જણાવ્યા કરતું હશે? તેણે મ્હને પીસ્તોલ ખાઈ મરતાં બચાવ્યો, તેમાં તે ગણેછે કે હું એક તેની ખરીદ કરેલી વસ્તુ થઈ ગયો. જરા વધારે વાત આગળ ચાલી તો પછી જેનીના ઉડાઉપણા સારૂ તે મ્હને ધમકાવવા પણ માંડશે. કોણ જાણે આનો અંત કયાં આવશે?

બીજે દીવસે સ્હવારે જમતી વખતે તબીઅત બગડયાનો ઢોંગ કરી તેણે ખાધું નહીં, અને સોવરસીને કહ્યું, "વખતે ગાડી ચૂકી જઇશું." એટલે તેઓ બંને બહાર જવા નીકળ્યા. પ્રથમની માફક પાછી અત્યારે પણ તેમને જતા જોવાને બર્થા બારીએ આવીને ઉભી. ગયા ઉડતાળીસ કલાકમાં તેના મનમાં એવો તો વિકાર આવ્યો હતો કે પોતે પોતાને ઓળખી શકી નહીં. તે વિચાર કરવાને અચકાતી હતી. આ મનુષ્યમાં એવી શી ગુહ્ય સત્તા છે કે તેના વિષે વિચાર કરવાથી પોતાનામાં આવો વિકાર ઉત્પન્ન થાયછે? એકવાર તેના મનમાં એમ પણ આવ્યું કે તે અહીંથી જાય અને પાછો ન આવે તો સારૂં કે જેથી તેના વિષે વિચાર કરતી તે રહે. આવા વિકારથી ખુશી થવું કે દીલગીર થવું તે તે સમજી શકી નહીં. પણ સ્વભાવ આકળો હોવાથી આમ પોતાની મરજી કરતાં વધારે સત્તાવાન અસરને તાબે થવું પડયું તેથી તેને ખોટું લાગ્યું. તેણે ઠરાવ કર્યો કે સાંજરે હું નીચે મેળાપ ખંડમાં જઇશ. ત્યાં સભ્યતા ખાતર તેને આવવું પડશે. એટલે તેને મ્હારી સાથે વધારે બેઠેલો જોવાથી તથા વાત કરવાથી તથા ભળ ભાંગવાથી આ અસર દૂર થશે. તેણે ધાર્યું તે હમણાં આવશે અને તેથી તેની રાહ જોતી બારીએ બેઠી કે જેવો તેને દેખે કે નીચે જઇને બેસે. તે વાટ જોતાં જોતાં મુંજવા લાગી અને જાણ્યું મ્હારા ધણીની ગેરહાજરીમાં આ ખાનગી વાતચીતથી મ્હારી વર્તણુક નક્કી થશે. પણ વખત વહી ચાલ્યો. સોવરસીથી છૂટા પડ્યા ને બે કલાક થઈ ગયા હતા તોપણ તે પાછો આવ્યો નહીં, તે કયાં ગયો હશે?

આ વખતે હેક્ટર તો કોરબીલ સ્ટેશન ઉપર જેનીની રાહા જોતો બેઠો હતો. ગાડી આવી પહોંચી, અને જેની જલદીથી ઉતરી પડી. તે ગભરાયલી હતી પણ પોશાક તેણે જેવો તેવો પહેર્યો નહોતો; લીલી મુખમલનો ઘાઘરો તથા નાજુક કાંચળી પહેર્યાં હતાં. જેવો તેણે હેક્ટરને દેખ્યો કે તેણે ખુશીનો પોકાર કર્યો, અને બીજા ઉતારૂઓને ખસેડી તે હેક્ટરની પાસે ગઈ તથા હસતી અને રોતી તેની કોટે વળગી પડી. તે એટલી તો મ્હોટેથી બોલતી હતી તથા એવા તો ચાળા કરતી હતી કે તમામ લોકો તેને જોવા ઉભા રહ્યા. તેણે કહ્યું, " ત્યારે તમે પીસ્તોલ નજ ખાધી. સારૂં થયું. મ્હને એવું દુઃખ થયું હતું કે કહેવાની વાત નહીં. હવે મ્હને નિરાંત વળી. "

ટ્રેમોરલ ખુશી થયો હતો પણ લોકોની જીજ્ઞાસાથી કાયર થયો હતો. દરેક લોકો તેના સામું જોઇ રહ્યા હતા, અને તેથી તે જેનીને ચૂપ રહેવા સમજાવતો હતો. લોકો તેમની આસપાસ વિંટલાઇ વળ્યા હતા તેથી તેણે જાણ્યું સ્ટેશનની બહાર જઇશું તો લોકોની નજરથી દૂર થઇશું. પણ લોકોતો તેમની પાછળ પાછળ ગામમાં ગયા. આગનીબસમાં બેઠેલા લોકોએ હાંકનારને ઘોડાને ધીમે ચલાવવાને કહ્યું કે જેથી આ નવાઈ જેવાં જોડાંને બરાબર જોવાય. આમ હેક્ટર તથા જેની હોટેલમાં ગયાં ત્યાં સુધી લોકોએ તેમનો કેડો છોડ્યો નહીં. જેનીના આવા લપકા બંધ આવવાને લીધે સોવરસીની યુક્તિ નિષ્ફળ ગઈ. હોટેલ વાળાને પૂછી પૂછીને લોકોએ તેનો જાન લીધો; તેથી જે વાત છાની રાખવાને સોવરસી ઉત્સુક હતો તે પ્રસિદ્ધ થઈ ગઈ. દરેક લોકોએ જાણ્યું કે હેક્ટર વેલફ્લુલુના માલેકનો જીવજાન દોસ્તછે. પણ હેક્ટર કે જેનીને આમ લોકો તેમની વાત કરી રહ્યા હતા તેની જરા પણ ખબર નહોતી. ' બેલઇમેજ ' માં સારામાં સારા ખંડમાં બેશી તેઓ જમ્યાં. જમતાં જમતાં તેણે પોતાનો હેવાલ કહેવા માંડ્યો અને તેમાં એવી સજ્જડ ગપ મારી તથા પોતાનો જીવ બચ્યો તેમાં પોતાનું એવું પરાક્રમ દર્શાવ્યું કે તેથી તેણે જાણ્યું કે જેની પોતા ઉપર ઘણીજ ફીદા થઇ જશે. જેનીએ પોતે હવે કેમ વર્તવું એ વિષેની યુક્તિ જણાવી. અને એ યુકિત ખરેખર માન્ય કરવા યોગ્ય હતી. હેક્ટર પાયમાલ થઇ ગયો હતો તેથી પોતે તેનીજ થઈ રહેવાને ઠરાવ કર્યો

હતો. પોતાનું સુંદર મકાન છોડી દેવું, ઘર સામાન વેચી દેવો અને કોઈ પ્રમાણીક ધંધો કરવો એવે ઇરાદે તેણે પોતાની એક જુની સખીને ખોળી કહાડી હતી. આ સખી એક મ્હોટી પોશાક કરનારી હતી; તેને જરા પૈસો જોઇતો હતો, તેથી તે ભાગીદાર શોધતી હતી. તેમ જેનીને અનુભવ નહોતો તેથી પોતે અનુભવી સ્ત્રી શોધતી હતી. તેથી તેમણે બંને જણાએ ક-વાર્ટીઅર બ્રેડામાં એક દુકાન ઉઘાડવા નિશ્ચય કર્યો હતો અને તેઓ ધારતી હતી કે એમાં ફાયદો થશે. જેની જાણે બધું જાણતી હોય તથા વેપારમાં ગતાગમ પડતી હોય તેમ વાત કરતી હતી તેથી હેકટરને હસવું આવ્યું. આ યુક્તિ તેને હાસ્યજનક લાગી, તોપણ આમ એક જુવાન તથા ખુબસુરત સ્ત્રી પોતે જાતે મહેનત કરી પ્રેમ આપવા તૈયાર થઈ હતી તેથી તેને અ-સર થઇ. કમનસીબે હવે તેમને જૂદા પડવાનો વખત થયો હતો. જેનીતો એક અઠવાડીઉં હેકટર જોડે રહેવાને આવી હતી, તેથી કાઉન્ટે જ્યારે તેને કહ્યું કે એમ બની નહી શકે ત્યારે તે રોવા લાગી. પછી તે ગુસ્સે થઇ. પણ વળી આવતા મંગળવારે મળવાનું હેકટરે કહ્યું, તેથી તેણે મન વાળ્યું. તે તેને ભેટી અને જતાં જતાં બોલી, "વારૂં ત્યારે હું જાઉંછું. મ્હને ભૂલી જશો નહીં. મારે તો ઈર્ષા રાખવી જોઇએ કેમકે મ્હેં સાંભળ્યું છે કે તમારા મિત્રની સ્ત્રી આખા પારીસમાં ઘણીજ ખુબસુરત ગણાય છે, ખરૂં કેની ?"

"કોણ જાણે, મ્હેંતો બરોબર તેને જોઈ પણ નથી."

હેકટર સાચું બોલ્યો હતો. તે ગમે તેટલું બહારથી બેદરકારીપણું દેખાડતો હતો, તોપણ અંદરખાનેથી તે હજી પણ મનનું દુઃખ ભોગવતો હતો. એક મ્હોટા સંકટમાં આવ્યા પછી મન હમેશાં તેને તેજ બાબતમાં કેટલાક વખત સુધી ભમ્યાં કરેછે, અને આસપાસની વસ્તુનું ભાન ભૂલાવે છે. તોપણ જેની જે બોલી કે 'આખા પારીસમાં ઘણીજ ખુબસૂરત' તેથી તે જાગૃત થયો, અને પોતાની ભૂલ સાંજરેજ સુધારવાનો ઠરાવ કર્યો. તરતજ તે વેલફ્લુલુ જવા નીકળ્યો. સોવરસી હજી આવ્યો નહોતો તથા બર્થા એ-કલી બેઠી બેઠી ચોપડી વાંચતી હતી. હેકટર તેની પાસે જઈ એવી રીતે બેઠો કે વાત કરતાં તેનું મ્હોં બરોબર દેખાય. પહેલાં તો તે ખૂશ થયો નહીં. તેની ખુબસૂરતી તેને જોઇએ તે કરતાં વિશેષ બનાવેલી લાગી. પણ માંહી ખોડ કહાડવાને ધારીને જોતાં એક પણ ખોડ ન દેખાયાથી તે ગભરાયો, અને

તેની ઠંડી શુદ્ધ આંખો જોઇને ચમકયો. ધીમે ધીમે તે હમેશાં સાંજ સાંજનો બર્થા પાસ બેસતો ગયો. જે વખતે સોવરસી બીચારો હેકટરના દેવા વિગેરેનું સમાધાન કરતો હતો, જ્યારે વ્યાજ ઓછું કરવું તથા વકીલ, શરાફ વિગેરે અનેક જાતના ધંધાવાળા માણુસો સાથે ભાંજગડો કરવી એમાં તે ગુંથાયો હતો, તે વખતે હેકટર આ પ્રમાણે કારસ્તાન કરતો હતો. તેને લાગ્યું કે બર્થા પોતાના કહેવા ઉપર વધારે લક્ષ આપેછે તથા તેથી ખુશ થાયછે, તેથી પોતાના ગર્વિષ્ટપણાથી તે સમજ્યો કે બર્થા તેના ધણી કરતાં હઝાર દરજ્જે ઉંચી કોમની છે. પોતે કાંઈ બુદ્ધિશાળી નહોતો. પણ વાતો તથા ગપ્પાં મારવામાં કુશળ હતો. તેણે એટલી બધી વસ્તુઓ જોઇ હતી તથા એટલાં બધાં માણુસો સાથે વ્યવહાર રાખ્યો હતો કે તેથી તેની વાત સાંભળવામાં રસ પડતો. તેને વાત કરતાં એક જાતનો ઉમંગ આવતો તથા તે જરા તોરી હતો, તેથી હરકોઈ પ્રથમ તેનાથી અજબ થતું. જો બર્થા થોડી ઇશ્કવાળી હોત તો હેકટરને તે તેની કીમત પ્રમાણે ગણત. પણ તેને જોઇને તેની સમજવાની શક્તિ ક્ષીણ થઈ હતી. તે તેને બેવકુફી ભરેલી ખુશીથી સાંભળતી હતી. જેમ કોઈ મુસાફર દૂર દેશોમાં તથા જંગલમાં ફરી અસહ્ય સંકટો ભોગવી તથા પારકી ભાષાઓ બોલનારી કોમમાં જઈ પારકી રીત ભાતોથી વાકેફ થઈ પાછો આવેછે ત્યારે તેને જોઇને જેવી લાગણી બીજા લોકોને થાયછે તેમ બર્થાને હેકટરને જોઇને થયું.

દીવસો, અઠવાડીયાં, તથા મહીના આ પ્રમાણે નીકળી ગયા. પણ કાઉન્ટ હેકટરને અહીં એકાંત લાગ્યું નહીં. તે ધીમે ધીમે શોખમાં પડતો ગયો અને અંતે જાનવરની માફક શીકરથી વિરકત થયો. શારિરીક તથા માનસિક શિથિલતા એનામાં આવી. તે અચ્છી તરેહથી ખાતો તથા પીતો અને દર રાત્રે બરોબર બાર કલાક ઉંઘતો. જ્યારે તે બર્થા સાથે વાત નહોતો કરતો ત્યારે આરામ ખુરશીપર બેશી વીનોદ કરતો, નહીંતો ઘોડાપર બેશી બગીચામાં ફરતો. વખતે બગીચાને છેડે નદીમાંથી માછલાં પકડવા પણ જતો. આમ ચેનમાં રહેવાથી તે થોડા વખતમાં જાડો થયો. જ્યારે તે જેની સાથે દીવસ ગાળતો ત્યારે તે ઘણોજ ખુશ રહેતો. જેની તેને બુલેવર્ડની તમામ વાતો કહેતી. તેથી અસલની વાતો તેને યાદ આવતી. તે ઘણું ખરું હેકટરની સાથે કજીઓ કરતી એટલે તે જાગૃત થતો. તે દર અઠવાડીએ નિયમ-

સર આવતી અને તેનો હેકટરના પ્રતિ પ્રેમ દીવસ દીવસે ઓછો થવાને બદલે વધ્યોજ ગયો. તેનો ધંધો ખરાબ સ્થિતિમાં આવ્યો હતો. જે વસ્તુ ખરીદી દુકાનમાં આવતી તેનાથી ઓછી કીંમતે વેચાતી. તેમાં અધુરામાંપુરૂં તેની ભાગીદાર એક દીવસ બધા પૈસા લેઇને નાશી ગઈ. જેનીને તો આ ધંધાની કાંઈ માહીતી નહોતી તેથી દરેક લોકો તેની તમામ વસ્તુ લેઈ ગયા. તોપણ જેનીએ પોતાની હકીકતથી હેકટરને વાકેફ કર્યો નહતો, જો કે આખરે તેની મદદ માંગવાનો તેનો વિચાર હતો. પણ તેમ કરવાની તેનામાં શક્તિ નહોતી.

પહેલાં તો વેલફ્યુલુમાં આવતા લોકો હેકટરને હમેશ અહીં જોવાથી આશ્ચર્ય પામ્યા. પણ ધીમે ધીમે તે ભળી ગયો. જ્યારે પરહોણાઓ આવતા ત્યારે હેકટર નહીં સાંભળેલા દુઃખો આવી પડયાં હોય એવો ચ્હેરો કરતો. તે કોઇની વચ્ચે પડતો નહીં; અને તેથી લોકો કહેવા લાગ્યા કે તે સારો, સાદો માણસ છે. પણ તે જ્યારે એકલો પડતો ત્યારે ગુસ્સે થતો. "આમ ક્યાં સુધી મ્હારે રહેવું પડશે ?" અને ગઈ સ્થિતિ સાંભરી આવતાં હાલની સ્થિતિથી તે ઘણોજ ગુસ્સે થઈ જતો. આ સુસ્ત જીંદગી કેમ દૂર થઈ શકે ? તથા સોવરસીના મિત્રોથી દૂર કેમ થવાય ? ક્યાં જઇને રહેવું ? પારીસ જ-વાની તેને હવે લાલચ રહી નહોતી કેમકે ત્યાં જઇને કરે શું ? ઘર એક ચમારને વેચાઈ ગયું હતું, તથા સોવરસી પાસેથી જે પૈસા ઉછીના તે લેતો તે શિવાય પાસે કાંઇજ નહોતું. તોપણ હેકટરને સોવરસી કંટાળો આ-પનાર તરીકે લાગતો. કોઈ માણસ ઠીકે ઠીક હોય તથા મહેનતુ હોય તે કેમ હોઇ શકે તે તે સમજી શકતો નહોતો. તેમાં ખરેખરૂં આશ્ચર્યજનક તો એ હતું કે જેમ જેમ સોવરસી તેના ઉપર ઉપકાર કરતો ગયો તેમ તેમ હેકટરનો સોવરસી ઉપરનો અણગમો વધતો ગયો.

હેકટરનું દેવું પતાવવું એ ઘણું ભારે કામ થઈ પડયું હતું. લ્હેણદારો ડગલે ડગલે નીકળી આવતા. અને વખતે વખતે સોવરસી ધારતો કે આનો પા-રજ નહીં આવે. કેટલાકોને તો કાઉન્ટે ચૂકવી આપેલું હતું, પણ તેમની પ્હોંચ જડતી નહોતી તેથી તેઓ બીજાઓ કરતાં વધારે તેને હેરાન કરતા હતા. કેટલાકોની માંગણી અતિશય મ્હોટી છે એમ ગણી નાણું આપવા ના પાડી હતી. તેઓ કોર્ટમાં જવા ધમકી આપતા હતા, એવી આશાએ કે

સોવરસીને ભડકાવી પૈસા કહડાવવા. સોવરસી આ વાત કહેતો તેથી તેનો મિત્ર કંટાળતો. દર બીજે ત્રીજે દીવસે તે પારીસ જતો. તથા ઓર્લીઅન્સ તથા બરગન્ડીમાંની મીલકતના વેચાણ વખત તે હાજર રહ્યો હતો. આથી આખરે કાઉન્ટ પોતાના ખરા અંતઃકરણથી સોવરસીને ધિઃકારવા લાગ્યો. સોવરસી હમેશાં આનંદી તથા સુખી દીસતો હતો, તેથી તે નાખુશ થતો અને તેથી તેની ઘણીજ અદેખાઈ કરતો. એક વિચાર–અરે ઘણોજ લજ્જા પમાડે એવો વિચાર–કરીને તે દીલાસો માની લેતો. તે મનમાં બોલતો, "સોવરસી પોતાની જાતને સુખી માને છે, કેમકે તે અંધ છે. તે જાણેછે કે મ્હારી સ્ત્રી મારા ઉપર ઘણીજ પ્રીતિ રાખે છે, પણ ખરૂં જોતાં તો તે તેને બીલકુલ ગમતો નથી!"

બર્થાએ પોતાનો પોતાના પતિ તરફનો અણગમો કાઉન્ટને જણાવી દીધો હતો. પોતાના અંતઃકરણમાં ખરી લાગણી શી થાયછે તેનો કાંઈપણ વિચાર કર્યા વગર હું ટ્રેમોરલને ચ્હાઉંછું એજ વિચાર મનમાં રાખી રહેતી. પોતાને મન ગમતા પુરૂષની જે તેને ઇચ્છા હતી તેજ આ હેકટર છે, એમ તે માની લેતી. પણ હેકટર પોતાને ચ્હાતો નથી એમ જાણી તે ખિન્ન થતી. તે મોજીલો હોવાથી તેના તરફ ધ્યાન રાખતો પણ બસ, એથી આગળ વધ્યો નહોતો. તેથી તેણે જાણ્યું કે હું જેટલી ખુબસૂરત મારી જાતને માનુંછું તેટલી નહીં હોઉં. જો તે મ્હને ચ્હાતો હોય તો મ્હને કહે ખરો, કેમકે સ્ત્રીઓ આગળ તે શરમાળ નથી. આખરે પોતાની હરીફ પેલી છોકરી જેને મળવા કાઉન્ટ કોરબીલ જતો હતો એની તેને ખબર પડી હતી તેને તે ધિક્કારવા લાગી. હવે તેને જોવા તથા ઓળખવા તેની મરજી થઈ. તે કોણ હશે? તે ખુબસૂરત છે? હેકટર જેની વિષે સવાલ પૂછાતો તો તેનો જવાબ આપવો યુક્તિથી માંડી વાળતો. પોતાના કૃત્યો વિષે બીજું કોઈ માણસ, તેમાં એક ખુબસૂરત સ્ત્રી, વિચાર કરે એથી તેને આનંદ થતો. આખરે બર્થા પોતાની જીજ્ઞાસા અટકાવી શકી નહીં. તેથી તેણે એક દીવસ સાદો કાળો પોશાક પહેર્યો તથા જાડો બુરખો નાંખી જે વખતે પેલી છોકરી કોરબીલ સ્ટેશન ઉપર આવતી તેથી જરા વ્હેલી જઈ ત્યાં બેઠી. તે ઉતારૂઓની બેસવા ઉઠવાની કોટડીમાં એક પાટલી ઉપર ખૂણામાં જઈ બેઠી. થોડીક વારમાં તેણે કાઉન્ટ તથા એક સ્ત્રીને આવતાં જોયાં. તેઓ એક બી-

જાનો હાથ પકડી આનંદમાં વાત કરતાં આવતાં હતાં. તેઓ બર્થાની પાસે થઇનેજ ગયાં અને તેથી તે જેનીને બરાબર જોઈ શકી. તેણે જોયું કે જેની સુંદર હતી પણ બીજું કાંઈ વધારે તેનામાં નહોતું. તેથી તેણે જાણ્યું કે તે છોકરીની કાંઈ બ્હીક રાખવાની જરૂર નથી. હવે પોતાનું કામ થઈ રહ્યું તેથી તે ઘેર જવા નીકળી. પણ તેણે વખત બરાબર સાધ્યો નહીં. જેવી તે કેટલીક ગાડીઓની પાછળ થઇને જતી હતી તેવામાં હેકટર જેનીની રજા લેઇને સ્ટેશનમાંથી આવતો હતો તે મળ્યો. દરવાજા આગળ તેઓ સામસામાં થયાં અને જો કે બર્થાએ મ્હોં ઉપર જાડો બુરખો નાંખ્યો હતો તોપણ તેમની આંખો મળી. બર્થાને વ્હેમ આવ્યો કે તેણે ઓળખી કહાડી હશે. હેકટરને ઘણું આશ્ચર્ય લાગ્યું એમ દેખાયો, પણ તેણે કોઈ રીતે તપાસ ન કરી. બર્થા નદી કીનારે થઇને ઘેર આવી. તેને નક્કી લાગ્યું કે તેણે પો-તાને ઓળખી કહાડી હશે, અને આમ હીંમત ધરીને એકલી સ્ટેશન ઉપર તેમને જોવાને ગઈ હતી, તેથી હવે પરીણામ શું નીપજશે તેનો વિચાર કરવા લાગી.

હેકટર બર્થાની પાછળ પાછળ ધીમેથી આવતો હતો. તેને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું હતું. બર્થાના મનમાં પોતાને માટે કેવા વિચારો ઉત્પન્ન થતા હતા તેતો તેના ગર્વિષ્ટપણાથી તે ચેતી ગયો હતો. તોપણ તેને એમ જરા પણ વિચાર નહોતો આવ્યો કે તે પોતા ઉપર આટલી બધી ફીદા થઈ ગઈ હશે. તે ચાલતાં ચાલતાં બોલ્યો, "જરૂર તે મ્હારા પ્યારમાં પડી છે. હવે મ્હારે શું કરવું? વેલફ્લુલુ છોડી એકદમ જતા રહેવું કે રહેવું? મ્હેં જાણે તેને ઓળખી ન હોય તેમ જણાવવું અને હમેશ માફક વર્તવું કે કેમ? નહીં, નહીં. મ્હારે આજ સાંજરેજ કાંઇપણ ઢીલ કર્યા વગર ચાલ્યા જવું." આવો તેનો પ્રથમ વિચાર થયો. પણ મનમાં જુસ્સો આવવાથી તે બધો તરતજ દબાઈ ગયો. સોવરસીએ તેને મરતાં બચાવ્યો હતો, તેને પોતાને ઘેર આવ-કાર દઈ રાખ્યો હતો, પોતાનું તન, મન અને ધન તેને આપ્યું હતું, અને આજ વખતે તે પારીસમાં તેની મીલ્કત બચાવવા અથાગ મહેનત કરતો હતો. પણ ટ્રેમોરલના જેવા માણસો આવી સેવાને અપમાન દાખલ ગણેછે. પોતાને વેલફ્લુલુ આવ્યા પછી મનમાં દુઃખ થતું હતું, પોતાનો ગર્વ સમાવી રાખવો પડયો હતો, હમેશાં પોતાની સ્થિતિ નીચ થઈ ગઈ છે તે યાદ આવ્યાં

કરતું, તે એનાથી કેમ ખમાય? " શું, જે માણસને મ્હેં પ્રથમ મ્હારાથી નિચિ પક્તિનો ગણ્યો હતો તેને હવે મ્હારાથી ઉંચી પંક્તિનો ગણું? " તે બીજાઓની તુલના પોતાના સ્વભાવ ઉપરથીજ કરતો. "વળી આ સર્વ તે ફકત અહંકારથીજ તથા ડોળ ઘાલવાથી કરેછે. હું તેના ઘરમાં કેવો થઈ રહ્યો છું! બસ, તેની ઉદારતા તથા ભકિતભાવનું પુતળું! તે મ્હારા સંકટો ઉપર જીત મેળવી હસેછે અને લોકો પોતાનાં વખાણ કરે એમ જાણી આમ મ્હારો સેવા બજાવેછે? " પોતાનો મિત્ર ધનવાન હતો, ઘણું માન પામેલો હતો, સંસાર કેમ ચલાવવો તે જાણતો હતો. પણ પોતાને તો આમાંનું કાંઈજ આવડયું નહીં, તેથી ત્રીસ વરસમાં પાયમાલ થઈ ગયો હતો. સોવરસીના આ અપરાધને (!) માટે તે તેને માફ કરી શક્યો નહીં. તેથી આમ તેના ઘરમાં રહી ત્યાંજ ખોદી તેને શીક્ષા કરવામાં તેને કાંઈ લાગ્યું નહીં! "હું કે દહાડે તેની સ્ત્રીની પાછળ દોડતો ફરૂંછું? તે પોતાની મરજીથી મ્હારી પાસે આવેછે, અને તે જરા પણ મ્હારા તરફથી લાલચ બતાવ્યા વગર. હવે તેન છોડી દઉં તો હું બેવકુફમાં ન ખપું? "

હુંપદથી માણસોને હઝાર દલીલો યાદ આવેછે. હેકટર વેલ્ફ્યુલુ જઈ પહોંચ્યો તેટલામાં તેણે નિશ્ચય કરી દીધો હતો. તે જતો ન રહ્યો. અને તો પણ તેને પ્રેમ કે લાલચનું બ્હાનું સરખું પણ નહોતું. તે કાંઈ તે સ્ત્રીને ચ્હાતો નહોતો. અને આ તેનું નીચ કર્મ જાણી જોઇને પ્રથમથીજ વિચાર કરીને કરેલું હતું. તેનો તથા બર્થાનો સંબંધ પરસ્પરના પ્રેમની ગાંઠ કરતાં એક વધારે જબરી ગાંઠથી બંધાયો હતો. તેઓ બંન્ને સોવરસીને એક સરખી રીતે ધિક્કારતાં હતાં, કેમકે તેઓ બન્નેની ઉત્તમ સ્થિતિ સોવરસીના લીધેજ થઇ હતી. કાદવમાંથી સોવરસીએજ તેઓ બન્નેને સારા રસ્તામાં આણ્યાં હતાં. તેઓ પ્રથમ એક બીજાને પ્રેમ દર્શાવવાની વાતો કરવાને બદલે સોવરસીની નિંદા કરવામાં ગુંથાયાં. તેમની આ વર્ત્તણુક ઘણીજ નીચ હતી. પોતાને પશ્ચાત્તાપ ન થાય તેટલા સારૂ મન રીઢું કરવા આમ નિંદા કરવા તેઓ બેઠાં. તેઓ બંન્ને જણાએ સોવરસી મૂર્ખ તથા તિરસ્કારને પાત્રછે એમ સાબીત કરવા યત્ન કરવા માંડયો, જાણે આમ કરવાથી કદી સોવરસીમાં ખામી હોય તો તે પુરી પડશે! ખરેજ, સદાચરણ મૂર્ખાઈ હોયતો સોવરસી મૂર્ખ હોવો જોઇએ, કેમકે પોતાની સ્ત્રી તથા પોતાના

મિત્ર પોતાને પોતાના ઘરમાંજ છેતરતાં હતાં તે પોતાના તેમના ઉપર અગાધ વિશ્વાસથી જાણી શકયો નહીં. તેને વ્હેમ સરખો પણ આવ્યો નહીં અને ટ્રેમોરલને પોતાને ઘેર રહેવા પોતે સમજાવી શકયો એમ ગણી તે ખૂશ થતો હતો. તે પોતાની સ્ત્રીને વારંવાર કહેતો, " હું ઘણોજ સુખીછું."

બર્થાએ પોતાના પતિને આવી સ્વપ્નાવસ્થામાં રાખવાને તમામ યુક્તિઓ કામે લગાડી. પ્રથમ તે તુરંગી, નાજુક તથા સ્વેચ્છાચારી હતી તે હવે ધીમે ધીમે નમ્ર તથા આજ્ઞાનુસાર થઈ. પોતનો ઇશ્ક પૂરો પડે તે બધું પોતાના પતી ઉપર હતું. અને તેથી તેનો વિશ્વાસ એવોને એવો રાખવામાં તેણે પાછી પાની કહાડી નહીં. તેઓ બંન્ને જણાં એટલાં તો સાવચેતી તથા ડહાપણથી ચાલતાં કે ઘરમાં શું થાય છે તે કોઇ પણ માણસ અટકળી શકયું નહીં. તો પણ બર્થા જાતે સુખી નહોતી. આમ પતિને છેતરવાથી તેને ઇચ્છિત સુખ મળ્યું નહીં. તેના મનમાં કે હું એકદમ આકાશમાં ચહડી જઇશ પણ રહી તો તે પૃથ્વી ઉપર ને પૃથ્વી ઉપરજ, અને આ જાડાઈ તથા ઠગાઈની દુઃખદાયક જીંદગી ભોગવવી પડી. ઘણું કરીને તે ચેતી ગઈ હતી કે હેકટર સોવરસી ઉપર વેર લે તેટલા સારૂ હું તેના હાથમાં હથીઆર રૂપ થઈ પડી છું. અને તે મ્હારી સાથે બગડે છે તે મને કલંકિની બનાવી પોતાના મિત્રને દગો દેઇ વેર લેવા ખાતરજ બગડે છે. અધુરામાં પુરૂં તેને ઇર્ષા થઈ અને ટ્રેમોરલને જેનીને તજી દેવાને સમજાવવા લાગી. પણ તે હમેશાં ડહાપણ ભરેલો પણ બર્થાને પીડા આપે એવો એકજ જવાબ દેતો, "જેનીને લીધે તો આપણી દોસ્તીનો વ્હેમ સરખો પણ કોઇને નથી આવતો; એનોજ વિચાર કરની."

ખરે ખરૂં જોતાંતો તે જેનીથી છુટાં પડવાનો લાગ જોતો હતો. તે કામ અઘરૂં હતું કેમકે તે હમેશાં તેને પ્રેમથી વધારે ને વધારે વળગી રહેતી હતી. તે તેને વારંવાર કહેતી કે " તમે બદલાઈ ગયાછો, અને પ્રથમ જેવા નથી, " એથી તે કંટાળવા લાગ્યો અને તેની દીલગીરી ભરેલી નજર તથા રકત આંખો જોઇને તે અધીરો બનતો. એક દહાડો સાંજરે ગુસ્સામાં તે અજાએબ જેવી રીતે તેને ધમકાવવા લાગી. તેણે કહ્યું, " તમે બીજી સ્ત્રીને ચ્હાઓ છો, હું જાણુંછું અને તેની મ્હારી પાસે સાબીતી છે. પણ યાદ રાખજો કે તમે મ્હારાથી જુદા પડ્યા તો તેના ઉપર હું જરા પણ દયા વગર વેર લીધા વગર રહીશ નહીં."

આ શબ્દો ઉપર કાઉન્ટે બેવકુફીપણાથી જરા પણ ધ્યાન ન આપ્યું. એગી તો તે છુટો પડવા જલદી આતુર થયો. તેણે વિચાર્યું, "જેની હવે હરકત કર્ત્તા થઈ પડી છે. જો કોઈ દહાડો ભૂલે ચુકે અહીં બરોબર વખતે ન અવાયું તો એકદમ વેલફ્ર્યુલુ આવી મ્હને બેઆબરૂ કરશે." તેથી એક દીવસ બર્થાનાં આંસુ તથા વિનંતીથી પોતાની બધી હીંમત એકઠી કરી તેજ દીવસે જેનીથી છૂટા થવાનો નિશ્ચય કરી કારબીલ ગયો. પોતાના વિચાર દર્શાવવાને તેણે બનતી મહેનત કરી, અને આવો નિશ્ચય કરવામાં ઘણુંજ ડહાપણુ વાપર્યું છે એમ દર્શાવ્યું છે. તેણે કહ્યું, "જેની આપણે સંભાળ લેવી જોઇએ, અને થોડા વખત સુધી મળવું બંધ કરવું જોઈએ. તું જાણેછે કે હું પાયમાલ થઈ ગયોછું. અને તેમાંથી ઉન્નત થવાને લગ્ન શીવાય બીજો એકે ઉપાય રહ્યો નથી."

હેકટરે જાણ્યું જેની આ સાંભળી ગુસ્સા તથા શોકથી ગાંડીજ થઈ જશે તથા મૂર્છા પામશે; પણ જેની તો એક અક્ષર બોલી નહીં. તે એકદમ સફેત થઈ ગઈ, તેના હોઠનો રંગ ઉડી ગયો અને ઘણી અજાએબ જેવી નજરથી કાઉન્ટ સામું ટગર ટગર જોવા માંડયું. પછી થોડી વાર રહીને તે બોલી, "ત્યારે તમે લગ્ન કરવા ધારોછો ?"

તેણે જુઠો નિઃશ્વાસ મૂકી કહ્યું, "ખરેખર, મ્હારે એમ કરવું પડેછે. તું જાણેછે કે તારે માટે મ્હારે મ્હારા દોસ્ત પાસેથી પૈસા ઉછીના લેવા પડે છે. પણ તે કયાં સુધી આપશે ?"

જેનીએ હેકટરનો હાથ પકડયો, બારી પાસે તેને લેઇ ગઇ તથા તેની આંખમાં એવું તાકીને જોયું કે જાણે તે છેક અંદરથી કાંઈ તેના મનની વાત વાંચતી હોય. પછી તે બોલી, "ત્યારે તમે પરણવા સારૂજ મને તજો છો કેમ ?"

હેકટરે પોતાનો જમણો હાથ જેનીની બગલમાંથી લેઈ પોતાની છાતી ઉપર મૂકયો, અને બોલ્યો, "હું સોગન ખાઉછું."

જેની બારીએથી ખશી, તથા ચાટલા તરફ ફરી અને જાણે કાંઇજ બન્યું નહોય એમ સંભાળથી ટોપી પહેરી દોરીઓ બાંધી; પછી જવાને તૈયાર થઇ રહી, એટલે ટ્રેમોરલ પાસે ગઇ અને આંસુ પાડતી, ખોટી દઢતા બતાવી, બોલી, "ત્યારે હું તમારી હંમેશને માટે રજા લઉંછું. ખરેજ!

આપણે છુટા પડવુંજ જોઇએ ?"

"પડવુંજ જોઇએ."

જેનીએ એક ચાળા કર્યો પણ હેકટરે તે જોયા નહીં. તેના મ્હોં ઉપર તિરસ્કારનાં ચિન્હો દેખાયાં અને કચડાગી દર્શાવે એમ હોઠ કર્યા. પણ તરતજ પાછી તે સાવધ બની; પછી જરાક રહી તે બોલી, "હું જાઉં છું, હેકટર જો તમે પરણવાને ખાતરજ મ્હને તજતા હશો તો મ્હને તમે ફરીથી જોશો નહીં."

"ના, જેની, આપણે દોસ્ત તરીકે તો રહીશુંજ."

"વખતે રહીશુંજ. પણ જો બીજી કોઈ સ્ત્રીને સારૂ તમે મ્હને તજો છો એમ મ્હને માલમ પડયું તો યાદ રાખજો કે તમારૂં મૃત્યુ નક્કી થઈ ચુકયું છે, અને તે સ્ત્રી દુનીઆમાં નકામી થઇ છે." તેણે બારણું ઉઘાડયું. હેકટરે તેનો હાથ લેવા માંડયો, પણ તેણે તે ખેંચી લીધો અને છેલીવારની સલામ કરી તે ચાલી ગઈ.

તે ખરેખર ગઇજ તે ખાત્રી કરવા હેકટર બારીએ આવી ઉભો. તે રેલવે સ્ટેશન તરફ જલદીથી ચાલતી જતી હતી. હેકટર પોતે છુટો થયો તેથી નિશ્વાસ નાંખી બોલ્યો, "ચાલો, નિરાંત થઈ. પણ બીચારી હતી તો ભલી."

---

## પ્રકરણ ૧૬ મું.

### બર્થા તથા હેકટર.

કાઉન્ટે જેનીને લગ્નની વાત કહી હતી, તેમાં અડધું સત્ય હતું. સોવરસો તથા તેણે એ વિષે વાત કરી હતી. અને જો કે તેણે કહ્યું હતું તેટલે લગી વાત આવી નહોતી તોપણ એમ બનવાને સંભવ હતો. સોવરસીએ લગ્નની ગોઠવણ કરી હતી તે એવીજ મતલબથી કે હેકટર ઠેકાણે પડે. તેણે આજથી આશરે એક મહીના ઉપર હેકટરને કહ્યું હતું, "જો સાંભળ જરા, જલદીથી જવાબ દેતો ના. કેમકે હું તને જે કહેવાનો છું તે ઉપર ખૂબ વિચાર કરવાનો છે."

"ઠીક, જરૂર પડે તો હું ગંભીર થઈ શકું છું ખરો."

"આપણે ત્યારે તારા દેવાથી શરૂ કરીએ. તે હજી બધું પતી ગયું

નથી. પણ હવે તેનો અંત આવશે. બધું પતી રહ્યા પછી તારી પાસે આશરે ત્રણ ચાર હઝાર ફ્રૅંક રહેશે. "

હેક્ટરે કદી સ્વપ્નમાં પણ જાણ્યું નહોતું કે આવી વાત કદી બની શકશે. તે આનંદથી બોલ્યો, " ત્યારે તો હું પાછો પૈસાવાળો થઇશ. "

" ના, પૈસાદાર તો નહીં, પણ તંગીથી દૂર રહીશ. પણ તારી અસલની સ્થિતિમાં આવવાને એક બીજું સાધન છે. "

" કીયું સાધનછે ? "

સોવરસી જરા અટક્યો, અને પોતાના મિત્રની સામું સ્થિર નજરથી જોયું. પછી તે બોલ્યો. " ત્હારે પરણવું જોઇએ. "

આ શીખામણથી હેક્ટરને ઘણું આશ્ચર્ય લાગ્યું, પણ નાખુશ થયો નહીં. તેણે કહ્યું, " પરણવું ? હા. શીખામણ દેવી એતો સહેલું છે પણ તે બજાવી લેવું એ બહુ અઘરૂં છેતો. "

" ત્યારે તારે જાણવું જોઇએ કે હું કંઈ વિચાર કર્યા વગર બોલતોજ નથી. એમ ધાર કે એક સારા કુટુંબની, સુંદર, સુશિક્ષિત તથા મ્હારી સ્ત્રી શીવાય કોઈ એના જેવી આનંદ પમાડે એવી નહોય એવી જુવાન બાળા તને મળે તો ? વળી દશ લાખની પુંજી સાથે લેતી આવે તો ? ચાલ, બોલ. ત્હારી શી મરજી છે ? "

" અહા ! મ્હારા મિત્ર ! બસ હું તેની સાથે અગાધ પ્રેમના પાશમાં પડીશ. પણ તું આવા કન્યારત્નને ઓળખે છે ? "

" હા, અને તું પણ તેને ઓળખે છે. તે કન્યારત્ન મેડેમોઇસેલ લોરેન્સ કરટોઇસ છે. "

આ નામ સાંભળતાંજ હેક્ટરનાં ડાસલાં બેશી ગયાં, તેથી કપાળે હાથ ઠોકીને બોલ્યો, "એનો ત્હેં નકામી વાત કરી. તે ભપકાદાર, દુનીઆદારી બુઢ્ઢો કરટોઇસ જે માણસે મૂર્ખતાથી પોતાની દોલત ઉડાવી દીધી છે તેને કદી પણ પોતાની પુત્રિ દે નહીં. "

સોવરસીએ ખભા ઉંચા કર્યા. " આતો તું છતી આંખે અંધની માફક બોલેછે. તારે જાણવું જોઇએ કે કરટોઇસ જેને તું દુનીઆદારી કહે છે તે ચમત્કારીક માણસ છે, તથા વળી લોભી છે. તે ઘણીજ ખુશીથી ડયુક ઓફ સેમ્બલમ્યુઝના પિત્રાઈ તથા કામેરીનના સગા કાઉન્ટ હેક્ટર ડી ટ્રેમોરલની

સાથે સંબંધ કરવામાં પોતાને માન મળ્યું સમજશે. પછી તે કાઉન્ટ પાસે ફુટી બદામનું ફોતરૂં પણ ન હોય તો શું ? "

હેકટર ચૂપ રહ્યો. તે જાણતો હતો કે આપણી જીંદગી હવે આવી રહીછે. અને અત્યારે ઓચિન્તાનું આવું પ્રકાશિત ભવિષ્ય સામે આવ્યું જોઇને ખુશી થયો. પછી પોતાના મિત્રના મુરબ્બીપણાના સહવાસથી દૂર થવાશે. પોતે સ્વતંત્ર તથા તવંગર થશે, તથા પોતાના ધારવા પ્રમાણે બર્થાથી પણ વધારે સુંદર સ્ત્રીવાળો થશે, અને સોવરસી કરતાં પણ સારી મિલ્કત વાળો બનશે. વળી આથીતો આ રાખેલી સ્ત્રીથી દૂર થવાશે, કેમકે જો કે તે પ્રેમાળ તથા સુંદર હતી, તોપણ મગરૂબ તથા હીંમત વાળી હતી, તથા જુલમી સ્વભાવની હતી. આ વિચારો કર્યા પછી આખરે તેણે જવાબ દીધો, " મો. કરટોઇસને હું એક અચ્છો આબરૂદાર માણસ ગણુંછું. તથા મેડેમોઇસેલ લોરેન્સને એવીતો વિદુષી તરૂણી ગણુંછું કે તેની સાથે કાંઈ પણ પુંજીવગર પરણવામાં પણ સુખી થવાય. "

" સાબાશ, પ્રિય દોસ્ત, સાબાશ. પણ પ્રથમ તારે લોરેંસની પ્રીતિ મેળવવી પડશે. તેનો પિતા તેને જાણે પૂજેછે અને તેથી તે પોતાની પુત્રિની મરજી વિરૂદ્ધ કોઇને પણ તે દેનાર નથી. "

હેકટરે મગરૂબીમાંજ કહ્યું, " તેની તારે કશી ચિંતા રાખવી નહીં. થોડાજ વખતમાં તેને મારા પ્રેમપાશમાં બદ્ધ કરીશ. "

બીજેજ દીવસે તે મો. કરટોઇસને મળ્યો. તેણે તેને જમવા બોલાવ્યો. કાઉન્ટે લોરેન્સને વશ કરવા બનતો પ્રયાસ કર્યો. ખરેખર તેની શહેરી વર્ત્તણુક તથા નાજુકાઇથી સામાની મરજી અમલમાં આણવાની ખૂબીથી ગમે તેવી જુવાન છોકરી અંજાઈ જાય. થોડાજ વખતમાં હેકટર મેયોરનો જીવજાન દોસ્ત થઈ ગયો. અને વારંવાર તેને ઘેર મળવા તથા જમવા જતો. તે દરમ્યાન કાંઈ લગ્ન વિષે ખુલ્લી વાત થઈ નહોતી, તથા એવો ઇસારો પણ કોઇએ કર્યો નહોતો. પણ મો. કરટોઇસ ધારતો હતો કે એકાદ દ દીવસે હેકટર પોતાની પુત્રિનું માંગું કરશે અને તે વખતે હું કે લોરેન્સ ના નહીં કહીએ.

બર્થાને આમાંનો કશો વ્હેમ સરખો આવ્યો નહોતો. તેતો જેનીની પાછળજ મંડી હતી તેથી બીજી વાતમાં ધ્યાન આપી શકી નહોતી. તે તો

ફકત એક રાત્રે કાઉન્ટ મેયોરને ત્યાં ગયો હતો અને ખૂબ આનંદમાં દીવસ ત્યાં તેણે ગુજાર્યો હતો. તે વિષેની વાત કરતાં આ ધારેલા લગ્નની વાત કરી, એવી મતલબથી કે બર્થા ખુશી થશે, ત્યારેજ એની આંખ ઉઘડી. આ સાંભળીને પ્રથમતો તે ફીક્કી પડી ગઇ, અને પોતાના મનનું દુઃખ સોવરસી દેખશે એવી દહેશતથી એકદમ ઉઠી પોતાના શયનગૃહની જોડેના ખંડમાં ગઈ. સોવરસી શયનગૃહમાં ગયો અને એક આરામ ખુરશી ઉપર બેઠો અને મ્હોટેથી પોતાની સ્ત્રી જોડેના ખંડમાં સાંભળે એમ કહેવા લાગ્યો, "તું જાણેછે? આપણા દોસ્તને મ્હોટી મીલકત મળશે. આપણે આટલામાંજ કોઈ સ્થાવર મિલકત તેને અપાવીશું કે જેથી આપણાથી એમને રોજ મળી શકાય. પાનખરમાં આપણા સુસ્ત દીવસમાં તેઓ આપણને ગમત આપશે. હેકટર ચંચળ માણસછે અને લોરેન્સને માટે મ્હેંજ ઘણી વાર કહ્યું છે કે તે ઘણીજ આનંદ આપે એવીછે." બર્થાએ કાંઈ જવાબ આપ્યો નહીં. આ અણધારેલો ઘા એવોતો કારી હતો કે તેથી તેનું મગજ ફરી ગયું, અને વિચાર કરવાની શક્તિ શીથળ થઈ ગઇ. સોવરસીએ કહ્યું, " કેમ બોલી નહીં? તને એ વિચાર ગમેછે કે ની? મ્હેં જાણ્યું તું એ સાંભળી ઘણીજ ખૂશ થઇશ."

બર્થાએ જાણ્યું કે હવે જો હું વધારે વાર ચૂપ રહીશ તો તે આ ખંડમાં આવશે અને કોચ ઉપર લાંબી થઇને મ્હને સૂતેલી જોશે તો બધી વાત જાણશે, તેથી મહા પરાણે જવાબ દીધો, "હા, હા, એ ઠીક વિચારછે."

"પણ એ કેવી અજાએબ તરેહથી તું બોલેછે? તને કાંઈ વાંધો લાગેછે?"

"મ્હને જરા લોરેન્સના ભવિષ્યને માટે ફીકર છે."

"વાહ! કેમ?"

"તમે મ્હને કહેતા હતા તે ઉપરથી કહુંછું. તમે કહેતા હતા કે હેકટર રંડીબાજ, જુગારી, ઉડાઉ—"

"તેથીનો આપણે એના ઉપર આ વખતે વિશ્વાસ રાખવો જોઇએ. તેની ગઈ મૂર્ખાઇથી આપણને હવે તેની દઢતાની આશા રહેછે. તેને એવી શીક્ષા મળીછે કે જીંદગી પર્યંત તે ભૂલશે નહીં. વળી તે પોતાની સ્ત્રીની સાથે પ્યારમાં પડશે એટલે બસ."

" તે તમે કેમ જાણ્યું ? "

" કેમ જાણ્યું ! તે અત્યારથીજ તેને ચ્હાએછે. "

" તે તમને કોણે કહ્યું. ! "

"તેણે પોતેજ." અને સોવરસીએ પછી એ વિષય ઉપર વ્યાખ્યાન ચલાવ્યું તેણે હસીને કહ્યું," તું માનીશ ! તે કહેછે: આપણો દોસ્ત મો. કરટોઇસ બુદ્ધિશાળી માણસછે. અહા ? પ્રીતમો અજાએબ જાતનાં ચસમાં ચ્હડાવી સર્વ વસ્તુ જુએછે. તે દરરોજ મેયોરને ત્યાં બે ત્રણ કલાક સુધી રહેછે. ને ત્યાં જઇ શું કરેછે તેનો તને ખ્યાલ આવેછે ! "

બર્થા ઘણાજ મ્હોટા પ્રયાસથી પોતાની દીલગીરી છુપાવી શકી હતી. તે હવે હસતે મૂખે શયનગૃહમાં આવી. તેણે ધીમે ધીમે પોતાનાં લુગડાં શાંત પણે ઉતાર્યાં, પણ અંદરખાને તો લાવાનો અગ્ની બળતો હતો. તેને તેજ વખતે હેકટરને જઇ પૂછી ખાત્રી કરવાની ઇચ્છા થઈ. વખતે સોવરસી તેને ઠગતોજ હોય તો ? પણ તે શા માટે ? તેતો જાણી શકી નહીં, પણ તેથી પોતાના પતિ ઉપર તિરસ્કારની સાથે કંટાળો આવ્યો. લગ્ન સારૂ પોતાના યારને તે માફ કરી શકી. પણ પોતાના ધણીને તે મનમાં ઠપકો આપવા લાગી. આ લગ્ન પ્રથમ કોણે યોજ્યું હતું ? પોતાના સ્વામીએજ. હેકટરની આશા ઉશ્કેરી તેને ઉત્તેજન કોણે આપ્યું હતું ? પોતાના સ્વામીએજ. જ્યાં ત્યાં પોતાનો સ્વામી. જ્યાં સુધી તે હરકત કર્તા નહોતો ત્યાં સુધી તે પોતાના ધણીને પોતાની સાથે પરણવા સારૂ માફ કરતી હતી, તે તેને સહન કરી શકતી હતી, અને ખોટો પ્રેમ દર્શાવી શકતી હતી. પણ તે હવે તો અતીવ ધિક્કાર યુક્ત થઈ પડયો. જે વાતમાં પોતાની જીંદગી તથા મોત સમાયલાં હતાં તેમાં તે વચ્ચે પડયો તે તે ખમી શકી નહીં. આખી રાત તે ઉંઘી નહીં. પણ આંખ ઉઘાડી રાખી બળાપો કરતી વેર લેવાના વિચારો કર્યા કર્યા કે જેનો અંત પછી ગુન્હો કરવામાં આવ્યો.•

બીજે દહાડે સ્હવારે જમ્યા પછી તે હેકટરને એકલી મળી શકી. તેણે પૂછ્યું, " આ ખરી વાતછે કે ! "

તેનો ચ્હેરો એવો ધમકી ભરેલો હતો કે હેકટર કંપ્યો અને બોલ્યો, ખરી વાત ! કઈ ! "

" લગ્નની. "

હેકટર ચૂપ રહ્યો અને વિચાર કર્યો કે ખરી વાત કહેવી કે ખોટી. આખરે બર્થાના ધમકી ભરેલા અવાજથી ગુસ્સે થઇને બોલ્યો, " હા. "

આ જવાબથી જાણે આકાશ તેના માથા ઉપર તૂટી પડયું હોય એમ તે ચમકી. અત્યાર સુધી તેને થોડીક આશા હતી તે આથી સમૂળગી ગઈ. તેણે જાણ્યું હેકટર મ્હારી ખાત્રી કરી આપશે કે આ વાત જૂઠી છે અને મ્હને ઠગવાને જૂઠું બોલશે. કોઈ કોઈ વાર જૂઠું બોલવાથી સાંભળનારને માન મળ્યું હોય એમ લાગેછે. પણ ના—તેણે તો વાત કબૂલ કરી ! તે ચૂપ રહી, કેમકે તેને બોલવાને શબ્દો જડયા નહીં. તેનો લાભ લેઈ હેકટરે પોતાના પરણવાના હેતુ પ્રકટ કર્યા. " મ્હારાથી કાંઈ વેલફ્યુલુમાં હમેશાંને માટે રહેવાય ? આવી મ્હારી ટેવ તેથી થોડાક હઝાર ફ્રેંકથી તે કેમ જીવી શકાય ? મ્હારી ત્રીસ વરસની ઉમ્મર થઈ એટલે ભવિષ્યનો વિચાર કરવાનો આ વખત છે. પછી વખત વહી જવાનો. મો. કરટોઇસ દસ લાખ ફ્રેંક પહેરામણીમાં આપવાનો છે અને મરતી વખતે પણ કાંઈ આપી જશે. આ લાભ કેમ ચૂકાય ? લોરેન્સ માટે આપણે કાંઈ દરકાર નથી. આપણે તો પૈસા જોઇએ. " પોતાની નીચ બુદ્ધી જરાપણ તેણે છૂપાવી નહીં, પણ તેમાં માન મળ્યું સમજવા લાગ્યો. લગ્નની વાત જાણે કાંઈ વસ્તુ ખરીદ કરતો હોય તેમ બોલતો હતો. વળી તેણે કહ્યું, " અને તેના પૈસાને બદલે હું મ્હારૂં નામ તથા હોદ્દો આપુંછું. "

આખરે બર્થાએ તેના તરફ એક ધિક્કારની નજર કરી તેને બોલતાં અટકાવ્યો. તેણે કહ્યું, " બસ, તમે લોરેન્સને ચ્હાઓ છો. " હેકટર સોગન ખાવા મંડયો, તેને અટકાવી તે બોલી, " બસ, બસ, બીજી કોઈ સ્ત્રી તમને ધમકાવત. હું ફક્ત એટલુંજ કહુંછું કે આ લગ્ન કદી થનાર નથી. હું મના કરૂંછું. માટે માનો, એ વિચાર છોડી દો. મને વચ્ચે પડવા ન દો. " એટલું બોલી બારણું જોરથી વાસી ચાલી ગઈ.

" ઓત્‌ તારો રોફ ! " હેકટર ઘણોજ ગુસ્સે થયો. " તે કેવી રીતે મ્હારી સાથે વર્તે છે. જાણે એક રાણીસ્તો. તે મ્હને લોરેન્સ સાથે નહીં પરણવા દે ? જોઉંછ જોઇએ તે કેવી વચ્ચે આવે છે ! " તોપણ પછીથી શાંતપણે વિચાર કરતાં તેને લાગ્યું કે જો હું લગ્ન કરવાની જીદ લઇશ તો જરૂર બર્થા પોતાની ધમકી અમલમાં લાવશે. કેમકે તે સ્ત્રી ગમે તેવું કામ હોય તોપણ

તે એકવાર ધ્યાનમાં લીધું તો કર્યા વગર રહે નહીં એવી હતી. જેનીના સંબંધમાં તેણે કહ્યું હતું તેમ તે આ કામમાં જો વર્તે તો પછી થઈ રહ્યું. તેણે કહ્યું હતું, "હું સોવરસીને બધી વાત કહી દઇશ, એટલે લગ્નની ગાંઠ કરતાં શરમની ગાંઠથી અમે મજબુત બંધાઇશું." આ તેને અણુગમતું લગ્ન અટકાવવા તે આ ધમકી અમલમાં લાવશે એવી ખાત્રી થવાથી તે કંપ્યો. "જો સોવરસીએ આ વાત જાણી તો મ્હારી શી વલે થશે? તે મ્હને મારી નાંખશે, અને નહીં તો દ્વંદ યુદ્ધ લડશે. અને તેમાં પછી તે પણ કદાચ મરે તો પછી મ્હારે દેશ ત્યાગ કરવો પડશે. ગમે તેમ પણ આ લગ્ન તો બંધજ રહેવાનું. અને બર્થા જીંદગી પર્યંત મ્હારે માથે રહેવાની." આમાંથી છૂટવાનો તેને એકે રસ્તો જડયો નહીં. તેને લાગ્યું કે હવે વાટ જોવી.

તે થોભ્યો. પણ છાનો માનો મેયોરને ઘેર જતો, કેમકે તે લોરેન્સને ખરેખરો ચ્હાતો હતો. તે ફીકરમાં ને ફીકરમાં થોભ્યો. એક તરફથી સોવરસી તેને પરણવાને સારૂ દબાણ કરતો હતો. બીજી તરફ બર્થા તેને ધમકાવતી હતી તેથી તે આ સ્ત્રીને ખરા દીલથી ધિક્કારવા લાગ્યો. તેની મરજીને આધીન રહેવું તેને કાળ જેવું લાગ્યું. તેની હઠ આગળ તમામ માણસ નિરૂપાય હતા. તેના મનમાં એક વાત સજ્જડ રહી હતી. તે જેનીને દૂર કરવાથી મટશે એમ હેકટર અત્યાર સુધી ધારતો હતો. તેથી તેણે એકવાર કહ્યું, "બર્થા, હું જેનીને હવે કદી મળનાર નથી;" પણ બર્થાએ તેનો જવાબ દીધો, "લોરેન્સ તમારો ઉપકાર માનશે," ત્યારે પોતાની ખરી ભૂલ તેને માલમ પડી.

તે દહાડે સાંજરે સોવરસી પોતાના આંગણામાંથી બહાર જતો હતો તે વખતે કોઈ એક ભીખારીને તેણે નીશાની કરતો જોયો, તેણે પૂછયું, "કેમ, શું કામછે?"

ભીખારીએ જોયું કે કોઈ સાંભળતું કે જોતું તો નથી? પછી ધીમેથી કહ્યું, "હું એક ચીઠ્ઠી લાવ્યોછું. આ ચીઠ્ઠી તમનેજ આપવાંની છે, તથા તે તમે એકલા હો ત્યારે વાંચજો." એમ કહી એક ચીઠ્ઠી તેને આપી. પછી કહ્યું, "આ ચીઠ્ઠી એક ખુબસૂરત છોકરીએ આપીછે."

સોવરસી ઘર તરફ પુંઠ ફેરવી ઉભો, પરબીડીઉં ફાડયું, અને કાગળ વાંચ્યોઃ—"સાહેબ, આપ જો મહેરબાની કરી કોરબીલમાં 'બેલઈમેજ'

માં આવશો તો મ્હારા ઉપર ઉપકાર થશે. હું આવતી કાલે આખો દીવસ તમારી રાહ જોતી બેસીશ. લી. જેની." નીચે તાજા કલમમાં લખ્યું હતું. "આમાંનો એક શબ્દ પણ કાઉન્ટ ટ્રેમોરલને કહેશો નહીં." સોવરસીએ ધાર્યું, "કાંઈ હેકટર જંજાળમાં ફસાયો હશે. બીચારાના લગ્નમાં વાંધો ન આવે તો સારૂં."

ભીખારીએ કહ્યું, "મ્હને જવાબ લઈ આવવા કહ્યું છે."

સોવરસીએ તેને એક ફ્રેંક આપ્યો, અને કહ્યું, "કહે કે હું આવીશ."

---

## પ્રકરણ ૧૭ મું.

### વ્હેમ.

બીજે દીવસે ટહાડ પડી હતી તથા વરસાદથી બધી જમીન ભીની ભીની થઈ ગઈ હતી, તથા ઘણીજ ધુમસ વરસતી હતી; તોપણ સોવરસી જમી રહ્યો કે તરતજ તેણે બંધુક લીધી અને કુતરાઓને મ્હોંએથી સીસોટી વગાડી બોલાવ્યા. તેણે કહ્યું, "હું જરા જંગલમાં ફરવા જાઉંછું."

હેકટરે કહ્યું, "કેવો વિચાર? આ ધુમસમાં તારી બંધુકની નાળનું મ્હોં પણ જોઈ શકાશે નહીં."

"કાંઈ નહીં, થોડા કુકડા દેખાશે તો બસ."

શીકાર કરવાનું તો ફકત બહાનુંજ હતું. કેમકે વેલ્ફ્યુલુ છોડયું કે સોવરસી કોરબીલ તરફ ચાલ્યો, અને વચન પ્રમાણે અડધો કલાક રહીને તે 'બેલઈમેજ' માં પેઠો. આ ઘરમાં જ્યારથી જેનીએ હેકટરને મળવા નિયમસર આવવા માંડયું હતું તે દહાડાનો જે એક ખંડ ભાડે રાખી લીધો હતો તેજ ખંડમાં અત્યારે વાટ જોતી તે બેઠી હતી. રોવાથી તેની આંખો લાલ થઈ હતી. તેનો ચ્હેરો ફીક્કો પડી ગયો હતો તથા આખી રાત ઉંઘી ન હોય તેમ દેખાતી હતી. સઘડી આગળ તેનું ખાણું અડકયા વગરનું પડી રહ્યું હતું. સોવરસી અંદર આવ્યો એટલે તે ઉઠી ઉભી થઇ અને તેનો હાથ પકડયો. તેણે કહ્યું, "તમે આવ્યા તે ઘણું સારૂં થયું. તમે ઘણા સારા છો."

આવી જાતની સ્ત્રીઓને માટે સોવરસી કાંઈ દરકાર કરતો નહોતો,

પણ આ તેનો શોક જોઈ તેને દયા આવી. તેણે પૂછ્યું, " તમને બહુ દુઃખ થાયછે ? "

" હા, ઘણું, હું શું કરૂં ? " તેને વાત કરતાં આંસુ આવ્યાં અને પોતાનું મ્હોં રૂમાલ વડે ઢાંકી દીધું.

સોવરસીએ વિચાર્યું, " મ્હેં ખરી અટકળ કરીછે. હેક્ટરે તેને તજી દીધીછે. મ્હારે આનો ઘા રૂઝાવવા મહેનત કરવી જોઇએ. તેમ તે બન્ને વચ્ચે મુલાકાત બંધ કરાવવી જોઇએ. " તેણે જેનીનો હાથ લીધો અને ધીમેથી રૂમાલ ખેંચી લીધો. પછી કહ્યું, " જરા હીંમત રાખો. "

જેનીએ આંસુ વાળી આંખો ઉંચી કરી તેના સામું જોયું, અને કહ્યું, " તમે જાણોછો ત્યારે ! "

" મ્હને કાંઈ ખબર નથી, કેમકે તમારી ચીઠ્ઠીમાં લખ્યા પ્રમાણે મ્હેં ટ્રેમોરલને કશી વાત કરી નથી. પણ તમને દુઃખ શાથી થાયછે તે હું અટકળી શકુંછું. "

જેનીએ કહ્યું, " હવે મ્હને એ મળવાના નથી; તેમણે મ્હારો ત્યાગ કર્યો છે. "

સોવરસીએ પોતાની વક્તૃત્વ શક્તિ કામે લગાડી. શીખામણ આપનાર તથા મુરબ્બીનો ડોળ ધારણ કરી તેણે જેની પાસે પોતાની ખુરશી ખસેડી અને પછી બોલ્યો. " જૂઓ, તમે હીમત પકડો, લોકો કાંઇ હમેશાં જુવાન રહેતા નથી. કેટલેક વખતે પણ માણસે સાન લેવી જોઇએ. હેક્ટરે તમારો ત્યાગ કર્યો નથી, પણ તેને પોતાનું ભવિષ્ય સારૂં કરવાની જરૂરછે, અને તેથી તેણે સંસાર માંડી સ્થાપી થવું જોઇએ. ઘર વગર તે નકામા જેવો છે."

જેનીએ રોવું એકદમ બંધ કર્યું. ગુસ્સાથી તેની દીલગીરી દબાઈ ગઇ. તે એકદમ ઉઠી અને તેથી ખુરશી ઉંધી પડી ગઈ, અને આમ તેમ ફરવા લાગી. તેણે કહ્યું, " તમે આ વાત માનોછો ? તમે એમ જાણોછો કે હેક્ટર પોતાના ભવિષ્ય સારૂ મહેનત લે એવોછે ? હા, તમે ત્યારે એમને ઓળખતાજ નથી. તેનેજ ઘર તથા કુંટુંબનો વિચાર આવે તો ! તેણે હજી સુધી પોતાના શિવાય બીજા કોઇની પણ દરકાર કરીજ નથી, તથા કરશે પણ નહીં. તેને સાન હોયતો તમારે ત્યાં આમ પડી રહે ? તેને ઈશ્વરે પોતાને સારૂ તથા મ્હારે સારૂ મહેનત કરવાને બે હાથ આપ્યાછે. મને પોતા-

તેજ એની પાસેથી પૈસા માગતા શરમ આવી કેમકે હું જાણુતી હતી કે તે પૈસા તમારા આપેલા હતા."

"શું એ મ્હારો મિત્ર નથી?"

"તમે તેની પેઠે કરત?"

સોવરસી કાંઈ બોલી શકયો નહીં. આ સાધારણ વર્ગની છોકરીની આવી અક્કલથી તે ગુંચવાડામાં પડયો, કેમકે તેણે હેકટરની વ્યાજબી પરીક્ષા કરી હતી. જેમ જેમ જેનીને પાછલી વાતો યાદ આવતી ગઈ તેમ તેમ તે વધારે જુસ્સો દર્શાવતી ગઈ. અને આવેશમાંજ તે બોલવા લાગી. "પણ હું એને સારી પેઠે ઓળખું છું; સારી પેઠે. તેણે મ્હને એકવાર છેતરી હતી. જે દીવસે સ્હવારે તે આવી મ્હને કહી ગયો કે હું પીસ્તોલ ખાઈ મરી જઈશ, ત્યારે હું બેવકુફની માફક તેને મરણ પામેલો સમજી રોવા લાગી અને એ વાત મ્હેં જાહેર કરી. તેજ વળી આપઘાત કરે! તે એવો તો બાયલો છે કે જરા પણ ઇજા પોતાના શરીરને કરે નહીં. હા, હુ તેને ચ્હાઉછું, પણ તેને માટે હું જરા પણ માન ધરાવતી નથી. જોયું અમારૂં નશીબ? જે માણસને ધિક્કારીએ તેનેજ ચ્હાઇએ!"

જેની મ્હોટેથી બોલતી હતી અને ઘણા ચાળા કરતી હતી અને વારંવાર ટેબલ ઉપર હાથ પછાડતી હતી અને તેથી સીસા તથા ગ્લાસો ખડખડતા હતા. સોવરસી બ્હીનો કે રખેને હોટેલવાળા સાંભળશે. તેઓ તેને ઓળખતા હતા અને અહીં આવતો તેને જોયો હતો. તે અહીં આવ્યો તેથી દીલગીર થયો અને જેનીને શાંત પાડવાને મહેનત કરી. "પણ હેકટર તમને તજતો નથી. તે તમારી સારી સંભાળ લેશે."

"લીધી લીધી, મ્હને એથી હસવું આવે છે. મ્હને તેની દરકાર છે? જ્યાં સુધી મ્હને દસ આંગળી છે તથા સુંદર આંખો છે ત્યાં સુધી હું કોઈ માણસને તાબે રહેવાની નથી. તેણે મ્હને નામ બદલવાની ફરજ પાડી છે, અને મોજશોખમાં રહેવાની ટેવ પાડી છે. પણ હવે કાંઈ હું મીસ જેની નથી, તેમ પૈસો પણ નથી, તેથી પાછી હું ખરેખરી પીલેગી થઇશ અને થોડી મહેનતે દીવસના પચાસ સૂ રળી શકીશ."

"ના તમારે મહેનત કરવાની કશી—"

"મહેનત ના કરવી? પણ મ્હને મહેનત કરવી ગમે છે. હું કાંઈ આ-

ળસુ બેશી રહેતી નથી. હું પાછી પ્રથમની માફક રહીશ. પહેલાં હું એક સૂની બીસ્કીટ તથા એક સૂના બટાટા ખાઈ જીવતી તે વખતે હું સારી સ્થિતિમાં હતી તથા સુખી હતી. રવીવારે હું હોટેલમાં ત્રીસ સૂ ખરચી જમતી. તે વખતે એક દીવસમાં હું જેટલી હસતી તેટલું હેકટરની દોસ્તી કર્યા પછી હસી નથી." હવે તે રોતી નહોતી, તેમ ગુસ્સે પણ નહોતી. તે ફક્ત હસતી હતી તે પ્રથમના તેના ભોજન તથા હોટેલમાંની મીજબાનીઓ યાદ આવવાથી હસતી હતી. સોવરસીતો ડીંગ થઈ ગયો. તે જરા પણ જાણતો નહોતો કે પારીસમાં રહેનાર લોકો આવી જાતના હોયછે. ઘડીમાં રૂએ, ઘડીમાં હસે, ઘડીમાં ભવીષ્યની કે વર્ત્તમાનકાળની વાતો કરે, અને ઘડીમાં ગઈ ગુજરી વાતો કરે; ચૂમી કરવાની સાથે તમાચો પણ મારે! જેની જરા શાંત થઈ. "બસ, હવે હું હેકટરથી છૂટી થઈછું." તે ભૂલી ગઇકે હમણાંજ તેથી ઉલટું બોલી હતી. "મ્હને હેકટરની જરાપણ દરકાર નથી. પણ આમ મ્હને તજી દેછે તે નહીં થવા દઉં,—તે મ્હને બીજી સ્ત્રીને માટે તજે છે તે કોટી ઉપાયે નહીં થવા દેઉં."

કેટલાક લોકો વિચાર કરતા નથી પણ લાગણી જેમ થાય તેમ વર્ત્તેછે. જેની આમાંની એક હતી તેની સાથે તકરાર કરવામાં ફાયદો નથી થતો કેમકે તેમના મનમાં એકવાર વિચાર આવ્યો તે ગમે તેટલી દલીલોથી પણ ખસતો નથી. સોવરસી વિચારવા લાગ્યો. આણે મને બોલાવ્યો કેમ હશે. હવે પોતે ધારેલું કામ પાર પાડી શકશે કે નહીં તેનો તેને અંદેશો આવ્યો. તોપણ ધીરજથી તે બોલ્યો, " તમે હજી મ્હારૂં કહેલું બરોબર સાંભળ્યું નથી અથવા સમજ્યાં નથી. હેકટર પરણવા ચ્હાયછે. "

" શું તે પરણવા ચ્હાયછે ? " પણ વળી કાંઈ વિચાર આવવાથી તે બોલી. " જો તે સાચું હોયતો—પણ—"

" હા તે સાચુંજ છે. "

" ના તે અશકય છે; તે બીજી એક સ્ત્રીને ચ્હાએછે, મ્હને તેની ખાતરી છે, મ્હારી પાસે તેનો પૂરાવો છે." સોવરસી જરા હસ્યો. આથી તે ચીડાઈ ગઈ. "ત્યારે પેલા કાગળનો અર્થ શો હતો? મ્હેં છ મહીના ઉપર તેના ગજવામાંથી કહાડી લીધો હતો. તે ઉપર સહી નથી કરી. પણ તે સ્ત્રીનો લખેલો છે."

" કાગળ ? "

"હા કાગળ, જે વાંચવાથી કાંઈ શક રહેતો નથી. મ્હેં આટલા દીવસ તે વિષે કાંઈ કહ્યું કેમ નહીં એમ તમે વિચાર કરતા હશો. પણ મ્હારી હીંમત ચાલી નહીં. હું તેને ચ્હાતી હતી. જો મ્હેં કાંઈ પણ એ વિષે વાત કરી હોત તો તે મ્હને તજી દેત. કેમકે તે બીજી સ્ત્રીને ચ્હાયછેજ. તેથી મ્હારો શોક હું એકાંતમાંજ બહાર કહાડતી. મ્હેં જાણ્યું કે તે થોડા વખતમાંજ પોતાનો નવો પ્રેમ છોડી દેશે. પણ હું મૂર્ખ હતી."

"પણ હવે તમે શું કરશો?"

"કાંઈ નહીં, હજી નક્કી નથી કર્યું. મ્હેં પેલા પત્ર વિષે તેને કાંઇ પણ કહ્યું નથી. તે મ્હારી પાસે છે તેનો ઉપયોગ કરીશ. જ્યારે મ્હને જરૂર પડશે ત્યારે તે સ્ત્રી કોણછે તે ખોળી કહાડીશ. પછી—"

"પછી ટ્રેમોરલ હાલ સારી ધારણા તમારે માટે રાખે છે તે પોતાનું બળ દર્શાવશે."

"તે? તે શું કરનારછે? હું તેની છાયા પેઠે તેની પાછળને પાછળ રહીશ. તે બાયડીનું નામ આખા જગતમાં પ્રસિદ્ધ કરીશ. તે મ્હને કદાચ જેલમાં મોકલશે. પણ તેને માટે હું એવી વાતો ફેલાવીશ કે બસ. પ્રથમ લોકો કદાચ નહીં માને, પણ થોડીક વાતતો જરૂર ધણીથી માનશે. મ્હારે કશી બ્હીક રાખવાની જરૂર નથી. નથી મ્હારે મા કે બાપ કે સગું કે મિત્ર. મ્હને ગટરમાંથી ઉચકી તેણે આવી સ્થિતિમાં મૂકીછે. જોઈ મ્હારી દશા? અત્યારે કોઇને પણ મ્હારી જરા દરકાર નથી. મ્હારી આબરૂ શી કે તે જેલમાં જવાથી કે બીજી કોઇ રીતે જવાની છે? તમે જો તેના મિત્ર હો તો કહો કે છાનો માનો મ્હારી પાસે આવે."

સોવરસી ખરેખરો બ્હીન્યો. તેણે જોયું કે જેનીએ જે ધમકી બતાવી હતી તે અમલમાં લાવશેજ. આવી તેની વર્તણુકને બંધ કરવામાં કાયદો વચ્ચે આવી શકતો નથી. તોપણ તેણે પોતાની આ બ્હીક બહાર દર્શાવી નહીં. તેણે કહ્યું, "જુઓ, સાભળો, જો હું સોગન ખાઇને તમને કહું તો તમે માનશો ખરાં?"

હા, તમે આબરૂદાર છો. હું માનીશ."

"ત્યારે હું સોગન ખાઇને કહુંછું કે હેક્ટર એક ઘણીજ પૈસાવાળી કન્યાને પરણવાની આશા રાખેછે. તેની પેહેરામણીથી તેનું ભવિષ્ય સારૂં થશે."

"હા, તે તમને એમ કહેતો હશે. તમે એમ માનો એમાં એને લાભછે."

"શો ? તે વેલ્ફ્યુલુમાં આવ્યા પછી કાંઈ જાતનો તેને પ્રેમનો સબંધ તમારા શીવાય નહોતો. તે મારા ઘરમાં રહેછે. અને અમારા ભાઇની માફક વર્તેછે. તે દર કલાક શી રીતે ગાળેછે તે હું કહી શકું છું."

જેની જવાબ દેવા જતી હતી, પણ અચકી. તેના મ્હોં ઉપર વિકાર થઈ આવ્યો. અને ઘણીજ અજાએબ રીતે તેણે સોવરસીના સામું જોયું. પણ જેનીએ જે પુરાવા દાખલ કાગળની વાત કહી હતી, તે જોવાની જરા ઉત્કંઠા થવાથી તે બોલ્યો, "વારૂં, જોઇએ પેલા કાગળમાં શું લખ્યું છે?"

આ સાંભળી વિજળીનો જાણે આંચકો આવ્યો હોય તેમ ચમકી. "તમને બતાવું? કદી નહીં."

ઘણીવાર એમ બનેછે કે માણસ ઉંઘતો હોયછે તે વખતે પવનનું તોફાન થાયછે અને ભારે ગર્જના થાયછે પણ તે ઉંઘનારને કાંઈ ખબર પડતી નથી. પણ કેટલીકવાર ફક્ત એક જંતુની પાંખોના ફફડાટથી તે જાગી ઉઠેછે. જેનીના ચમકાટથી તેને લગન પછી આ પ્રથમજવાર વ્હેમ પેઠો. હવે તેનો વિશ્વાસ, સુખ, નિરાંત, બધું નાશ પામ્યું. તે બોલી ઉઠ્યો, "તે કાગળ લાવો."

જેની બ્હીની. પોતાનો ઘભરાટ છૂપાવવાને તેણે યત્ન કર્યું. તે જરા હશી અને હસતાં બોલી, "ના, આજે નહીં, બીજી કોઈ વાર, તમે બહુ જીજ્ઞાસુ છો."

પણ સોવરસી તો વિક્રાળ બન્યો હતો. તે લાલચોળ થઈ ગયો અને ગર્જનાના અવાજથી બોલ્યો. "બસ, કાગળ લાવો, એકદમ."

"ક્યાંથી લાવું? તે મ્હારી પાસે નથી."

"ત્યારે ક્યાં છે?"

"પારીસમાં મ્હારે ઘેર."

"ચાલો ત્યારે પારીસ, અત્યારેને અત્યારેજ."

તેણે જોયું કે હવે પકડાઈ ગઈ; હવે બીજું કાંઈ બ્હાનું રહ્યું નહીં. એ ખરૂં કે તે એની સાથે પારીસ જવા નીકળી હોત. રસ્તામાં હસતાં હસતાં વાતો કરી સોવરસીને રીઝવી પારીસના રસ્તામાં ગમે તેમ કરી છટકી ગઈ હોત. પણ એ તેને વિચારજ ન આવ્યો. તેને તો એજ વિચાર

આવ્યો કે ગમે તેમ કરી લાગ શોધી અહીંથી નાશી જાઉં. તેણે તેમ કરવા પ્રયાસ કર્યો. પણ સોવરસી તેની પાછળ કુદ્યો, તેને પકડી, બારણું બંધ કર્યું. અને કઠોર અવાજથી કહ્યું, "કમબખ્ત છોકરી, ત્હારી શું એવી મરજી છે કે હું તને મારૂં ?" તેણે જેનીને ખુરશી ઉપર પરાણે બેસાડી અને પછી બારણા પાસે જઈ તેને કુંચી દીધી અને કુંચી ગજવામાં મૂકી."

"હવે બસ, કાગળ."

જેની આટલી બધી કદી બ્હીની નહોતી. સોવરસીને આવો વિકાળ જોઇને થરથર ધ્રુજવા લાગી. સોવરસી મસ્ત થયો હતો. અને જેની તેના પંજામાં સપડાઈ હતી. તોપણ તેણે જરા હઠ લીધી. "તમે મ્હને આમ દુ:ખ ધોછો તે મ્હેં તમારૂં શું બગાડયું છે ?"

તેણે જેનીના બંન્ને હાથ પોતાના હાથમાં પકડ્યા, અને તેની પાસે છેક જઇને ધીમેથી પણ ઘણાજ જુસ્સાથી કહ્યું, "હવે છેલ્લીવારનો કહુંછું કે તે કાગળ લાવ, નહીંતો હું પરાણે તારી પાસેથી લેઈ લઇશ."

હવે આનાકાની કરવી એ નકામી હતી. તેણે કહ્યું, "મને છોડો, હું આપુંછું."

તેણે તેને છોડી, પણ પાસેજ ઉભો રહ્યો. જેનીએ ગજવાં તપાસવા માંડયાં. બાઝંબાઝામાં તેના વાળ વિખરાઈ ગયા હતા, તેનો ગળપટો ફાટી ગયો હતો, શ્વાસ લેતી હતી, દાંત કકડતા હતા અને આંખમાં દૃઢ નિશ્ચયનું તેજ પ્રકાશતું હતું. "આ રહ્યો, પણ, ના, કયાં ગયો ? મ્હારી પાસેતો હતો. ઘડી ઉપર મ્હેં જોયો હતોને ?" અને તરતજ ગજવામાંજ તે કાગળનો ગોળો વાળી બહાર કહાડી પોતાના મ્હોંમાં નાંખી દીધો. પણ સોવરસીએ તરતજ તેની ગળચી પકડી. અને મ્હોંમાંથી કહાડી નંખાવ્યો, અને તે લઈ લીધો.

આખરે જ્યારે તે કાગળ હાથમાં આવ્યો ત્યારે તેની બધી હીંમત જતી રહી. તે ઉઘાડવાની તેનામાં શક્તિ નહોતી રહી. પણ તે ઉઘાડયો અને જોયું તો તેમાં બર્થાના હસ્તાક્ષર જોયા. સોવરસીની આંખે ઝાંખ આવી, પગમાંથી જોર ગયું, અને મદદ લેવાને હાથ લાંબા કર્યા. જેની તરત તેની મદદે આવી. પણ તેના સ્પર્શથી દૂર રહેવા તે પાછો હઠયો. તેને કોણ જાણે શુંએ થઇ આવ્યું. તેને કાગળ વાંચવાની ઘણીજ ઉત્કંઠા

હતી, પણ વાંચવાનું જોર નહોતું. તે ટેબલ પાસે ગયો, અને બે ગ્લાસ ભરી પાણી બે ઘુંટડે પી ગયો. તેથી જરા તેને હીંમત આવી. તેનું લોહી પાછું બરોબર ફરવા લાગ્યું અને ઝાંખ ઉડી ગઈ. કાગળ ન્હાનો હતો અને તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—"કાલે તમે પીટીટબરોમાં જશો નહીં, અને જાઓતો જમવા પહેલાં પાછા આવજો. હમણાંજ તેણે મ્હને કહ્યું કે હું મેલન જવાનો છું, અને ત્યાંથી મોડો આવીશ. આખો દીવસ?" તેણે! એટલે પોતેજ. હેકટરની બીજી રાખેલી સ્ત્રી તે પોતાનીજ વધૂ, બર્થા! થોડીકવારતો તેજ વિચાર તેને આવ્યો. બીજા બધા વિચારો દૂર થયા. તેના લમણામાં જોરથી લોહી વ્હેવા લાગ્યું, તથા કાનમાં સુનસુનાકાર જેવું લાગ્યું. તે ખુરશી ઉપર પડયો. તેનો ચ્હેરો લાલ ઉપરથી સફેત થઈ ગયો, તથા ગાલ ઉપર આંસુની ધારા વ્હેવા માંડી.

જેનીએ પોતાની ભૂલ થઈ જાણી. આ માણસનું અંતઃકરણ દુઃખાયલું જોઈ તે દુઃખી થઈ. તે કાગળ લખનાર કોણછે તે જાણુતી હતી. તેણે ચીઠ્ઠી લખી સોવરસીને બોલાવ્યો હતો તે એટલાજ સારૂ કે તેને બધી વાત કહી હેકટર તથા પોતાના હરીફ બર્થા ઉપર વેર લેવું. પછી પોતાના ઇસારા જ્યારે તે સમજી શકયો નહીં ત્યારે તેને માટે તેને દયા આવી, અને ત્યારેજ તેને ખબર પડી કે ખરી શીક્ષા તો આ કમનસીબ માણસને થશે. તેથી તે વિચાર માંડી વાળવાનો નિશ્ચય કર્યો. પણ તે મોડો કર્યો. તેની છૂપી વાત સોવરસી જાણી ગયો હતો. તે સોવરસી પાસે ગઈ અને તેના હાથ લેવા માંડયા. પણ તેણે તેને હડસેલી કહાડી. તેણે કહ્યું, "મને એકલો રહેવા દે."

"મ્હને માફ કરો, સાહેબ, હું દુઃખી છું. મ્હને હવે ત્રાસ છૂટેછે."

સોવરસી એકદમ ઉઠયો, તેનું ભાન ધીમે ધીમે આવવા લાગ્યું. તેણે પૂછયું. "તમારે શું જોઇએ છે?"

"પેલો કાગળ, મ્હેં જાણ્યું—"

સોવરસી પડપડાટ હસી પડયો. અને બોલ્યો, "ઇશ્વર મ્હને માફ કર. શું તું એમ જાણેછે કે મ્હારી સ્ત્રી ખરાબ છે?" જેની કાંઈ શબ્દો બોલી. સોવરસીએ પોતાની થેલી બહાર કહાડી તથા તમામ પૈસા—આશરે સાતસે આઠસેં ફ્રેંક—બહાર કહાડી તે બોલ્યો, "લ્યો, આ હેકટરે મોકલ્યા છે. તમને તંગીમાં તે કદી નહીં આવવા દે. પણ તમારે તેને પરણવા દેવો

જોઇએ." પછી પોતાની બંધુક લેઈ, બારણું ઉઘાડી, બહાર ગયો. તેના કુતરા લાડ કરતા તેની પાસે ગયા, પણ તેમને તેણે લાત મારી દૂર કહાડચા. તે કયાં જતો હતો ? હવે તેણે કરવું શું ?

## પ્રકરણ ૧૮ મું.

### નિરાશા તથા સુખનો નાશ.

સ્હવારની ધુમસ વરસતી હતી તે હવે બંધ થઈ હતી અને તેને બદલે થોડો થોડો પવનને ઠંડો કરતો વરસાદ પડતો હતો. પણ સોવરસોએ તે ઉપર લક્ષ આપ્યું નહીં. તે ઉઘાડે માથે ખેતરોની આસપાસ કાંઈ પણ ઈરાદા વગર ફરવા લાગ્યો. રસ્તે ચાલતાં મ્હોટેથી બોલતો, વચ્ચે ઉભો રહેતો, અને વળી ઓચિન્તાનોજ ચાલતો. વચ્ચે વચ્ચે ગામના લોકો મળતા તેઓ તમામ તેને ઓળખતા હતા, તેથી તેને સલામ કરવા ટોપીઓ ઉતારતા, પણ તેના સામું જોઈ વિસ્મય પામતા કે વેલ્ફ્રુલુનો માલીક ગાંડો થયો છે કે શું ! પણ તે બીચારો હુવે ગાંડો નહોતો. પ્રથમતો તે અણધારેલા સંકટથી રીબાતો હતો અને તેથી તેનું મગજ સ્તબ્ધ થયું હતું. પણ ધીમે ધીમે તેના વિચારો તે એકઠા કરવા લાગ્યો અને આખરે વિચાર કરવા શક્તિ પાછી આવી. પણ તેની સાથે પોતાને થતું દુઃખ પણ શરૂ થયું. દરેક વિચારે તેનું દુઃખ વધવા લાગ્યું. ત્યારે બર્થાએ તથા હેકટરે તેને ઠગ્યોજ હતો, તથા કલંકિત કર્યો હતો ! જે સ્ત્રીને પોતે જાણે પૂજતો હતો, જે મિત્રને પોતાનો ઉત્તમ તથા જૂનામાં જૂનો મિત્ર ગણીને દુઃખમાંથી છોડાવ્યો હતો, તથા આવી સારી સ્થિતિમાં આણી મૂકયો હતો, તેજ બે જણાઓએ આ કુકર્મ કર્યું અને તે પણ પોતાનાજ ઘરમાં, પોતાની નજીકજ ? પોતાના આવા ખરા વિશ્વાસનો લાભ લઈ આમ તેને છેતર્યો ? આ વિચારથી તેનું ભવિષ્ય ખરાબ થયું એટલુંજ નહીં, પણ ગુજર્યા બનાવો ઉપર વિચાર કરતાં પણ તેને ખેદ થયો. બર્થાને આગલીજ રાત્રે તેણે કહ્યું હતું કે તારી સાથે રહેવાથી હું કેવો સુખી થયોછું, પણ અત્યારે તેની સાથે તે રહ્યો હતો તે બધો વખત પોતાની જીંદગાનીમાંથી કહાડી નાંખવાની તેની શક્તિ હોત તો તે ઘણીજ ખુશીથી કહાડી નાંખત. અત્યાર સુધી પોતે સુખ માનતો હતો તે ખરેખરૂં જોતાં ખોટુંજ હતું તેથી તેને પોતા-

ની જાત ઉપર કંટાળો આવ્યો. પણ આ વાત બની કેમ ? કયારે શરૂ થઈ ? પોતાને આની કેમ કાંઈજ ખબર પડી નહીં ? હવે કેટલીક બીનાઓ તેને યાદ આવી અને તે તેના ખરા આકારમાં અત્યારેજ તે જાણી શકયો. બર્થાના કેટલાક શબ્દો, તેની આંખના ઇસારા તે હવે સમજ્યો. પણ વખતે વખતે તેને શક પણ આવતો ગયો. આ વાત ખોટી હશે. કેટલાંક સંકટો એવાં ગહ્રા ભારત હોયછે કે તે નજરે જોયા વિના માની શકાતાં નથી. તે બોલતો, "એ શું બધું ખરૂં હશે ?"

જંગલમાં એક ભાગી ગયેલા ઝાડના થડ ઉપર બેશી તેણે આ ચાર કલાકમાં દસમી વખત પેલી ચીઠ્ઠી વાંચી. તે બોલ્યો, "આથી બધું સાબીત થાયછે અથવા કાંઇજ થતું નથી. કાલે પીટીટબરોમાં જશો નહીં. વિશ્વાસમાં લુબ્ધ થઇને તેણે પોતેજ હેકટરને નહોતું કહ્યું કે કાલે આખો દીવસ મહારે બહાર રહેવું પડશે, માટે તું ઘેર રહેજે અને બર્થાને વાત કરી રીઝવજે. આ વાકયમાં ત્યારે કાંઈ શક જેવી વાત નથી પણ ત્યારે 'અને જાઓ તો જમવા પહેલાં પાછા આવજો' એમ કેમ લખ્યું ? એથી ગુન્હો સાબીત થાયછે. પોતાની ગેર હાજરીમાં બહાર જઈ આવી જલદી પાછા આવવાથી વહેમ દૂર થશે એમ તેઓને લાગ્યું હશે. નહીંતો આટલી તજવીજ ન કરત. અને વળી પોતાને કલેમન્ટ નામથી ન લખતાં ફક્ત "તેણે"જ કેમ લખ્યું ? "તેણે" એ પ્રેમ અથવા ધિક્કારની લાગણીઓ દર્શાવેછે. બીજું કાંઇજ નહીં, પણ તેનો અર્થ ગમેતો સ્વામી અથવા યારજ થાયછે. "તેણે" એ કાંઈ સામાન્ય પુરૂષ નથી. જો કોઈ સ્ત્રીએ પોતાના ધણીને માટે "તેણે" કરીને લખ્યું હોય તો સમજવું કે ધણી ગમતો નથી. પણ આ ચિઠ્ઠી બર્થાએ કયારે લખી હશે ? ઘણું કરીને પોતે બન્ને સૂવા ગયા પછી લખેલી હશે. કેમકે તેણે એકવાર એમ કહ્યું હતું ખરૂં કે "હું મેલન જવાનો છું." ત્યારપછી તરતજ તેણે લખી હશે અને કોઈ ચોપડીમાં મૂકી મોકલાવી હશે."

તે એમ ધારતો હતો કે મ્હારા સુખનો મહેલ એવો મજબૂત ચણાયલોછે કે ગમે તેવું જીંદગાનીનું તોફાન આવી પડે તોપણ તૂટે નહીં, તે હવે ભાંગી કકડે કકડા થઈ ગયો અને તેના ખંડેરમાં તે હવે ઉભો હતો. હવે આશા કે આનંદ, કાંઇજ નહીં. પોતાના ભવિષ્યને માટે જે યુક્તિયો તે રચતો

હતો તે બધી બર્થા ઉપર આધાર રાખતી હતી. તે બર્થાને એટલોતો ચ્હાતો હતો કે તે તેના તનમનનો એક ભાગ થઈ પડી હતી, અને તે એમ ધારતો હતો તેના વિના જીવાયજ નહીં. હવે તે બર્થા ગઈ એટલે જીંદગીમાં કોઈ જાતની તેની આશા રહી નહીં. અને જીવવાનું તેને કારણ પણ રહ્યું નહીં. આ વાત તેને એવી ખરી લાગી કે તેનું આત્મઘાત ઉપર લક્ષ ગયું. બંધુક, દારૂ તથા છરા પાસેજ હતા. પોતાનું મોત અકસ્માતથી થયું છે એમ લોકો સમજશે અને પછી બધું પૂર્ણ થશે. એતો ખરૂં, પણ આ ગુન્હેગાર જોડું ? તેઓતો પોતાનું કુકર્મ ખુશીથી કર્યા જશે, બહારથી શોક બતાવી અંદરખાનેથી મગ્ન થશે. બ્હીક રાખવાનું કારણ પત્યું એટલે ઢોંગ તથા બ્હીક રહેશે નહીં. તેઓ બધું વેચી દેશે અને ખુશાલીમાં બીજે દેશ ચાલ્યાં જશે અને કદી પોતાનું સ્મરણ તેમને થશે તે એક છેતરેલા તથા તિરસ્કાર યુક્ત માણસ તરીકે થશે. આથી તે ગુસ્સામાંજ બોલી ઉઠયો " કદી નહીં. હું મરીશ પણ પ્રથમ મ્હારી આબરૂ લીધાનું વૈર લેઇશ !" પોતાને જે દુઃખ આ બે જણાએ દીધું હતું તેના બદલામાં કંઈ એવીજ કારી તથા નિર્દય શિક્ષા તેમને આપવી તે તેને સૂઝયું નહીં. યોગ્ય શિક્ષા કરવા સારૂં વિચાર કરવા વખત જોઇએ. તેથી વાટ જોવી જોઇએ. અને તેટલાજ માટે જીવવાના તેણે સોગન ખાધા. " હાલની માફકજ હું બેવકુફી ભરેલો વિશ્વાસ દર્શાવીશ, અને દરેક બનાવ જોઇ તથા દરેક વાત સાંભળી હંમેશની માફક કાંઇજ લાગણી દર્શાવીશ નહીં. તેમના જેટલોજ હું ઢોંગ કરીશ. " ખરેજ. ઘણાજ સંભાળ પૂર્વક ઢોંગની જરૂર હતી. બર્થા ઘણીજ લુચ્ચી હતી અને જરા પણ વ્હેમ પડતાં તે પોતાના યાર સાથે નાશી જાય એવી હતી. નાશી જવાનો વિચાર આવવાથી વેર લેવા સારૂ જરૂરની શક્તિ તથા શાંતતા પાછી આવી. તેના મગજની સ્તબ્ધતા ગઈ અને અત્યારે તેને ભાન આવ્યું કે વરસાદ જોરૂથી પડતો હતો અને પાણીથી તે લદબદ થઈ ગયો હતો.

હવે આમ ભીનો થઈ ગયો તે સારૂ કાંઇ બહાનું ખોળી કહાડવું જોઇએ. તે વેલફ્યુલુથી ફક્ત ત્રણ માઇલ દૂર હતો, પણ ઘેર આવતાં તેને દોઢોડ કલાક થયો. તે બીલકુલ થાકી ગયો હતો અને ટહાડની કંપારી આખા શરીરમાં પ્રસરી ગઈ હતી. તોપણ ઘર આગળ આવી પહોંચ્યો તેટલામાં તેણે હંમેશની માફક ચ્હેરો કરી નાંખ્યો, તથા આનંદી મ્હોં કર્યું. તેની વાટજ

જોતાં તે બધાં બેશી રહ્યાં હતાં, પણ પોતાના દઢ નિશ્ચય કરવા છતાં આ ધિક્કારને પાત્ર માણસોની વચ્ચે જમવા બેસવું તેને કાળ જેવું લાગ્યું. તેથી તેણે કહ્યું, "મ્હને સળેકમ થયોછે તેથી હું પાધરો સુઇજ જઇશ." બર્થાએ ઘણુંએ સમજાવ્યો કે "જરા સૂપ તથા કલેરેટ પીઓ." પણ તેણે જવાબ દીધો, "ના–ના મને જરા પણ ચ્હેન પડતું નથી."

તે સૂવા ગયો કે તરતજ બર્થાએ કહ્યું, "હેકટર, તમે કાંઈ જોયું ?"

"શું ?"

"કાંઈ નવું જૂનું થયું છે. કાંઈ તેને થયું છે ખરૂં."

"હોયજ. આખો દીવસ વરસાદમાં ફરવાથી એમજ થાય."

"નહીં. તેની આંખો આવી થયેલી કદી જોઈ નથી."

"અરે એતો થાકીને લોથ થઇ ગયોછે તેમાં. જોની, હંમેશની માફક તે આનંદી હતો કે નહીં ?"

"હેકટર, મ્હારા ધણીને કાંઈ વ્હેમ આવ્યોછે."

"તેને વ્હેમ આવ્યોછે? અરે, એને તો એટલો બધો આપણામાં વિશ્વાસછે કે ઇર્ષાનો ઇસારો પણ તેનામાં હોય નહીં."

"હેકટર, તમે ભૂલોછો. તે આવ્યા ત્યારે હંમેશની માફક મ્હને તેમણે ચુંબન ન કર્યું. અને આ ભૂલ આટલે વર્ષે આજેજ કરીછે."

આ પ્રમાણે પ્રથમથીજ સોવરસીએ ભૂલ કરી. તે તે સારી પેઠે જાણતો હતો. પણ તે વખતે તે બર્થાને ચુંબન કરી શકયો નહીં. પોતે ધારતો હતો તે કરતાં તેને વધારે દુઃખ થતું હતું. જ્યારે જમી રહ્યા પછી તેનો મિત્ર તથા સ્ત્રી તેના ઓરડામાં ગયાં તો સોવરસીને તેમણે થરથર ધ્રુજતો, લાલચોળ મ્હોં થઈ ગયેલું, કપાળ ધગધગતું, ગળે કાચકી બાઝેલી અને આંખો ચળકાટ મારતી, એવો જોયો. થોડીવારમાં તાવ આવ્યો અને સન્નિપાત શરૂ થયો. તરતજ દાક્તરને બોલાવવામાં આવ્યો. તેણે પ્રથમ તો આશા મૂકી. બીજે દીવસે સોવરસીનો મંદવાડ વધ્યો. હેકટર તથા બર્થા જાણે તેને માટેજ જીવતાં હોય તેમ ચાકરી કરવા લાગ્યાં. કદાચ આમ કરવાથી પોતાના પાપનું કાંઇક પ્રાયશ્ચિત થશે એમ તે ધારતાં હશે. ગમે તેમ હો પણ આસપાસના લોકોને તેમના ભક્તિભાવનો સારો અભિપ્રાય બેઠો. દરેક જણ સોવરસી માટે ચિંતાતુર થયું હતું. તે બન્ને જણાં સોવરસી પાસેથી

જરા ખસતાં નહીં. અને આખી રાત વારાફરતી તેના બીછાના પાસે બેશી રહેતાં. તેના ઉપર નજર રાખવી એ દુ:ખદાયક હતું. કેમકે સન્નિપાત જારીજ હતો. ઘણી વાર તેને પથારીમાંજ રહેવા દેવા સારૂ જોર વાપરવુ પડતું હતું. કેમકે તે ઉઠી ઉઠીને બારીએથી ભૂસકો મારવાનું કરતો હતો. ત્રીજે દીવસે તેને અજાએબ તરેહનો ભાવ થયો. તેને પોતાના ઘરમાં રહેવું ગમ્યું નહી, તેથી "મ્હને બહાર લેઈ જાઓ, મ્હને બહાર લેઈ જાઓ" એમ બૂમ પાડયાં કર્યું.

દાક્તરે કહ્યું હતું કે તેની મરજી માફક તેને વર્તવા દેવો, તેથી ભોંયતળીએ બગીચાની નજીકના ઓરડામાં પલંગ બીછાવ્યો. અને ત્યાં તેને સુવાડયો. પરંતુ આ તેના લવારામાં તેણે પોતાનો વ્હેમ બહાર પાડયો નહતો. અને જો કે અજાએબ જેવું હતું તોપણ તેથી તેની યુકતીઓ સચવાઈ. કદાચ તેના દ્દઢ મન આગળ સન્નિપાતનું જોર ચાલ્યું નહીં. નવમે દીવસે આખરે તાવ શમ્યો. તે વધારે સહેલાઇથી શ્વાસ લેઈ શકયો. અને ઘણા લાંબા વખત સુધી તે ઉંઘ્યો. જ્યારે જાગ્યો ત્યારે તેની અક્કલ ઠેકાણે આવી હતી. તે વખત તેને ત્રાસજનક હતો. પોતાના દુ:ખનો બોજો પાછો ઉચકવો પડયો. પ્રથમ તો તેને લાગ્યું કે કાંઈ ભયંકર સ્વપ્ન આવ્યું હશે. પણ ના, સ્વપ્ન તો તેને આવ્યુંજ નહોતું. તેને 'બેલઇમેજ,' જેની, જંગલ તથા કાગળ યાદ આવ્યાં. તે કાગળનું શું થયું હશે ? પોતાને સન્નિપાત થયો હતો તે યાદ આવવાથી તે બ્હીન્યો કે રખેને પોતાના મનની વાત સન્નિપાતના લવારામાં બહાર પડી ગઈ હોય. તેની ફીકર આ બાબત એટલી વધી હતી કે જરા પણ તે હાલ્યો નહીં. અને ઘણીજ બ્હીક તથા સાવચેતીથી આંખ ઉઘાડી. તે વખત ૧૧ વાગ્યા હતા, અને નોકરો બધા સૂઈ ગયા હતા. ફક્ત હેકટર તથા બેર્થા જાગતાં હતાં. હેકટર ન્યુસપેપર વાંચતો હતો. અને બર્થા કાંઈ ભરત કામ કરતી હતી. તેમના શાંત ચ્હેરા જોઇને સોવરસીને ખાત્રી થઈ કે પોતાનો શક તેણે બહાર પાડયો નથી. તેથી તેણે જરા પાસું ફેરવ્યું. બર્થા તેથી થયેલો અવાજ સાંભળી એકદમ તેની કને આવી અને પ્રેમથી ચુંબન કરી તેને પૂછયું. "પ્રિય કલેમન્ટ, તમને કેમ છે?"

"હવે મ્હને દુ:ખ થતું નથી."

"જોયું ? આમ શરીરને માટે બેફીકર રહેવાથી શું ફાયદો છે ? "

"હું કેટલા દીવસથી માંદો છું ?"

"અઠવાડીઆથી પણ વધારે."

"મ્હને અહીં કેમ આણ્યો છે ?"

"તમારા કહેવાથીજ."

ટ્રેમોરલ હવે આવીને બોલ્યો, "ઉપર નહીં રહેવાને તેં હઠ કરી, અને જ્યારે નીચે લેઈ આવ્યા ત્યારેજ તું જંપ્યો."

"હેં ?"

"પણ હવે મ્હેનત ન લે. સૂઇ જા. હું ધારૂં છું કાલે તું બરોબર સાજો થઈ જાઇશ. અત્યારે હું જાઉં છું, સૂઈ જઈશ, પણ પાછો ચાર વાગે આવીને તારી સ્ત્રીની જગો લેઇશ."

તે ગયો, અને બર્થા સોવરસીને કાંઈ પીવાનું આપીને પાછી પોતાની જગાએ જઈ બેઠી. તે બોલી, "ટ્રેમોરલ કેવો મિત્ર છે ?"

આ શબ્દો સોવરસીને કાળ જેવા લાગ્યા. પણ તેણે કાંઈ જવાબ આપ્યો નહીં. તેણે આંખો મીંચી દીધી અને સૂવાનો ઢોંગ કરી પેલા કાગળનો વિચાર કરવા લાગ્યો. તેને યાદ આવ્યું કે તે કાગળ તેણે પોતાના કોટના જમણી બાજુના ગજવામાં મૂકયો હતો. ગમે તેમ કરીને તે તેણે પાછો લેવો જોઇએ, કેમકે તેણે ધાર્યું કે જો કદાચ તે કાગળ પોતાની સ્ત્રીના હાથમાં આવ્યો તો પછી વેરની બધી યુક્તિયો નકામી જશે. અને તે કઈ વખતે તેના હાથમાં આવશે તેની ખબર કેમ પડે ? તેના નોકરને ટેવ હતી કે કોટના ગજવામાંથી દરેક વસ્તુ બહાર કહાડી છાજલી ઉપર મૂકવી. પણ તેમ તેણે આ વખતે કર્યું નહોતું. તે કાગળ હવે કેમ પોતાને હસ્તક કરવો અને તે હસ્તક કરવાને પોતાના સૂવાના ઓરડામાં શી રીતે જવાય એનો વિચાર કરતો હતો, તેટલામાં બર્થા તેની નજીક આવી અને ધીમેથી બોલી, "કલેમન્ટ, કલેમન્ટ !"

તેણે આંખો ઉઘાડી નહીં તેથી તે ઉંઘતો હશે એમ જાંણી તે એક શ્વાસે ઓરડામાંથી બહાર ગઈ. સોવરસી બોલ્યો, "હાય કમજાત ! તે યારની પાછળ ગઈ !" હવે ગમે તેમ કરી તે કાગળ પોતાને હાથ કરવા તેણે ધાર્યું. "બગીચામાં થઇ પાછલે બારણેથી હું મ્હારા સૂવાના ઓરડામાં કોઇ જાણે નહીં એમ જઈ શકીશ. બર્થા જાણેછે કે હું ઉંઘુ છું. તેથી તે

પાછી આવતાં પેહેલાં હું પાછો આવી સૂઈ જઇશ."

પછી પોતે ચાલવાને શક્તિમાન છે કે નહીં અથવા સખત ટહાડમાં પોતાની આવી સ્થિતિમાં બહાર જવામાં કેટલું જોખમ છે તેનો કાંઈ પણ વિચાર કર્યા વગર તે ઉઠયો. ખભા ઉપર ઝભ્ભો હોડી લીધો. તથા સપાટ પહેરી બહાર ગયો તે મનમાં બોલ્યો, "જો કોઈ મ્હને જોશે તો સન્નિપાતનો ઢોંગ કરીશ."

દીનો ઘેર ગયો હતો તેથી દરવાજો ઉઘાડતાં તેને હરકત નડી. પણ આખરે તે બગીચામાં ગયો. બરફ તરતજ પડેલો હતો, અને ટહાડ ઘણી પડતી હતી, તથા પવન પાંદડાં વગરના ઝાડોમાં થઇને એટલા જોસથી ફુંકતો હતો કે ડાળીઓ તૂટી જતી હતી તથા તે ઉપર પડેલા બરફના કકડા હવામાં ઉડતા હતા. આસપાસ ઉજેસથી ઘર એક કાળા પદાર્થ જેવું લાગતું હતું. ફક્ત બેજ બારીમાંથી અજવાળું દેખાતું હતું. એકતો સોવરસી સૂતો હતો તે ખંડમાં તેના પલંગની બાજુએ ઝીણો દીવો બળતો હતો તેમાંથી અને બીજો પહેલે માળે ટ્રેમોરલના ખંડમાં હતો ત્યાંથી ત્યાં દેવતા ભડભડાટ સળગતો હતો તેનું તથા ઝુમરમાં બે બત્તીઓ સળગાવી હતી તેનું તેજ મળી પ્રકાશ ઘણોજ મારતો હતો. તેથી સોવરસી હેકટરને આટલે દૂરથી પણ ઓળખી શકયો. તે બારીએ માથું કાચ ઉપર ટેકાવી ઉભો હતો. બીચારો પતિ! જે માણસે ખરા ભાતૃભાવના બદલામાં પોતાને માનભંગ તથા નિરાશ કરી મોતની નજીક આણી મૂકયો હતો તેને જોવાને તે અત્યારે ત્યાં થોડીવાર ઉભો. તરતજ હેકટર કોઇને પોતાના ખંડમાં આવતું જોઈ ચમકયો. સોવરસી આ નવું આવનાર કોણ છે તે જાણતો હતો અને તેજ પ્રમાણે એક સ્ત્રી હેકટરની પાસે આવી ઉભી. તે સ્ત્રી પોતાની વધૂ હતી. હજી સુધી તે જરા એમ ધારતો હતો કે વખતે આ બધું ખોટું હશે. પણ તે ખરૂં છે એની સાબીતી તો બોલ્યા વગર અત્યારે આવી પડી. તે ત્યાં આવે વખને શા વાસ્તે ગઇ હશે. તેનો તે વિચાર કરવા લાગ્યો. તે જોસથી ચાળા કરતી વાત કરતી હતી. જે અવાજથી તેની લાગણીઓ ઉશ્કેરાતી તે અવાજ તેણે સાંભળ્યો. જે આંખોથી તેના કલેજામાં તીરના ઘા વાગતા તેજ આંખો તેણે અત્યારે જોઇ. તેના ચાળા ઉપરથી સોવરસી સમજી શકયો કે તે હેકટરની પાસે કાંઈ પોતાની

વાત કબુલ કરાવવાને ગઈ હતી. તે તેના ચાળા બરોબર સમજતો હતો. અત્યારે જેમ તેણે હાથ જોડી ઉંચા કર્યાં હતા તથા મસ્તક જરા નીચું નમાવી દીધું હતું તેવું તેણે પ્રથમ પોતાની રૂબરૂ નહોતું કર્યું? સંતાપથી સોવરસીને પાસેના ઝાડનો આશ્રય લેવો પડ્યો. જેમ જેમ હેક્ટર ના કહેતો હતો તેમ તેમ બર્થા પોતાના હાથ તથા માથું એવી રીતે હલાવતી કે તે ખરેખરી ધમકી આપતી હતી તે સ્પષ્ટ માલમ પડતું હતું. પણ વળી તરતજ તેણે નમ્ર અરજ કરતી હોય તેમ દેખાવ ધારણ કર્યો. સોવરસીએ વિચાર્યું, "અહા? તે તેની અરજો ના કબુલ કરી શકે છે! મ્હારામાં એમ કરવાની હીંમત નહોતી. જ્યારે તેના સામું જુએ છે ત્યારે હેક્ટર પોતાની લાગણીઓ દબાવી શકે છે! મ્હેં તેને કોઈ દીવસ ના કહી નથી. ખરેખરૂં તો મ્હેં તેની અરજ કરવા દેવાનો વખતજ આણ્યો નથી. મ્હેં મારી આટલી જીંદગી તેની મરજી અટકળી તે પ્રમાણે કરવામાં ગાળીછે. ઘણું કરીને આથીજ મ્હારી પાયમાલી આટલી સમીપ આવી."

હેક્ટર હજી સુધી પણ હઠીલો હતો. તેથી બર્થા અરજ કરવી મૂકી ધમકી ઉપર આવી. તે જરા પાછી હઠી અને જોસથી ચાળા કરવા લાગી. આખરે હેક્ટર તાબે થયો. તેણે ડોકી ધુણાવી હાં કહી. અને તરતજ બર્થા હેક્ટરને હર્ષ તથા પ્રેમથી જોસથી બાઝી પડી.

સોવરસી આ દેખી શક્યો નહીં. તેને દુ:ખ થયું અને તેનો અવાજ તેના મ્હોમાંથી નીકળ્યો. પણ પાસેજ ગાડાં જતાં હતાં તેના અવાજથી પોતાનો અવાજ પેલાં બે જણાંએ સાંભળ્યો નહીં. હાય! પોતાને વાત નક્કી કરવી હતી તે કરવાને આ બસ હતું. હવે તેને બીજી કશી સાબીતીની જરૂર નહોતી. હવે ફક્ત નિષ્ફળ ન જાય એવું, ત્રાસજનક વેર લેવું. થોડીવાર સુધી હેક્ટર તથા બર્થાએ વાત કરી. પછી સોવરસીએ જોયું કે બર્થા નીચે આવવાને તૈયારી કરતી હતી તેથી હવે પેલો કાગળ શોધવાની આશા છોડી. અને તેથી જલદીથી ઘરમાં પાછો આવ્યો. પણ ઉતાવળમાં બગીચાના બારણાને કુંચી દેવી ભૂલી ગયો. જ્યારે ઘરમાં આવ્યો ત્યારે તેને યાદ આવ્યું કે પોતે બરફમાં ઉભો હતો. સપાટ ઉપર થોડાક બરફના કડકા જોયા તેથી તરતજ સપાટ પલંગ તળે નાંખી દીધી અને એકદમ આવીને સુઈ ગયો. તરતજ બર્થા આવી. તે જરાક મોડો સૂતો હોત તો બર્થા દેખત. તે પલંગ

પાસે આવી. અને સોવરસીને સૂતો જોઈ પોતાનું ભરત કામ કરવા મંડી. ટ્રેમોરસ પણ ન્યુસપેપર ભૂલી ગયો હતો તે લેવાને બ્હાને તરતજ આવ્યો. પણ તેનો ચ્હેરો ચિન્તાતુર હતો. તેણે ધીમે રહીને પૂછ્યું, "બર્થા, તું હમણાં બહાર ગઈ હતી ? બધા નોકરો સૂઈ ગયાછે ?"

"હા, તેઓ બધા સૂઈ ગયા છે, કેમ ?"

"હું ઉપર હતો તે દરમ્યાન કોઈ બગીચામાં જઈ પાછું આવ્યું છે."

બર્થાની નજર અસ્થિર થઇ. તેણે પૂછ્યું, "તમે ખરેખરું કહોછો ?"

"મ્હને ખરી ખાત્રી છે. કારણ કે જમીન ઉપર બરફ પડેલો છે તે કોઈ બહાર જઇ આવ્યું હશે તેના જોડા ઉપરથી ખરી પડેલો હોવો જોઇએ. બહારના ખંડમાં તેનું પાણી થઈ ગયું છે."

બર્થા દીવો લેઇને હેકટર જોડે બારણું ઉઘાડું રાખી બહાર ગઈ. હેકટર ખરું કહેતો હતો, કેમકે બહારના ખંડમાં ઈંટોવાળી ભોંય ઉપર પાણીનાં કુંડાળાં પડેલાં હતાં. બર્થાએ કહ્યું, "આ પાણી કોણ જાણે કયારનુંએ પડયું હશે."

"ના, એક કલાક ઉપર કાંઈજ નહોતું, હું સોગન ખાઇને કહી શકું છું. જોની, આ અહીં બરફ બધો ઓગળી ગયો નથી."

"કોઈ નોકર બાહાર ગયો હશે."

હેકટર બગીચામાં જવાના બારણા આગળ ગયો અને બારણાં તપાસી જોયાં. તેણે કહ્યું, "ના—ના—નોકર ગયો હોય તો તેણે બારણાંના ઉલાળા અડકાવ્યા હોય, પણ તેતો ખેંચી કહાડેલા છે, અને આજ રાત્રે મ્હેં મ્હારી જાતે ઉલાળા વાસી બારણાં મજબુત અડકાવ્યાં હતાં."

"એ નવાઈ જેવું છે."

"હા, તેમાં વળી કુંડાળાં ફકત દીવાનખાના સુધીજ છે."

તેઓ બન્ને ચૂપ રહ્યાં, અને એક બીજાના સામું જોઇ રહ્યાં. એકજ વિચાર તે બે જણાંને આવ્યો. "સોવરસી તો નહીં હોય ? પણ તેને બગીચામાં જવાનું કારણ શું હોય ? વખતે આપણને જોવાને આવ્યો હોય. પણ તે બગીચામાં શું કરવાને જાય ?" પણ હેકટરના ઓરડાની બારી બગીચામાં પડતી હતી તે તેમને યાદ ન આવ્યું. બર્થાએ આખરે કહ્યું, "કલેમંટ તો નહીંજ. હું તમારી પાસે આવી ત્યારે ભરઉંઘમાં હતા, અને

અત્યારે પણ તે તેવીજ સ્થિતિમાં છે."

સોવરસી દેખીતો બરઉંધમાં હતો. પણ ખરેખરૂં તો તેના દુશ્મનો શું કહેતા હતા તે બરોબર સાંભળતો હતો. પોતાના અવિચારીપણાથી તે ગુસ્સે થયો અને મનમાં ઇચ્છિયું કે તેઓને ઝભ્ભો તથા સપાટ જોવાનું યાદ ન આવે. સુભાગ્યે આ સહેલો ઉપાય તેઓને સૂઝયો નહીં. એક બીજાને ખાત્રી કર્યા બાદ તેઓ છટાં પડ્યાં, તોપણુ તેમના મનમાં શંકા રહી ગઈ. તે રાત્રે સોવરસીનો મંદવાડ ઘણોજ વધી પડયો. અને પાછો સન્નિપાત થયો. બીજે દહાડે ડોકટર રો–આવ્યો. તેણે કહ્યું મંદવાડ હવે ઘણોજ ધાસ્તી ભરેલો છે, અને તરતજ પારીસ પોતાને ત્યાં તાર કર્યો કે વેલફ્રુલુમાં પોતાને ત્રણ ચાર દીવસ રોકાવું પડશે. સોવરસીનો મંદવાડ ઘણા જોરથી વધ્યો. ઘડીકમાં એક જાતનું દરદ થાય તો ઘડીકમાં તેથી ઉલટીજ જાતનુ દરદ થાય, તેથી ડાકતર તેને શું થાયછે તે અટકળી શકયો સરખો નહીં. જ્યારે જ્યારે તે ઠેકાણે આવતો ત્યારે ત્યારે તેને બારીની વાત યાદ આવતી એટલે વળી સન્નિપાત થતો.

બરફમાં ઉભા રહીને તેણે જે જોઈ અટકળ બાંધી હતી તે ખોટી નહોતી. બર્થા હેકટરને કાંઈ વાત વિષે વિનંતી કરતી હતી. વાત આમ બની હતી. મેયોરે હેકટરને બીજે દીવસે ફોન્ટેનેબ્લોમાં સહેલગાહ સારૂ આમંત્રણ દીધું હતું. હેકટરે તે ઘણીજ ખૂશીથી સ્વિકાર્યું હતું. પણ હેકટર લોરેંસની સંગતમાં બહાર જાય એ બર્થાથી ખમાયું નહીં, તેથી તેને જવાની ના કહી. તેનું વચન તોડવા સારૂ અનેક જાતનાં બહાનાં તેને બતાવ્યાં. તેણે કહ્યું, "તમે કહો કે મ્હારો મિત્ર આવી ધાસ્તી ભરેલા મંદવાડમાં છે, તેને એકલો મૂકી મોજ મજાહ મારવા આવવું એ સારૂં ન દેખાય." પ્રથમ તો હેકટરે ચોખ્ખી ના કહી કે બહાના કહાડી જવાનું માંડી નહી વાળું. પણ અરજ તથા ધમકી એ બન્નેનો ઉપયોગ કરી બર્થાએ તેની પાસે સોગન ખવરાવ્યા કે હું આમંત્રણ ના કબૂલ કરવાને ચિઠ્ઠી અત્યારેજ લખોશ. તેણે તે પ્રમાણે ચીઠ્ઠી લખી, પણ મનમાં આવા જુલમથી તે કાયર થયો. પોતાની મરજી મુજબ સ્વતંત્ર વર્ત્તાય નહી, બર્થાને પ્રથમ પૂછ્યા વગર કાંઈ કામ થાય નહીં, કાઇને કાંઈ કહેવાય નહીં, વચન અપાય નહી, તથા પોતાથી તેની નજરથી વેગળો સરખો જવાય નહીં તેથી તે ઘણોજ કંટાળ્યો. દીવસે દીવસે

આપાશ વધારેને વધારે બંધાતો ગયો, અને હેકટરને લાગ્યું કે કોઈ દીવસ આ પાશ તોડી નાંખવો પડશે. તે જેનીને કે બર્થાને ખરા અંતઃકરણથી ચ્હાતો નહોતો. ખરેખરૂં તો તે કોઇને ચ્હાતો નહોતો. પણ મેયોરની પૂત્રિ જોઇને તેને પ્રેમ ઉપજ્યો હતો. પ્રથમ તેની પેહેરામણીની વાત સાંભળી તે ચકિત થયો હતો, પણ ધીમે ધીમે લોરેંસના શરીર તથા મનની મોહિણીથી તેના ઉપર અસર થઈ હતી. તે રંડીબાજ હતો તોપણ તે આ જુવાન બાળાની લાવણ્યતા, પવિત્રતા, ભોળપણ તથા ખુબસૂરતીથી મોહી જઈ તેને જેમ સોવરસી બર્થાને પરણ્યો હતો તેમ લોરેન્સને તેના પૈસા ખાતર નહીં પણ તેનેજ ખાતર પરણવા તૈયાર થયો હતો. પણ બર્થાથી તે બહુ બ્હીતો હતો. તેથી તે થોભ્યો. ફ્રાન્ટેનેબ્લોની તકરાર થયાને બીજે દીવસે તેણે જણાવ્યું કે બહાર ફરવા નહીં જવાથી હું માંદો થયોછું. તેથી કેટલાક દીવસ સુધી ઘોડા ઉપર બેસી ફર્યા કર્યું. પણ તે મેયોરના ઘરથી દૂર જતો નહીં. પ્રથમ બર્થાને આમ ફરવા જવામાં કાંઈ શક જેવું લાગ્યું નહીં. તે ઘોડે બેશી જતો હતો તેથી તેને ખાત્રી થઈ કે તે કાંઈ ગડબડ નહીં કરે. પણ થોડાજ દીવસમાં બર્થાએ જોયું કે હેકટર થાક લાગ્યો છે એવું ફકત બહાનું કહાડતો હતો કેમકે તે અંદરખાનેથી સંતુષ્ટ જણાતો હતો. આથી તેને શક આવ્યો. અને તેથી તે જ્યારે બહાર જતો ત્યારે તે મનમાં અનેક તર્કવિતર્ક કરતી. તે કયાં જતો હતો? તે પેલી ધિક્કારયુકત લોરેન્સનેજ મળવા જતો હતો કે બીજે કંઈ? પણ આ તેનો શક થોડાજ વખતમાં ખરો પડયો. એક દીવસ હેકટર ઘેર આવ્યો ત્યારે તેના બટનના કાણામાં ફુલ હતું. તે ફુલ તેને લોરેન્સે આપ્યું હતું અને તે ઘેર આવી કહાડી નાંખવું વીસરી ગયો હતો. બર્થાએ તેને હાથ અરકાડયો, તપાસી જોયું, સુંઘ્યું, અને જરા હશીને કહ્યું, "આ ફુલ ઘણું સુંદર છે." હેકટરે બેપીકરાઈથી કહ્યું, "હા, મ્હને પણ એમ લાગેછે, કોણ જાણે એનું નામ શું હશે."

"તે તમને કોણે આપ્યું?"

"એતો પપા પ્લૅટટે આપ્યુંછે."

આખા ઓરસીવલમાં લોકો જાણતા હતા કે મો. પ્લૅટટ ફુલ પાછળ ગાંડો હતો અને લોરેન્સ શીવાય બીજા કોઇને ફુલની પાંખડી સરખી પણ તે આપતો નહોતો, તેથી આ તેના કહેવાથી બર્થા છેતરાઇ નહીં. તેણે

કહ્યું, " તમે મને વચન આપ્યું હતું કેની કે હું લોરેન્સને મળીશ નહીં અને લગ્નનો વિચાર બધો માંડી વાળીશ ?" તે સોગન ખાવા જતો હતો તે અ-ટકાવી તે બોલી, " મ્હને બોલવા દો. પછી તમે કહેજો. તમે તમારૂં વચન તોડયું છે, અને મ્હને દગો દીધો છે. પણ હું સાફ કહુ છું કે તમારૂં લગન નહીં થવા દઉં. " એમ કહી હેક્ટરને સપાટામાં લીધો, અને ઠપકાનો વરસાદ વરસાવ્યો. " તમે શા વાસ્તે વેલફ્યુલુમાં આવ્યા ? તમને ઓળખ્યા પહેલાં હું કેવી સુખી હતી ? સોવરસીને હું ચ્હાતી નહોતી એ ખરૂં, તોપણ તેમને હું મારા ભર્થાર તરીકે માન આપતી હતી. પણ એટલામાં તમે આવ્યા. તમારી મોહીની સામે હું ટક્કર ઝીલી શકી નહીં, અને હવે મ્હારો પ્રેમ ચોરીને બીજી સ્ત્રીને પરણવા મને તજો છો ? "

ટ્રેમોરલતો આ સાંભળીને છેકજ ડીંગ થઈ ગયો. " શું ? આને મ્હેંજ પ્રથમ બગાડી? ઉલટો હું તો તેની ખરાબ વાંછનાથી આશ્ચર્ય પામતો હતો ! હું તો ઉલટો એમ માનતો હતો આવી વિષયાસકત સ્ત્રીનો પ્રથમનો યાર હોવાને બદલે કદાચ વીસમો યાર હઇશ. તેણે મ્હને એવો ખોટે માર્ગે ચહડાવ્યો છે તથા તેની મરજીને એવો તો આધીન બનાવ્યો છે કે અત્યારે તેની મરજી વિરૂદ્ધ કાંઈ કરવું અઘરૂં પડેછે ! અને અત્યારે કહેછે કે મ્હેં એને બગાડી !" તોપણ પ્રથમ લાગ મળતાંજ તેની મરજી વિરૂદ્ધ ઉઘાડે છોક વર્તવું એવો તેણે નિશ્ચય કર્યો હતો તેથી તેણે કહ્યું, " હા, મ્હેં તને ઠગી છે પણ તેનું કારણ શું છે ? મ્હારી પાસે પૈસો નથી. આ લગ્ન થવાથી તે મ્હને મળશે, અને તેથી હું પરણીશ. " વળી કહ્યું, " હું કાંઈ લોરેન્સને ચહાતો નથી. મ્હારે તો તેનો પૈસો જોઇએ છે. જો તારી પાસે કોઈ છોકરી હોય અને દશ લાખને બદલે બાર લાખ લાવે એવી હોય તો હું એને પરણવાને તૈયારછું."

આમ હેકટર બોલશે એવી બર્થાને જરાપણ ખબર નહોતી. આથી તે જરા કચવાઈ. તેને ગુસ્સો તો લાગ્યો, પણ આમ દઢતા જોવાથી તથા તે પૈસા ખાતરજ લોરેન્સને પરણશે એમ સાંભળવાથી ખુશી થઈ અને તેને વખાણવા લાગી. તે બોલી રહ્યો એટલે તેણે કહ્યું, " ત્યારે તમે લોરેન્સને તેના પૈસા વાસ્તેજ પરણોછો ? "

" મ્હેં તને સોવાર તો કહ્યું છે. "

" ત્યારે ખરેખર તમે તેને ચ્હાતા નથી ? "

"હું તેનાથી મોહ્યોએ નથી અને મોહીશ પણ નહીં." હેક્ટરે જાણ્યું આથી હવે લગ્નના દીવસ સુધી નિરાંત થશે. "એકવાર પરણ્યો કે પછી ગમે તે થાઓ. સોવરસીની મારે શી દરકાર છે? જીંદગીમાં મિત્રતા તૂટેછે ને બંધાયછે. મિત્ર કોણ છે? જે આપણને મદદ કરે તે. તે મદદ કરતાં અટકે એટલે મૈત્રિ તોડવી એ બહાદુરીનું કામ છે."

બર્થા વિચારમાં પડી. આખરે તેણે કહ્યું, "સાંભળો, હેક્ટર, હું આમ તમારાથી છૂટી થઈ શકીશ નહીં. આ ભયંકર ઘા મ્હને લાગ્યોછે, તે રૂઝાય એટલા દીવસ સુધી થોભો. તમારે તેમ કરવું જોઇએ. કલેમંટને સાજો થવા દ્યો."

બર્થા આમ એકદમ નમ્ર થશે એવી હેકટરને છટ્ઠે ખૂણે પણ આશા નહોતી. આવી સ્હેલાઇથી કોણ જીત મેળવી શકે? વખતે કાંઇ તે યુક્તિ કરતી હશે એતો તેને લાગ્યુંજ નહીં. તે એવોતો ખુશી થયો કે પોતાની સ્વતંત્રતા મળી તેથી થયેલી ખુશી તે દાબી શકયો નહીં. અને તે એવી રીતે દર્શાવી કે બર્થા એથી ચેતી ગઈ. પણ તે કાંઈ બોલી નહીં. તેઓ છુટાં પડયાં તે પહેલાં હેકટરે બર્થાનો હાથ પકડયો અને બોલ્યો, "અહા. તું કેવી ભલી છે! ખરેજ! તું મને વ્હાયછે!"

---

## પ્રકરણ ૧૯ મું.

### મંદવાડ.

કાઉન્ટ હેકટર ડી ટ્રેમોરલ એમ ધારતોજ નહોતો કે બર્થાનો વાયદો લાંબા વખત સુધી ચાલશે. ગયા અઠવાડીઆથી સોવરસીને કરાર થયો હતો. તે રોજ સ્હવારે ઉઠતો, પોતાનું કામકાજ કરતો, મિત્રોને મળતો; તોએ થાકલાગતો નહીં પણ આ ફેરફાર છતાં સોવરસી પ્રથમ કરતાં અડધો થઈ ગયો હતો. તેના મીત્રો તેને ઓળખી શકતા નહોતા. તે ઘણો-જ ફીક્કો થઈ ગયો હતો. તેને શરીર કરતાં મનનું દુઃખ વધારે હતું. જે લુચ્ચાંઓએ તેનું સુખ ખોયું હતું તેમના ઉપર યોગ્ય વેર લીધા વગર મ-રવાંની તેની ઇચ્છા નહોતી, અને શીક્ષા કેવી આપવી તેનો તે વિચાર કરતો હતો. સાધારણ રીતે આવા ગુન્હાને સારૂ ત્રણ જાતની શીક્ષા થાયછે. તે

ગુન્હેગારોને ન્યાયની કોર્ટમાં ઘસડવા; નહીંતો તેમના ઉપર સખ્ત જાપતો રાખવો અને લાગ આવે ત્યારે મારી નાંખવા. આ બીજી રીતથી જો કે કાયદો સજા આપનારને છોડતો નથી, તોપણ માફ કરેછે. અને ત્રીજુ એ કે પોતે તે વિષે કાંઇજ દરકાર ન રાખવી અને પોતાના દુઃખ ઉપર હસીને સ્ત્રીને કહાડી મૂકી ભૂખે મરવા દેવી. પણ તેથી કાંઈ સંપૂર્ણું રીતે વેર વળે નહીં. પોતાની સ્ત્રીને કોર્ટમાં ઘસડે તો પછી લોકો પોતાની હાંસી નહીં કરે ? અને અંતે તેનું પરીણામ શું ? બર્થા અને હેકટરને વરસ, દોહોડ વરસ, કે પછી બે વરસ સજા મળે એજ. તેમને મારી નાંખે તોએ શું ? તેમને તો દુઃખ એક પળવાર કે વધારે ? અને પછી પોતે વખતે કેદમાં જાય, ત્યાં પોતા ઉપર કામ ચાલે, જ્યુરી પાસે દયા માંગે, અને તેમાં વખતે સજા પામે કે છૂટે. ત્રીજું બર્થાને કહાડી મૂકે. તેને તો એટલુંજ જોઇતું હતું. પછી તો તે ઉઘાડે છોક હેકટર સાથે રહે. તેઓ બન્ને જણાં પોતાના ઘરમાંથી એક બીજાની બગલમાં હાથ નાંખી, ભવિષ્યના સુખની વાતો કરતાં, તથા પોતાની હાંસી કરતાં જાય. આથી તે ગુસ્સે થયો. આ ત્રણમાંની એક પણ રીત તેને પસંદ પડી નહીં. પોતાને દુઃખ થયાં કરતું હતું તેટલુંજ દુઃખ તેઓ લાંબો વખત સુધી ભોગવ્યાં કરે, એવી કદી નહીં સાંભળેલી શીક્ષા તેમને આપવી જોઇએ. તેની પાસે શસ્ત્ર એકજ હતું. જેની પાસેથી મળેલો પત્ર. તેનું શું થયું હતું ? તે ખોવાઈ ગયો હતો કે કેમ ? પોતે સાજો થયો ત્યારપછી દરેક ઠેકાણે તેણે ખોળ કરી હતી, પણ તે જડયો નહોતો. પોતાના વેર લેવાના વિચારો હરઘડી આવ્યા કરતા હતા, તોપણ તે બહારથી ગંભિર ચ્હેરો રાખતો હતો. પોતાના વિચારો છૂપાવી શકાય એવું મ્હોં રાખતો તથા પોતાની સ્ત્રીનાં જુઠાં લાડ દેખીતા ભાવથી સહન કરતો, તથા હેકટર સાથે શેકહેંડ જાણે ખરા દીલથી કરતો હોય એમ કરતો. જ્યારે સાંજરે તેઓ ત્રણે એકઠાં વાતો કરવાના ખંડમાં મળતાં ત્યારે તે ઘણોજ ખૂશ મિજાજમાં દેખાતો. અને સંપૂર્ણ રીતે સાજો થયા પછી વાડી વજીફા બંધાવવા, સહેલગારે જવું, એવી અનેક બાબતો વિષે વાતો કરતો.

સોવરસી આમ તન્દુરસ્ત થતો ગયો તેથી હેકટર ખૂશ થયો. એક દીવસ તેણે બર્થાને ઘણીજ ખૂશીના આવેશમાં કહ્યું, " સોવરસી ઘણોજ જલદીથી સાજો થતો જાયછે."

બર્થા હેકટરનો ભાવાર્થ સમજી, અને તે પ્રમાણે જવાબ આપ્યો. "આખો દાહાડી લોરેંસનાજ વિચાર, કેમ?"

"તેં મને આશા નથી આપી?"

"મ્હેં તમને ખોટી થવાનું કહ્યુંછે, હેકટર, અને તમે તે પ્રમાણે વાટ જુઓછો તેથી હું ખૂશી થઇછું. હું એક સ્ત્રીને ઓળખુંછું તે દસ લાખ નહીં પણ ત્રીસલાખ લાવશે."

આ જવાબથી હેકટરને વીજળીનો આંચકો લાગ્યો. તેને તો લોરેંન્સ શીવાય બીજા કોઇની ગરજ નહોતી, તેથી આ નવી હરકત વચ્ચે આવી તેથી તેણે પૂછયું, "તે બીજી સ્ત્રી કઈ છે?"

બર્થા તેની પાસે ગઈ અને તેના મ્હોં પાસે મ્હોં લાવી ધીમેથી બોલી, "હું કલેમંટની એકની એક વારસ છું; તે ઘણું કરીને મરી જશે; અને કાલ હું તેની વિધવા થઇશ."

આ સાંભળી હેકટર ગભરાયો. "પણ ઇશ્વરની મેહરબાનીથી તે જલદીજ સાજો થતો જાયછે."

બર્થાએ તેના સામું જોયું અને ધીમેથી કહ્યું, "તમને શી ખબરછે?"

આ વાકયનો અર્થ હેકટર પૂછી શકયો નહીં. તે કેટલાક માણસોની પેઠે વધારે તજવીજ કરતો નહીં, અને વખતે પકડાઈશું તેથી તદબીર કરવાને બદલે કોઈ પાશમાં સપડાતો, પછી કરોળીઆના પડમાં માંખીની પેઠે ફસાતો. તે પોતાની આંખે પાટા બાંધી કયાં જાયછે તે જોતો નહીં અને ખરી હકીકત જાણવાની હીંમત ન હોવાથી અનિશ્ચિતપણામાં રહેતો. તોપણ બર્થાને દુ:ખી થતી જોઇને તે ન્હાનાં છોકરાંની પેઠે ખુશી થતો, અને તે પોતા ઉપર દાબ રાખવા સારૂ આટલી બધી મહેનત કરતી તેથી પોતાને વિષે તેનો વિચાર સારો બંધાયો અને તેથી ગર્વિષ્ટ થયો. તે મનમાં બોલ્યો, "બીચારી બર્થા! હું એની પાસેથી જાઉં અને બીજી સ્ત્રીને મ્હારી સ્ત્રી કરૂં તેથી તે એવી દીલગીર થાયછે કે તે પોતાના ધણીને મારી નાંખવા ઉભી થઇછે!" તે એવો બેવકુફ બન્યો હતો તથા તેની વૃત્તિ એવી શિથિલ થઇ હતી કે બર્થાની લુચ્ચાઇ તે સમજી શકયો નહીં.

પોતાની આશા તથા યુક્તિયો ફળીભૂત થવાનો વખત તો દૂરનો દૂરજ જતો ગયો. હેકટર અને બર્થા વચ્ચે ઉપલી વાત થયા પછી બીજે દીવ-

રાથીજ સોવરસી પાછો માંદો પડયો અને નવાઇ જેવું એ હતું કે હંમેશની માફક રાત્રે જમ્યા પછી કવીનાઇન તથા પાણી એકઠું કરી પાનો તે પાધા પછી તરતજ લેવાયો. પણ આ વખતે તેનાં ચિન્હો પ્રથમના કરતાં જૂદીજ જાતનાં હતાં. પ્રથમનાં દુઃખો જતાં રહ્યાં હતાં અને તેને બદલે નવીજ જાતનાં દુઃખો તેને થતાં હતાં. તેને તમ્મર આવતાં, આખા શરીરમાં ચૂંટ આવતી તથા આંકડી આવતી અને અવયવો ઘણા તરફડતા. તેમાં હાથ વિશેષે કરીને વધારે તરફડતા. પછી મુખ ઉપર દરદ થવા માંડયું. અને તીખી વસ્તુ ઉપર ભાવ એવો તો થયો કે તે કેમે કર્યો જીભમાંથી જાય નહીં. શરીરની અંદર છેક ટહાડ વ્યાપી ગઈ. ઉંઘ આવે નહીં. અને ઉંઘ આણવાની દવાની જરા પણ અસર થઈ નહીં. સન્નિપાતનો જતોજ રહ્યો હતો અને મગજ સાફ હતું. તે પોતાનું દુઃખ ઘણી બહાદુરીથી સહન કરતો અને પોતાની મિલકતની વ્યવસ્થા કરવામાં ઘણું ચિત્ત પરોવતો. તે પોતાના ખેડુતો તથા મોજણીદારો સાથે વારંવાર મસલત કરતો. અને પોતાના વકીલ, તથા શરાફ સાથે કલાકના કલાક સુધી એકાંત બેશી વાતો કરતો. પછી વિરામની જરૂર હોવાથી તે પોતાના મિત્રોને બોલાવતો અને જ્યારે કોઈ મિત્ર કદી ન આવતો તો આડોશીપાડોશીને બોલાવી ગપ્પાં મારતો. પોતે શું ધારતો હતો અને કરતો હતો તેની જરાપણ તે વાત કરતો નહોતો. આથી બર્થાને ઘણી ફીકર થવા માંડી. તે પોતાના સ્વામીના વકીલના રસ્તામાં આવતી અને જ્યારે તે કેટલાક કલાક સુધી બેશી વાત કરી ઉઠતો તે વખતે બહાર આવી બર્થા તેને ઘણીજ લુચ્ચાઇથી પૂછી જોતી અને પોતાની ખુબસૂરતીનો ઉપયોગ કરતી. પણ સર્વ વ્યર્થ. જેને જેને તે પૂછતી તે દરેક જણ આડો આડો જવાબ આપતા. તેથી તેને ડર લાગ્યો કે સોવરસીએ તેમને ચેતવ્યા હશે. પણ વળી વિચાર આવતો કે કાંઈ એવું કહેવા જેવું હોય પણ નહીં.

સોવરસી કાંઈ ફરીયાદ કરતો નહોતો. તે બર્થા તથા હેકટરની વારંવાર વાતો કરતો અને તેઓ બન્ને જણાનો પોતા ઉપર અગાધ પ્રેમ હોય એમ સર્વને દેખાડતો. તે તેમને પોતાનાં "રક્ષણ કર્તા દેવ દૂતો" કહેતો, અને આવી સ્ત્રી તથા આવો મિત્ર પોતાની પાસે હતાં તેથી ઇશ્વરનો ઉપકાર માનતો. તેનો મંદવાડ એવો તો વધવા માંડયો કે હેકટર હવે બ્હીન્યો. પોતાના મિત્રના મૃત્યુથી શું થશે ? જો બર્થા વિધવા થઈ તો પછી થઈ

રેચું ? બર્થાના વિચારો શા હતા તે ગમે તેમ કરીને શોધી કહાડવા જોઇએ.' એક દીવસે સાંજરે સોવરસી પપા પ્લેટેટની સાથે એકાંતમાં વાત કરતો હતો તે વખતે બર્થાએ પોતાના યારને કહ્યું, " હેકટર, હું સલાહ લેવા આવીછું. અને તે તમેજ આપી શકશો. ગયા બે દીવસમાં ક્લેમન્ટે મ્હારા વિષે કાંઈ વીલમાં ફેરફાર કર્યો છે કે નહીં તે શી રીતે ખોળી કહડાય ?"

"તેનું વીલ ?"

"હા. મ્હેં તમને કહ્યું છે કેની કે તે પોતાના વીલમાં પોતાની બધી મિલ્કત મ્હને સોંપી ગયાછે. મ્હારી પાસે તેની નકલ છે. પણ તે ફેરવ્યું હોય તો ?"

"કેવો વિચાર ?"

"એમ વિચાર કરવાને કારણ છે. આ બધા વકીલો અને એજંટો અહીં આવીને શું કરેછે ? એક કલમના છેકાથી મ્હારૂં સત્યાનાશ વળી જાય એમ છે. તમે જાણતા નથી કે તે પોતાના ત્રીસ લાખ કોઈ બીજાને આપી જાય એટલે મ્હારે પછી મ્હારા ચાળીસ હઝાર ઉપર રહેવું પડે ?"

"તે તેમ નહી કરે. તે તને કેવો ચ્હાય છે ?"

"તેની તમને ખાત્રી છે ? મેં કહ્યું છે તેમ તેની પાસે ત્રીસ લાખ છે. તે મ્હારે પોતાને સારૂ નહીં જોઇએ, પણ તમારે સારૂ, અને તે મ્હારે જોઇએજ. પણ તે બધા મ્હનેજ મૂકી જાયછે કે કેમ તે કેમ ખબર પડે ? હું તે કેમ જાણી શકું ? શી રીતે ?"

હેકટરને ગુસ્સો ચહડયો. ત્યારે શું આટલા માટેજ તેણે પોતાને ખોટી થવાનું કહ્યું હતું કે ? શું તે તેનીજ મરજી આવે તેમ પોતાની વ્યવસ્થા કરશે અને પોતાના મનનું ધાર્યું તો થવાનુંજ નહીં ? અને તેમાં વળી પોતાથી કાંઈ કહેવાય પણ નહીં !' તેણે જવાબ દીધો, " ધીરજ રાખ, જોતો ખરી, શું થાયછે."

"ધીરજ કયાં સુધી ? તે મરી જાય ત્યાં સુધી ?"

"એમ ના બોલ."

"કેમ નહીં ?" તે પોતાના યાર પાસે ગઈ અને ધીમે રહીને બોલી, "તે ફક્ત એક આઠવાડીઉં જીવવાના છે, આ જૂઓ." તેણે પોતાના ગજવામાંથી એક ન્હાની શીશી કહાડી અને તેના મ્હોં આગળ ધરીને બોલી,

" આની આગળ કાંઈ હરકત આવે એમ નથી. "

હેકટરના મ્હોં ઉપરનો રંગ ઉડી ગયો અને ત્રાસની બૂમ પાડી ઉઠ્યો. બર્થા પોતાને હેરાન નહોતી કરતી તથા તે લોરેન્સની વાત નહોતી કરતી તે બધું તે હવે સમજ્યો. તે બોલી ઉઠ્યો, " ઝેર ! "

" હા, ઝેર. "

" પણ તે તેં વાપર્યું તો નથી કની ? "

બર્થાએ જેવી નજરથી હેકટરને પોતે ઘણીવાર દબાવતી એવી તીવ્ર નજરથી તેના સામું જોયું અને દરેક શબ્દ ઉપર ભાર મૂકી શાંત અવાજે બોલી " મ્હેં તે—વાપર્યું—છે."

કાઉન્ટ બેશીકરો તથા દુરાચારી માણસ હતો અને પોતાનો ઇશ્ક ઠંડો કરવા ગમે તે કરતો. પણ બર્થાનો આ ગુન્હો જાણી તે ત્રાસ પામ્યો. તે બોલ્યો, " વારૂ પણ હવે તને વાપરવા નહીં દઉં." એમ કહી કંપતો તે ઉઠ્યો અને બારણા તરફ ગયો.

બર્થા ઉઠી તેની સામે આવી ઉભી. " તમે કાંઈ કરો તે પહેલાં વિચાર કરો. હું આપણા બન્નેનો સંબંધ ખુલ્લો કરીશ. પછી તમે આ ગુન્હામાં મ્હારા મદદગાર નથી એવું કોણ માનશે ? " કાઉન્ટ સ્તબ્ધ થઈ ગયો. આ ભયંકર ધમકીનું જોર તે સમજ્યો. બર્થાએ પછી કપડાગીમાં કહ્યું, " હવે જાઓ, અને મરજીમાં આવે તો કહી દો. પણ જે થશે તેમાં આપણે બન્નેતો સાથેનાં સાથે જોડાયલાંજ રહેવાનાં. "

હેકટરના હાંઝાં ગગડી ગયાં અને નરમ થઈ ગયો. તે પાસેની આરામ ખુરશી ઉપર પડ્યો. ધગધગતું માથું પોતાના બે હાથ વચ્ચે જોરથી દાબ્યું અને બકવા લાગ્યો, " હાય, હાય, મળ્યા ભોગ. " તેની સ્થિતિ દયા આવે એવી થઈ હતી. તેના લમણા ઉપર પરસેવાનાં ટપકાં બાઝ્યાં. તે ગાંડો થયો હોય એમ આસપાસ જોવા લાગ્યો, અને નિરાશાનું સ્વરૂપ બની ગયો.

બર્થાએ તેનો ખભો ઝાલીને ખૂબ ઢંઢોળ્યો અને આ તેનું બાયલાપણું છે એમ સમજી બોલી, " તમે બ્હીઓછો ? ધ્રુજોછો ? તમારા ભોગ મળ્યા? જેમ હું તમને ચ્હાઉંછું તેમ જો તમે મ્હને ચ્હાતા હો તો આમ બોલો નહીં. હું તમારી સ્ત્રી થઈશ, અને આપણે બન્ને ઉઘાડે છોક મજાહ કરીશું, એમાં તમારા ભોગ શેના મળ્યા ? ભોગ મળ્યા ! ત્યારે મ્હને જે દુઃખ થાય

છે તેનો તો તમને ખ્યાલજ શેનો હશે ? આમ દુ:ખ સહન કરવાથી, બ્હીતીને બ્હીતી રહેવાથી તથા આમ જુઠા હરઘડી ઢોંગ કરવાથી હું કંટાળી ગઈછું તેઓ તમને ખબરજ નહી હોય ત્યારે ? "

" પણ આવો ગુન્હો ? "

બર્થાએ તેના સામું તિરસ્કારની નજરથી જોયું. તે બોલી, " જ્યારે તમે પ્રથમ મ્હારૂં શિયળ ભાંગ્યું તથા જે મિત્રે તમારો જીવ બચાવ્યો તેને કલંકિત બનાવ્યો ત્યારે એમ કહ્યું હતું કે ? તે ગુન્હો કાંઈ ઓછો હતો કે? તમે નહોતા જાણતા કે સોવરસી મ્હને પોતાના જીવ કરતાં વધારે ચ્હાયછે અને તે મ્હને બોલ્યા પહેલાં પોતાનો જીવ આપવાને તૈયાર થાય એવાછે ?

" પણ તે કાંઈ જાણતો નથી. તેને વ્હેમ સરખો પણ નથી. "

" તેજ તમારી ભૂલ છે. કલેમંટ બધું જાણેછે. "

" તે બનેજ નહીં. "

" તે ખરી વાતછે. હું કહુંછું તેમાં જરાપણ ફેર નથી. તે દીવસે શીકાર કરી મોડા આવ્યા તેવારથી તે જાણેછે. તે દહાડે મ્હેં નહોતું કહ્યું કે તેમની નજરમાં વિકાર છે ? તમને કાંઈ વ્હેમ આવ્યોછે ? તમે ખભા ઉંચા કર્યા. પણ હું તમારા ખંડમાં આવી હતી તે દહાડે પેલા બરફના કડકા જોયા હતા તેનું કેમ ? તે આપણને જોતા હતા. એથી પણ વધારે સાબીતી જોઇતી હોય તો લ્યો આ કાગળ. મ્હને એ એમના કોટના ગજવામાંથી જડયો છે. " એમ કહી જે કાગળ સોવરસીએ જેનીની પાસેથી લેઈ લીધો હતો તે બતાવ્યો.

હેકટરની ખાત્રી થઈ. " આ કેવો સંજોગ ? પણ આપણે છુટાં પડીએ તો ? બર્થા, હું જતો રહું તો ? "

" હવે કાંઈ થાય નહીં. એતો વખત વહી ગયો. હેકટર, હવે તો આપણા જીવ ઉપર વાત આવી છે. તમે કલેમન્ટને ઓળખતા નથી. આવું કલંક શીક્ષા વગર જવા દે એવા એ નથી. તેમણે મ્હને કાંઈ કહ્યું નથી તથા પોતાનો ગુસ્સો છુપાવ્યો છે તે એટલાજ માટે કે તે કોઈ ઘણું ત્રાસજનક વેર શોધેછે."

હેકટરે જોયું કે ખરેખર એમજ હશે. બ્હીકનો માર્યો તે જાડા અવાજમાં બોલ્યો, " ત્યારે આપણે શું કરીશું ?"

"તેમણે પોતાના વીલમાં શો ફેર કર્યો છે તે શોધી કહાડવું."

"પણ તે કેમ કરી શોધી કહડાય?"

"તે હું જાણતી નથી. તે માટે તો હું તમારી પાસે આવી તો તમે તો બડા બાયલા દેખું. વારૂ ત્યારે, મ્હને કામ કરવા ધો. તમે કાંઈજ કરશો નહીં, હુંજ બધું કરીશ. ગમે તેમ પણ આપણે કોડી વગરનાં થવું ન જોઈએ. જોઉછું જોઇએ શું થાયછે. હું વિચાર કરીશ." આ વખતે કોઇએ તેને નીચે બોલાવી, જેથી તે ગઇ. હેક્ટર તો નિરાશાનું પુતળુંજ બની રહ્યો હતો!

તે સાંજરે બર્થા હસતી હતી તથા સુખી દીસતી હતી. પણ હેક્ટર તો મનમાંને મનમાં એવો બળ્યાં કરતો હતો કે સોવરસીએ પોતાને ફીકર થતી હોય એમ પૂછયું, "પ્રિય હેક્ટર! તું મ્હારે માટે બહુ કાળજી રાખેછે તેમાં તું લેવાતો જાયછે. હું તારી આ મિત્રતાનો બદલો કેમ વાળી શકીશ?"

ટ્રેમોરલને જવાબ દેવાની શક્તિ નહોતી. તેણે વિચાર કર્યો, 'આ માણુસ સર્વ જાણેછે, અને તોપણ તેની શી હીંમત? તે અમારે માટે શી શીક્ષા ધારતો હશે!'

તે દહાડેથી દરરોજ કાઉન્ટ એકેક બનાવ એવો જોતો હતો કે તેનું લોહી નસમાં ને નસમાંજ ઠરી જતું. જ્યારે જ્યારે બર્થા દવા તૈયાર કરતી ત્યારે પેલી શીશીમાં એક ટાંકણી બોળી તે દવામાં પાછી બોળતી, અને ટાંકણીને બાઝેલી ઝીણી ઝીણી કણીઓ દવામાં ગાળતી.

કદાચ એમ ધારવામાં આવે કે ટ્રેમોરલે પોતાની સ્થિતિનું ભાન આવવાથી તથા વધતી જતી ધાસ્તીથી કંટાળીને લોરેંસને પરણવાનો વિચાર માંડી વાળ્યો હશે. પણ એમ નહોતું. તેતો ઉલટો વધારે ને વધારે ઇન્તેજાર થતો હતો. બર્થાની ધમકીથી, આ ગુન્હો બનવાથી અને વળી અડચણો આવવાથી ઓર તેનો જુસ્સો વધ્યો અને મેયોરની પુત્રીને પરણવા વધારે આતુર થયો. તેની આવી ધાસ્તી ભરેલી સ્થિતિમાં તેને એક અદેશાનું કારણ દેખાતું હતું. બર્થા કાંઈ તેના ધણીના મોતને બીજેજ દહાડે પરણી શકશે નહીં. વચમાં કેટલોક વખત વિતશે. એટલે વખત પુષ્કળ છે. એટલામાં વીલ પણ કેવું કર્યું છે તે પણ માલમ પડશે. વીલમાં લખ્યું હશે તેથી ઉલટું તેનાથી ચલાશે નહીં. તે શું ગુન્હો કબુલ કરી પોતાનું મદદગાર તરીકે નામ

આપશે ? જો કદાચ એમ કરશે તો તેને માનશે કોણુ? તે એમ કેમ સાબીત કરી શકશે કે સોવરસીના મોતથી પોતાને ફાયદો થવાનો છે? લોકો કાંઈ ખૂન કરવાને વાસ્તેજ ખૂન કરતાં નથી. પોતાના ધણીનું મડદું ખોદી કહડાવવાને તે સત્તાધીકારીઓને કહેશે ? કદાચ હાલની તેની અવસ્થામાં તે વિચાર કરવાને શક્તિમાન નથી તેથી એમ કરે, પણુ પાછળથી તે વિચાર કરશે ત્યારે તે મૂગીજ રહેશે. અત્યારે ભય છે એમ નક્કી છતાં તે ડરતી નથી પણુ પાછળથી ભયના અનક્કીપણુાથી પણુ વિચાર કરવાથી ડરશે. બર્થાની પાસે લાખો ફ્રેંકની દોલત હોત તોપણુ તે પરણુત નહીં, તો હવે તો ફકત તેના જે ચાળીસ હઝાર છે તે ઉપરજ તેને આશા રાખી બેસવાનું છે. કેમકે સોવરસી જો આ વાત જાણુતો હશે તો તેમજ કરશે. તે કાંઈ નિમકહરામ સ્રીને પોતાની દોલત આપી નહીં જાય.

તેથી હેકટર સબુરી પકડી બેઠો. તે જાણુતો હતો કે લોરેન્સ તેને એવી ચ્હાતી હતી કે જરૂર હોય તો બીજાં ત્રણુ વરસ સુધી વાટ જુએ. તેણે તેને પોતાની મોહ જાળમાં સજ્જડ લપટાવી હતી. અને તેથી તે ધારતો હતો કે લોરેન્સ પોતાના શિવાય બીજા કોઇનો વિચાર સરખો પણુ કરતી નથી તે ખરૂં હતું. તેણે ધાર્યું બર્થા આમ પોતાની જોડે વર્ત્તે છે તે ઠીકજ છે. કેમકે એથી તો ઉલટી પોતાની સ્વતંત્રતા પાછી મળશે. ગમે તે હોય તોપણુ ગુન્હેગાર તો એજ હતી. પોતાને માટે ઘણું થશે તો એમ કહેવાશે કે પોતાની જીંદગી બચાવવા ખાતર તેને અખાડા કરવા પડયા. તોપણુ વખતે વખતે તેને ત્રાસ આવતો. જો બર્થાએ પોતાના ધણીને એકદમ મારી નાંખ્યો હોત તો તેને જરા દીલાસો મળત. પણુ આમ ધીમે ધીમે તેને રીબીને મરતો તે જોઈ શકયો નહીં. એથી બર્થા જાણે સર્પિણી હોય તેમ જ્યારે તે તેને ભેટવા આવતી ત્યારે કમકમાટ આવતો. વળી બર્થાને જરા પણુ કાંઈ દીલગીરી ન થતી જોઈ તે વિસ્મય પામતો હતો. તેતો જાણે કાંઈ બન્યુંજ ન હોય એમ શાંત, ગંભીર તથા સ્વસ્થ હતી. વાત કરતાં સાધારણુ રીતે જાણે કાંઈ કામ કરતી હોય તેમ તે શીશીમાં ટાંકણી બોળી દવામાં ઝેર નાંખતી અને જરા પણુ આંચકો ખાતી નહીં. હાથ જરા પણુ ધ્રુજતો નહીં, તથા આંખમાં યત્કિંચિત પણુ અસ્થિરતા માલમ પડતી નહીં. આમ તેની સ્વસ્થતા છતાં પણુ તે મનમાં ડરતો કે વખતે આ ગુન્હો

માલમ પડી જશે. જ્યારે હેક્ટરે બર્થાને આ તેની બ્હીક બતાવી ત્યારે તે બોલી, “ મ્હારા ઉપર વિશ્વાસ રાખો, હું ફત્તેહ પામીશ, એટલું મ્હારામાં ડહાપણ છે. ”

“ પણ તારા ઉપર વ્હેમ આવશે તો? ”

“ કોનો ? ”

“ નોકરનો, દાકતરનો. ”

“ આવ્યો, આવ્યો, અને કદાચ આવ્યો તો શું થઈ ગયું ? ”

“ તેઓ એકદમ તપાસ ચલાવશે, બર્થા, તેઓ ઘણી બારીક તપાસ કરશે. ”

જાણે આ કામથી શીક્ષા થવાની ન હોય તેમ વિશ્વાસ પણે તે હશી. “ ભલે, તપાસ ચલાવવા દો, તેમને કાંઈ જડવાનું નથી, તમે એમ જાણો-છો કે પકડાઈ જાય એવું હું ઝેર વાપરૂં છું ? ”

“ અરે ચૂપ, ચૂપ, તાણીને ના બોલ. ”

“ આ ઝેર નવુંજ છે, અને ગમે તેવો દાકતર આવે તોપણ તે પકડી શકશે નહીં. તેનાં ચિન્હોજ અટકળી શકાય નહીં, તો પછી શું ? ”

“ પણ તને આ—આ—આ—કયાંથી મળી આવ્યું ? ” તે ઝેર એ શબ્દ બોલી શકયો નહીં. “ એ તને કોણે આપ્યું ? ”

“ તેની તમારે શી પંચાત ? પણ આટલું તમને કહું છું કે જે માણસે મ્હને આ ઝેર આપ્યું છે તેને મ્હારા જેટલોજ ડર છે અને તે એ જાણેછે. તેના તરફથી ડરવાનું કાંઈજ કારણ નથી. તેનું અંતઃકરણ નરમ થાય એટલી કીંમત મ્હેં તેને આપીછે. ”

હેક્ટર એક બીજો વાંધો કહાડતો હતો. તે કહેવા જતો હતો કે ઝેર બહુ ધીમું છે. પણ તે બોલવાની તેનામાં શકિત નહોતી. તોપણ બર્થા તે જાણી ગઈ. તેણે કહ્યું, “ હા, તે ધીમુંછે પણ મ્હને તે પસંદ છે. તેણે વીલ કેવું કર્યુંછે તે મ્હારે જાણવું જોઇએ, સમજ્યા ?

આ વીલ સારૂ તે હમેશાં માથાકુટ કર્યા કરતી. તે આખો દહાડો સોવરસી પાસે બેશી રહેતી અને એવી યુક્તિથી વાત કરતી કે આખરે સોવરસી પાસેથીજ પ્રથમ વીલની વાત કહેવડાવી. તેણે કહ્યું, “ લોકો કોણ જાણે કેમ પોતાની મિલ્કતની વ્યવસ્થા પ્રથમથીજ નથી કરતા તથા પોતાના પછી તે

કોને આપવી તે કાગળ ઉપર કેમ લખી નથી જતા ? જીંદગી તો ક્ષણભં-ગુર છે. આજ છીએ ને કાલે નથી." બર્થા આ સાંભળી રોઈ અને ખરેખરાં આંસુ પણ પાડ્યાં, રૂમાલ ભીંજવ્યો, અને ગાલ ઉપર રેલા સુદ્ધાં આવવા દીધા. તે જાણતી હતી કે તેથી તે પોતાની ખુબસુરતીનો ભપકો વધારશે. સોવરસી બોલ્યો, " ગાંડીરે ગાંડી, તું એમ જાણેછે કે હું જો વીલ કરૂં તો મરી જાઉં. પણ તું જાણેજ છે કેની કે વીલ મ્હેં આપણા લગનને બીજેજ દીવસે કર્યુંછે. ઉભી રહે, તેની નકલ તારી પાસે છે કેની ? જા, લેઈ આવ, જોઉં વારૂં, "

બર્થાનો રંગ ઉડી ગયો. તે નકલ શું કરવા માંગતો હશે. તેને ફાડી નાંખવી હશે ? પણ ના, લોકો કાંઈ એમ ખુલ્લી રીતે ફાડી નથી નાંખતા. જો તે રદ કરવું હોય તો બીજા કાગળ ઉપર જરાક લખવાથી તે રદ થઈ શકતું નથી ? તોપણ તે જરા અચકાઈ, ને બોલી " કોણ જાણે તે કયાં હશે ? મ્હને યાદ નથી. "

" પણ મ્હને યાદ છે તો. પેલા કાચના કબાટના ડાબા હાથના ખાનામાં છે. જા, લેઇ આવ, જોઉં, "

તે ગઈ એટલે સોવરસીએ હેકટરને કહ્યું, " ગરીબ બીચારી બર્થા ? જો હું મરી ગયો તો તે મારી પાછળ જીવી શકશે નહીં. "

ટ્રેમોરલના તો મગજમાં લાહે લાગી હતી. તેનામાં બોલવાની હીંમતજ નહોતી. તેણે વિચાર કર્યો, "શું ? બર્થા કહેછે કે સોવરસી જાણેછે ? એ કદી હોયજ નહીં. "

બર્થા નકલ લેઇને આવી એટલે સોવરસીએ તે મ્હોટેથી વાંચી જોઈ. વાંચતાં વાંચતાં જ્યાં જ્યાં પોતાની સ્ત્રી ઉપરના પ્રેમની વાત આવતી ત્યાં ત્યાં તે ડોકું ધુણાવતો. વાંચી રહ્યો એટલે કહ્યું, " હવે જરા મ્હને પેન તથા ખડીઓ આપ. " હેકટર તથા બર્થા બન્ને જણાએ કહ્યું, " તમને થાક લા-ગશે, રહેવા દ્યો. " પણ તેણે હઠ લીધી. સોવરસી ન દેખે એમ પલંગની એક બાજુએ રહી બન્ને યારોએ એક બીજા સામું જોયું. તે શું લખશે ? દરેક અક્ષર લખાતો દેખી તેઓ બ્હીન્યાં. આખરે તે લખી રહ્યો, અને ટ્રેમોરલને કહ્યું, " લે, આ. વાંચ, મ્હેં શું લખ્યું છે તે. "

ગળગળે હવાજે હેકટરે નીચે પ્રમાણે વાંચ્યું. " આજે દુઃખતો વધારે

પણ મગજ સાફ હોવાથી હું લખુંછું કે આ વીલની એક લીંટી પણ મ્હારે ફેરવવી નથી. બર્થા ઉપર મ્હારી ઘણીજ પ્રીતિ છે અને મ્હારા મૃત્યુ પછી ફક્ત તેનેજ મ્હારી વારસ મૂકી જાઉછું-ક્લેમન્ટ સોવરસી."

બર્થા આ સાંભળી ઘણીજ રાજી થઈ પણ પોતાની ખુશી સોવરસી આગળ બતાવી નહીં. જ્યારે અડધો કલાક રહી તે હેકટરને એકલી મળી ત્યારે પોતાની ખુશી બહાર દર્શાવી બોલી, "બસ, હવે બ્હીવાનું કાંઇ કારણ નથી. સ્વતંત્રતા, ધન, પ્રેમ તથા મોજશોખ હવે આપણાં છે. હેકટર, તમે જાણોછો આપણને ત્રીસ લાખ મળશે. આ વીલ હું સહીસલામત મ્હારી પાસે રાખીશ. અને જ્યાં સુધી એ જીવેછે ત્યાં સુધી કોઈ વકીલ કે એજંટને ઘરમાં આવવા નહીં દઉં. હવે મ્હારે ઉતાવળ કરવી જોઇએ."

બર્થા પૈસાવાળી થશે એ જાણી કાઉન્ટને સંતોષ થયો કેમકે એક ભીખારી સ્ત્રી કરતાં તવંગર વિધવાને ઘણી જલદીથી દૂર કરી શકાય છે. સો-વરસીની વર્તણુકથી તેને નીરાંત વળી. તોપણ બર્થાની ઘણીજ ખૂશી તથા આવી બેફીકરાઇ દાબી દેવડાવવાની જરૂર હતી તેથી તે તેને શાંત કરવા ગયો. પણ તે તો સોવરસી કબરમાં સૂતો કે જે મોજમજા મારવાનું તે ધા-રતી હતી તેનું વર્ણન કરવા મંડી. આ સુખની ધારણા તો હેકટરની યુકિત-યોથી બીલકુલ વિરૂદ્ધ હતી તેથી તે બર્થાને પોતાના આ કર્મમાંથી દૂર થવાને સમજાવવા મંડયો. તેણે કહ્યું, "હું તને છેલ્લીવારનું કહુંછું કે આ ત્રાસ-જનક, ભયંકર ગુન્હો કરવો, બર્થા, તું છોડી દે. તેં જોયુંકની કે સોવરસીને કશોએ વ્હેમ નથી; તારી ભૂલછે, અને તે તો તને જેવોને તેવોજ ચ્હાય છે."

બર્થાનો ચ્હેરો બદલાઈ ગયો. અને થોડીવાર સુધી દીલગીર જેવી રહી. આખરે તે બોલી, "જવા દો એ વાત. કદાચ હું ભૂલી હઇશ. કદાચ એને ખોટો વ્હેમ આવ્યો હશે, તેથી આમ ભલાઈ દર્શાવી મ્હને તેની પાસે પાછી ખેંચી લેવા પ્રયત્ન કરેછે. પણ તમે જોયું કેની—" તેણે વાકય પૂરૂં કર્યું નહીં. તેણે જોયું કે વધારે બોલી તો તેનો યાર ખાલી ભડકી મરશે.

પણ તે તો કયારનોએ એવોતો ભડકયો હતો કે બીજેજ દીવસે કોઇને કાંઈ કહ્યા વગર આમ સોવરસીને ધીમે ધીમે રીબાતો નહીં જોઈ શકવાથી તથા પોતાનું આ ગુન્હાનું જ્ઞાન બહાર દર્શાવી દેવાની દહેશત હોવાથી મેલન ગયો. તોપણ તે પોતાનું ઠેકાણું લખી ગયો હતો. તેથી તે ઠેકાણે બર્થાએ તેને કાગળો

લખ્યા કે "સોવરસી નિત્ય તમને સંભારે છે. માટે જલદીથી પાછા આવો." તે પાછો આવ્યો અને નિશ્ચય કર્યો કે બર્થાને આમ પાછો બોલાવી લેવાને ધમકાવવી. પણ ઉલટી બર્થા તેને ધમકાવવા મંડી." આમ કેમ નાશી ગયા ?"

"હું અહીં રહી શકતો નથી. મને બહુ દુઃખ થાયછે."

"તમે કેવા બાયલા છો!"

તે જવાબ દેવા જતો હતો પણ બર્થાએ નાક ઉપર આંગળી અરકાડી તથા પાસેના ખંડ તરફ નજર કરી. પછી ધીમેથી બોલી, "ચૂપ. ગયા એક કલાકથી ત્રણ દાકતરો તેમના રોગની પરીક્ષા કરેછે. તેમનો એક શબ્દ પણ હું સાંભળી શકી નથી. તેઓ શું કહેછે? તેઓ જશે નહીં ત્યાં સુધી મ્હને નિરાંત નહીં વળે."

બર્થાની બ્હીક બીનપાયાદાર નહોતી. જ્યારે સોવરસીએ કહ્યું કે "મ્હને મ્હોં ઉપર દરદ થાયછે તથા મરી મરચાં ઉપર ઘણોજ ભાવ થયો છે ત્યારે ડોકટર રો—ચમક્યો હતો. તે કાંઇજ નહીં હોય, પણ બર્થાએ તે ચમકાટનો ઉદ્‌ગાર સાંભળ્યો હતો. અને તેથી તે બ્હીની કે ડોકટર કાંઈ સમજ્યો હશે. તોપણ એ વ્હેમ તેનો વધારે વાર રહ્યો હોય એમ લાગ્યું નહીં. કારણકે દર્દીનાં આ ચિન્હો બાર કલાક પછી બીલકુલ બદલાઇ જતાં અને તદન ઉલટીજ જાતનાં થઈ જતાં." આમ ચિન્હો બદલવાથી ડોકટર ગુંચવાતો. પાછળથી તો સોવરસી કહેતો, "મ્હને કાંઇ દરદજ થતું નથી. અને રાતે નિરાંતે ઉંઘ આવી હતી." પણ વખતે વળી નવાઈ જેવાં તથા દુઃખ દેતાં ચિન્હો પાછાં દેખાતાં. તે કલાકે કલાકે ગળી જતો હતો એમાં તો કાંઇજ શક નહીં, અને તે દરેક જણે જોયું. ડોકટર રો—એ આ ઉપરથી રોગની પરીક્ષા સારૂ બે બીજા ડાકતરોને બોલાવવા સુચવ્યું. અને તે પરીક્ષા ટ્રેમોરલ પાછો આવ્યો ત્યારે ચાલતી હતી. આખરે પાસેના ખંડમાં દરવાજો ઉઘડ્યો; અને દાકતરોનાં ગંભીર થયલાં મુખ જોઈ તે બે ગુન્હેગારો સંતોષ પામ્યાં. તે પરીક્ષાનું પરીણામ એ આવ્યું કે દર્દીને માટે આશા છોડવાની હતી. દરેક ઔષધ તથા રીતો અજમાવી જોઈ હતી. પણ એકે ફાવી નહીં. ફક્ત એક આશા સોવરસીના મજબુત બાંધા ઉપર હતી. બર્થાની આંખમાં પાણી ભરાઈ આવ્યાં, અને તેની દીલગીરી એવી તો ભારે દેખાઇ કે બધા દાકતરોને દયા આવી. બર્થા ઘણાજ કરૂણસ્વરે બોલી. "ઓ

મારા પરમેશ્વર ? ત્યારે હવે કાંઇજ આશા નથી ? ”

ડોકટર રો—એ તેને દીલાસો આપવાનો યત્ન કર્યો નહીં. તેના સવાલનો જવાબ તે બરોબર આપી શકયો નહીં. તેણે કહ્યું. “ આપણે નિરાશ થવું ન જોઇએ. સોવરસીની ઉમર તથા મજબુત બાંધો ગમે તેવા દરદોને હઠાવી શકે તેમ છે. અને કુદરતવખતે વખતે ઘણાંજ નવાઈ જેવાં કામો કરેછે.”

પણ તરતજ તેણે લાગ જોઈ હેકટરને આઘો બોલાવ્યો અને તે હતભાગી દુ:ખી સ્ત્રીને સોવરસીના માઠા સમાચાર ધીમે ધીમે કહેવાને ફરમાવ્યું. તેણે કહ્યું, “ સોવરસી હવે બે દીવસ પણ ભાગ્યે ટકી શકશે. ”

બર્થા બારણામાં કુંચી દેવાના કાણામાં કાન લગાડી ઉભી હતી તેણે આ સાંભળ્યું. તેથી જ્યારે હેકટર ડોકટરને દરવાજા સુધી મૂકીને પાછો આવ્યો ને જુએછે તો બર્થાને હર્ષ ઘેલી જેવી દેખી. ત હેકટરને એકદમ ભેટી પડી, અને બોલી, “ હવે ભવિષ્યમાં આપણને સુખજ છે. ફકત એકજ વાત વાંધા ભરેલી લાગતી હતી. પણ તેનું તો સમાધાન થઇ ગયું છે. હવે ડોકટર રો—નું કહેવું અમલમાં લાવવું એ મ્હારૂં કામ છે. ”

તેઓ બંન્ને જણાં સાથે જમવા બેઠાં. અને તેમની ગેરહાજરીમાં એક દાસીને સોવરસી પાસે બેસાડી. બર્થા ખરેખર હર્ષ ઘેલીજ બની હતી. અને તે પોતાનો હર્ષ કેમે કર્યો દાબી શકી નહીં. ફત્તેહ તથા નિરાંત બન્ને તેને મળ્યાં જાણી તે હર્ષ બતાવામાં હદની બહાર ગઈ. પોતે સ્વતંત્ર થશે એ વાત નોકરો દેખતાં પણ તેણે કરી. જો કોઇ પણ નોકરને આ ગુન્હાનો જરા પણ વ્હેમ હોત અથવા કાંઇ સ્હેજ સાજ વધારે અક્કલ હોત તો બર્થાનું આવીજ બન્યું હતું. હેકટર એ સમજ્યો અને તેથી ટેબલ નીચે તેણે બર્થાને શાંત થવાને સારૂ લાતો મારી. પણ સર્વ વ્યર્થ !

કોઈ કોઈ વખતે ઢોંગ કરવો માણસને એટલો બધો બોજારૂપ થઈ પડેછે કે તેથી ક્ષણવાર પણ ગમે તેવું નુકશાન થાય તોપણ છુટા થવાને તેને જરૂર પડે છે. કાઉન્ટ જ્યારે બીડી પીતો બેઠો હતો ત્યારે બર્થા પોતાના સુખદ વિચારોમાં તલ્લીન થઇ ગઈ હતી. તે ધારતી હતી કે શોકનો વખત હું વેલફ્યુલુમાં ગાળીશ. અને હેકટર લોક લજ્જાથી એક ન્હાનું સુંદર મકાન નજીકમાંજ ભાડે રાખશે. ફક્ત શોકના દીવસોમાં તેને શોક ધારણ કરવો પડશે. પણ તેતો મ્હેં આટલા દીવસ પ્રેમનો ઢોંગ નથી કર્યો, કે

આમાં હરકત આવશે ? આખરે વિધવાનાં વસ્ત્રો ઉંચાં મુકવાનો વખત આવશેજ અને પછી અમે બન્ને જણાં પરણીશું. કયાં ? પારીસ કે ઓરસીવલ?

## પ્રકરણ ૨૦ મું.

## વેર લેવાની રીત; સોવરસીનું મૃત્યુ.

છેક સાંજરે હેકટર તથા બર્થા સોવરસીની પાસે ગયાં. હમેશની માફક તેઓ સઘડી નજીક બેઠાં અને દાસી બહાર ગઈ. દીવાનું તેજ દર્દી ઉપર ન પડે માટે પલંગના પડદા પાડી નાંખ્યા હતા, તે એવી રીતે કે છાજલી કે દીવો જોવાં હોય તો તેને જરા બેઠો થઈ આગળ લાંબા થવું પડે. અત્યારે સોવરસીને તાવ હતો તથા તે પરાણે શ્વાસ લેતો હતો અને વચ્ચે આંચકા આવતા હતા. હેકટર કે બર્થા કોઈ બોલતું નહોતું. બધું સુમસામ હતું, તેથી દેખાવ ઘણોજ ગંભીર લાગતો હતો. ફક્ત ઘડીઆળની ટક ટક તથા કાઉન્ટ વાંચતો હતો તે ચોપડીનાં પાનાં ફરતાં તેનોજ જરા અવાજ સંભળાતો. થોડીવાર પછી દસ વાગ્યા અને સોવરસી જાગ્યો. તેણે પાસું હલાવ્યું. તરતજ બર્થા તેની પાસે આવી અને જોયું તો તેની આંખ ઉઘાડી હતી. તેણે પૂછ્યું, " પ્યારા કલેમન્ટ, હવે જરા ઠીકછે ? "

" ઠીક નથી તેમ વધારે પણ નથી. "

" કાંઈ જોઇએ છે ? "

" મ્હને તરસ લાગીછે. "

હેકટરે સોવરસીને બોલતો સાંભળી ડોકું ઉંચું કર્યું હતું તે તેણે આ સાંભળી એકદમ વાંચવાનું શરૂ કર્યું. બર્થા છાજલી આગળ ઉભી રહી તથા ડોકટર રો—એ કહેલી દવા ઘણીજ સંભાળથી બનાવવા માંડી. જ્યારે તે તૈયાર થઈ એટલે પોતાના ગજવામાંથી પેલી પ્રાણઘાતક શીશી કહાડી અને પોતાના વાળમાં રાખેલી ટાંકણી તેમાં બોળી. પણ તે પાછી કહાડે તે પહેલાં પોતાના ખભા ઉપર કોઈ અડકયું હોય એમ જાણીને તે ચમકી અને બૂમ પાડી. તે અડકનાર શખ્સ તેનો સ્વામી હતો. તે છાજલી આગળ ઉભી રહી દવા તૈયાર કરતી હતી તે દરમ્યાન સોવરસી ધીમે રહીને બેઠો થયો હતો, અને સાંભળે નહીં તે રીતે પડદો ખસેડી તેને ખભે તેણે હાથ અરકાડયો હતો. તેની આંખમાં ક્રોધ તથા ધિક્કારનું તેજ પ્રકાશી રહ્યું

હતું. બર્થાએ બૂમ પાડી અને હેક્ટરે નિશ્વાસ મૂકયો, કેમકે કાઉન્ટે આ જોયું હતું અને સમજી ગયો હતો, અને તેથી છેક ગભરાઈ ગયો. "બધું જણાઇ ગયું !" તે બંન્ને જણાએ જાણે તેઓ ઉપલા ત્રણ શબ્દો બોલ્યા હોય તેમ એક બીજા સામું જોયું. પછી બધું પાછું થોડા વખત સુધી એવું તો શાંત થઇ ગયું કે હેક્ટરે પોતાની છાતી તથા લમણા ધડકતા સાંભળ્યા. સોવરસી પાછો સૂઈ ગયો તથા મ્હોટેથી પ્રમત્ત પણે હસવા લાગ્યો. જાણે ભૂત જડબા વતી અવાજ કરી હસતાં હોયની ? પણ બર્થા કાંઈ એકજ ધાથી હારી જાય એવી નહોતી; પછી તે ધા ગમે તેવો કારી હોય. તેના પગમાંથી તો જોર ગયું હતું, અને ઝાડનાં પાંદડાંની માફક ધ્રુજતી હતી, પણ તેનું મન પાછું દૃઢ થયું હતું. સોવરસીએ શું જોયું હતું ? બધું જોયું હતું ? તે શું જાણતો હતો ? કેમકે તેણે શીશી દેખી હોયતો તેનું તે સમાધાન કરી શકે એમ હતું. તે તેને અડકયો હતો તે અમસ્થો પણ અડકયો હોય. કદાચ એમજ હોય તો ? આમ વિચાર કરી, જરા હસતી, તે બીછાના નજીક ગઈ અને હીંમત કરી બોલી, " તમે મ્હને કેવી ભડકાવી ! "

તે તેના સામું એક મીનીટ સુધી ટગર ટગર જોઈ રહ્યો. બર્થાને મન એક મીનીટ એક યુગ જેવી લાગી. પછી તે ફક્ત બોલ્યો, " હું જાણુંછું." હવે કાંઈ શક જેવું નહોતું. પોતાના ધણીની અજાએબ જાતની નજરથી તે ચેતી ગઈ કે તે કાંઈ જાણેછે. પણ શું ? કેટલી વાત જાણેછે ? તેથી વળી તે હીંમત પકડી બોલી, " હજી તમને દુઃખ થાયછે ? "

" ના."

" ત્યારે તમે કેમ બેઠા થયા હતા ?"

તે વળી પાછો બેઠો થયો, અને નવા આવેલા જોરથી બોલ્યો, " હું બેઠો થયો હતો તે તમને એમ કહેવાને કે તમે મ્હને હવે ઘણું દુઃખ દીધું છે, હવે મનુષ્યની સહન શક્તિની હદ આવી રહીછે, અને હવે વધારેવાર મ્હારી વહાલી સ્ત્રી તથા મ્હારા પરમપ્રિય મિત્રના હાથે દીવસે દીવસે હું મરતો જોઈ શકતો નથી." હેક્ટર તથા બર્થા જડ થઇ ગયાં, " તમને મ્હારે એ પણ કહેવું હતું કે તમારી ધાતકી તજવીજો હવે બહુ થઈ ગઇછે. તમે જોતાં નથી કે મને અતીવ દુઃખ થાયછે ! તમારૂં કામ તમે

જલદીથી પૂરૂં કરો. મ્હારા દુઃખનો છેડો લાવો. ઝેર દેનારાંઓ ! મ્હને તમે એકદમજ મારી નાંખો !" 'ઝેર દેનારાં' એ શબ્દ સાંભળી કાઉન્ટ ડી ટ્રેમોરલ ફીક્કા પડી ગયેલે ચ્હેરે અને લાંબા હાથ કરીને જાણે કોઈ કમાન ઉપર બેઠો હોય અને તેના જોરથી એકદમ ઉછળે તેમ ઉભો થયો. સોવરસીએ આ જોઈને ઉશીકા નીચે હાથ ઘાલ્યો અને તે તળેથી એક પીસ્તોલ કહાડી, અને હેકટર સામે ધરીને બોલ્યો, "એક ડગલું પણ આગળ આવીશ નહીં."

તેણે જાણ્યું કે ટ્રેમોરલ પકડાઈ ગયેલો સમજી પોતા ઉપર ધસી આવી મારી નાંખવા આવતો હતો. પણ તે ભૂલ્યો હતો. હેકટરની અક્કલ જતી રહેતી હતી. અને તેથી જેવો તે ઉભો થયો તેવોજ પાછો ખુરશી ઉપર પડયો. પણ બર્થાની અક્કલ ગઈ નહોતી. તેણે પોતાની બ્હીક દબાવી અને બોલી, "ક્લેમન્ટ, તમારી તબીયત વળી બગડી છે. વળી પેલો ભયંકર તાવ શરૂ થયોછે. સન્નિપાત—"

તે આશ્ચર્ય પામ્યો હોય તેમ કરી બોલ્યો, "શું મ્હને સન્નિપાત થયોછે?"

"હા, પ્રિય. એ તમને બહુ પીડેછે; અને આવા દુઃખદ વિચારો મગજમાં પેદા કરેછે." સોવરસી તેના સામું જોઈ રહ્યો, બર્થાને આવી દૃઢ મનવાળી જોઈ તે ઘણું આશ્ચર્ય પામ્યો. "શું ? તમે એમ ધારોછો કે અમે તમને આટલાં પ્રિય, તમારા મિત્ર—"

પણ પોતાના ધણીની ક્રૂર નજર જોઈને તે અટકી, અને વધારે બોલી શકી નહીં. સોવરસી બોલ્યો, "બર્થા, જૂઠું બહું થયું. હવે તે નકામું છે. ના, મ્હને સ્વપ્ન નથી આવ્યું તેમ મ્હને સન્નિપાત પણ નથી થયો. આ ઝેર ખરેખરૂં છે અને તે કીયું ઝેરછે તે તારા ગજવામાંથી બહાર કહાડ્યા શીવાય હું કહી શકું છું." બર્થા જાણે પોતાનો સ્વામી પોતાના ગજવામાંથી તે શીશી લેવા આવ્યો હોય તેમ જરા પાછી હઠી. "મ્હને તેનો વ્હેમ આવ્યો હતો, અને તરતજ તે હું જાણી ગયો હતો. કારણ કે જે ઝેર પસંદ કર્યું હતું તે જો કે કાંઈ નિશાની પાછળ મૂકતું નથી પણ તેનાં ચિન્હોથી કોઈ ઠગાતું નથી. તને યાદ છે કે મ્હે એક દીવસે મરી વાસ્તે ઇચ્છા દર્શાવી હતી ? બીજેજ દીવસે તમારૂં કારસ્થાન હું જાણી ગયો. ડૉકટર રો–પણ ચેત્યો હતો." વળી બર્થા બોલવા જતી હતી, પણ તેના

ધણીએ તેને અટકાવી. તેણે કયડાગીમાં કહ્યું. "ઝેર આપતાં પહેલાં લોકોએ તે અજમાવી જોવું જોઇએ. તમે લોકો એ ઝેર ઓળખતાં નહોતાં તથા તેની અસર જાણતાં નહોતાં ? તમારા ઝેરથી જ્ઞાનતંતુમાં અસહ્ય દુઃખ થાય છે તથા ઊંઘ આવતી નથી, અને તમે જોયું કે હું આખી રાત જાગતોજ રહ્યો હતો. મ્હેં કહ્યું કે મ્હને આખા શરીરમાં અગ્નિ થાયછે અને ખરેખરૂં તો તમારા ઝેરથી લોહી ઠરી જાયછે. અને તોપણ તમને આશ્ચર્ય લાગ્યું નહીં. તમે જોયું કે ચિન્હો ઘડી ઘડીમાં બદલાતાં હતાં તોપણ તમે લોકો કાંઈ સમજ્યાં નહીં. તમે ત્યારે ગધેડાં છો. જાઓ, મારે ડોકટર રો—ના વ્હેમ દૂર કરવા સારૂ કેટલું ખમવું પડયું છે તે. તમારા ઝેરથી થતી અસરો છૂપાવી બીજી જૂઠી અસરો થાયછે એમ મ્હેં કહ્યું, જે અસરો થતી હતી તેથી ઉલટીજ અસરો થાયછે એમ કહ્યું. તમારૂં તો આવી બન્યું હતું પણ મ્હેં તમને બચાવ્યાં."

આટલા બધા ઘાથી બર્થાની હીંમત ભાગી ગઈ. તેણે જાણ્યું હું ગાંડી થઈ જઇશ. શું ! આ બધું તેણે ખરેખરૂં સાંભળ્યું હતું કે તે સ્વપ્નામાં હતી ? શું એ ખરી વાત કે પોતાનો ધણી બધું જાણતો હતો તોપણ તેમાંનું તે કાંઇજ બોલ્યો નહીં, એટલુંજ નહીં પણ ડોકટર સુદ્ધાંને છેતર્યો ? શામાટે તેણે એમ કર્યું હશે ? એમ કરવામાં તેનો હેતુ શો હતો ?

સોવરસી દમ લેવાને અટકયો, પછી તે બોલ્યો. "હું કાંઈ બોલ્યો નહીં તથા મ્હેં તમને બચાવ્યાં તે મ્હારૂં જીવતર ધુળ વળ્યું તેથીજ. તું બેવફા નીકળી જોઈ મ્હારી છાતીમાં પ્રાણ ઘાતક ઘા લાગ્યો." પોતાના મરણની વાત બેપરવાઈથી તે બોલ્યો. પણ 'બેવફા' એ શબ્દ બોલતાં તેની જીભ અચકાઈ તથા તેને કંપારી આવી. "પ્રથમતો હું માનતો નહોતો. તારા ઉપર વ્હેમ લાવવા પહેલાં મ્હને મ્હારી અક્કલ ઉપર વ્હેમ આવ્યો. પરંતુ આખરે મ્હારે માનવું પડયું. હું તો મ્હારા પોતાનાજ ઘરમાં એક હાંસી કરવાનું રમકડું થઈ પડયો હતો. પણ મ્હારી તમને આડખીલી લાગી. તારે તથા તારા યારને વધારે સ્વતંત્રતા જોઇતી હતી. સંકોચ તથા ઢોંગથી તમે કંટાળ્યાં હતાં તેથી મ્હારા મોતથી તમને છૂટ મળશે એમ જાણી મને દૂર કરવા તમે લોકોએ ઝેરનો ઉપાય કામે લગાડયો."

બર્થાને પોતાના ગુન્હાનું શૂર હતું. જ્યારે બધું પકડાઈ ગયું ત્યારે

ઢોંગ છોડી દીધો, અને પોતાના બેભાન જેવી સ્થિતિમાં પડેલા યારને બચાવવા મંડી. તેણે કહ્યું, "જે કાંઈ કર્યું છે તે મ્હેં એકલીએજ કર્યું છે. કાઉન્ટ નિરપરાધી છે."

સોવરસીને ઘણોજ ક્રોધ ચહડયો. તે બોલ્યો, "હાં, ખરેજ! મ્હારો મિત્ર, હેક્ટર, નિરપરાધી છે? ત્યારે મ્હેં તેની જીંદગી બચાવી એમ તો નહીં કહું, કેમકે તે એવો બાયલો છે કે આત્મઘાત કરતજ નહીં, પણ તેનું નામ બચાવ્યું તેને માટે તેણે મ્હારો ઉપકાર માનવો જોઇતો હતો તેના બદલામાં તેણે મ્હારી સ્ત્રીને બગાડી તે એણે નહીં કે? ચણ્ડાળ! તે મોત તથા માનભંગની નજીક ઉભો હતો તેવખતે મ્હારો હાથ ધરી મ્હેં તેને મદદ કરી, તેને મ્હેં મ્હારો ભાઈ ગણી મ્હારે ઘેર બોલાવ્યો, અને તેના બદલામાં તેણે મ્હારી સ્ત્રીને ચોરી. અને મ્હારા મિત્ર, હેક્ટર, તું જાણતો હતો તથા મ્હેં તને હઝારવાર કહ્યું હતું કે મ્હારી સ્ત્રી મ્હારા જીવનનું જીવન છે, દુનીઆમાં સર્વસ્વ મ્હારૂં બધું એજ છે, મ્હારૂં સુખ, આશા, અને જીવન બધું બર્થાછે તોપણ ત્હેં જાણી જોઇને મને દુઃખી કર્યો? એમ કરતાં એ તું તેને ચ્હાતો હોત તો તો કાંઈ એ હતું. પણ ના. તું તેને ચ્હાતો નહોતો; તું મ્હને ધિક્કારતો હતો. અદેખાઇથી તું બળી ગયો હતો અને તું મ્હારે મ્હોંએ કહી ન શકયો કે "તું બહુ સુખીછે," તેથી બાયલાની પેઠે મ્હને માનભંગ કર્યો. બર્થાને તારી અદેખાઈનું શસ્ત્રરૂપ તેં બનાવી. પણ આજે તે તારા ઉપર બોજા રૂપ થઈ પડીછે. હવે તું તેને ધિક્કારે છે તથા તેનાથી બ્હીએ છે."

કાઉન્ટ કંપ્યો. તે મરતા માણસના શબ્દો તેને ગાલ ઉપર તમાચા કરતાં વધારે ચંચણ્યા.

સોવરસી બોલ્યો, "જોયું બર્થા, આ તારો યાર! જેને ત્હેં મ્હારા કરતાં વધારે પસંદ કર્યો અને જેને માટે ત્હેં તારૂં શીયળ તોડયું તે આ. તું મ્હને ચ્હાતીજ નહોતી—મ્હેં તે હવે જાણ્યું. ત્હારૂં અંતઃકરણ મારા અંતઃકરણ જોડે જરા પણ જોડાયું નહોતું. અને હું—હું તને કેવો ચ્હાતો હતો? જે દીવસથી મ્હેં તને જોઈ તે દીવસથી તારા શીવાય મ્હને બીજો વિચાર નહોતો આવતો. જાણે તારૂંજ અંતઃકરણ મારા શરીરમાં ધડકતું હોયની તેમ લાગ્યું. તારી દરેક વસ્તુ મ્હને કીમતી તથા પ્રિય લાગી. તારા તરંગો, તારા વિચાર, તારી ભૂલો સુદ્ધાંને હું માન આપતો. તારા મ્હોં ઉપર જરા

હાસ્ય આવે, તારા મુખમાંથી ચૂમી લીધા પછી ફક્ત 'પ્યારા' એટલાજ શબ્દ નીકળે તેટલા સારૂ હું શું ન કરત ! તું જાણુતી નથી કે આપણા લગ્ન પછી કેટલાંક વર્ષો પર્યંત હું આપણા બીછાનામાંથી પ્રથમ ઉઠતો અને તારા વિખરાયલા વાળ તથા તારૂં રમણીય વદન જોઈ હું કેટલો બધો ખુશ થતો ? બર્થા ! " ગુજરેલાં સુખો જે ફરીથી આવવાનાં નથી તે તેને યાદ આવવાથી તેનું મન પીગળ્યું. ઠગાઈ તથા ઝેર તે ભૂલી ગયો; પોતે મરવા પડયો હતો તે પણ ભૂલી ગયો; અને ભૂલી ગયો કે જે સ્ત્રીને તે પોતાના પ્રાણ કરતાં અધિક ચ્હાતો હતો તેજ સ્ત્રીને હાથે પોતાનું ખૂન થનું હતું. તેની આંખમાં આંસુ આવ્યાં તથા અવાજ ગળગળો થયો. બર્થા તો પથ્થરની પૂતળીનો માફક ઉતરેલે ચ્હેરે તથા સ્તબ્ધ બની સાંભળતી હતી. સોવરસી બોલ્યો, " અહા ? એવું કોણ જાણે કે આ ચકોરની જેવી આંખોમાં કાદવથી ખરડાયલો આત્મા સંતાયલો છે ? મ્હારી પેઠે બીજો કોઈ ઠગાત ખરો ? બર્થા, તું જ્યારે મારી બાજુએ સૂતી હતી તે વખતે તું શેનો વિચાર કરતી હતી ? ટ્રેમોરલ આવ્યો, અને તેં જાણ્યું તને મન ગમતો જે વર જોઇતો હતો તેજ મળ્યો. ન્હાની ઉમરમાં તેના કપાળ ઉપર વળેલી કરચોળી જોઈ તું આનંદ પામી. પણ તને એટલું યાદ ન આવ્યું કે તે કરચોળીઓ તેનું જીવન પૂરૂં થવાથી વળેલી છે અને સેતાન કરતાં પણ તેના ઉપર વિશ્વાસ ઓછો રાખવો જોઇએ. મ્હારા વિષે વિચાર કર્યા વગર તારો પ્રેમ તેના તરફ દોડયો. જો કે તેને તો તારા વિષે જરા પણ વિચાર સરખો નહોતો આવતો. તું ખોટે માર્ગે ગઈ તે એવી રીતે કે જાણે તે તારો જન્મ સ્વભાવજ હોય. અને તોપણ મ્હેં તને પર્વત ઉપરના બરફ કરતાં વધારે શુદ્ધ ગણી, ત્હેં જરા પણ ખેંચતાણ ન કરી. તને જરા જેટલો પણ ગભરાટ નહોતો કે વખતે તારૂં કર્મ હું જાણીશ. જે અધરનું અમૃત ત્હેં એને પાયું હતું તે અધર ત્હેં મ્હને ધર્યા. "

તે ધીમે ધીમે અશક્ત થતો ગયો અને તેથી ઘણા ધીમા અવાજે બોલ્યો, " બર્થા, તારૂં સુખ તારા પોતાના હાથમાંજ હતું. પણ તે ત્હેં ન્હાના છોકરાં પોતાનું રમકડું અવિચારીપણે ભાંગી નાંખેછે તેમ ત્હેં વગર દરકાર કર્યે તોડી નાંખ્યું. ટ્રેમોરલે પોતાનું સુખ ખોયું તે માટે તો તેને એક બહાનું છે કે બીચારો સુખની કીંમત તે જાણતો નથી. આવા માણુસને માટે તું મ્હને ધીમે ધીમે ચુમીઓ કરતી ગઈ અને ઝેર દેતી ગઈ તે તને એની પાસે શી આશા હ-

તી? તું તેના સામું જો અને અમારાએની કીંમત કર. અમારામાંથી ખરોકીયો મરદ છે? મરણ શૈયાપર પડેલો હું કે પેલા ખૂણામાં થરથર ધ્રુજતો હીચકારો બેઠો છે તે? તારામાં ગુન્હો કરવાની હીમત છે, પણ તેનામાં તો ગુન્હાનું નીચાપણુંજ છે અહા! જો મ્હારૂં નામ હેકટર ડી ટ્રેમોરલ હોત અને અત્યારે મ્હેં જે કહ્યું તે જો મ્હને કોઇએ કહ્યું હોત તો તે માણસ વધારે વાર જીવત નહીં, પછી મ્હારા રક્ષણાર્થે મ્હેં જે એકજ પીસ્તોલ રાખીછે તેવી તેની પાસે દસ ભરેલી પીસ્તોલ હોય તોપણ શું થયું ?"

આ કઠોર મ્હેણું સાંભળી હેકટર ઉભો થવા ગયો. પણ ટાંટીઆમાં જોર નહોતું. અને તે કાંઈ પણ બોલી શક્યો નહીં. બર્થાએ બન્ને તરફ નજર કરી, અને તે વખતે તેને પોતાની ભૂલ માલમ પડી અને તેથી તે કોપી. તે વખતે તેનો ધણી તેને ભવ્ય લાગ્યો. તેની આંખમાંથી નીકળતો ચળકાટ તથા મુખ ઉપર પ્રકાશ તેણે દેખ્યો. પણ પેલો બીજો–બીજો! તેના તરફ નજર કરી ત્યારે તેના દીલમાં કંટાળો છુટચો. આ પ્રમાણે જેજે સુખો ભોગવવાની તેણે આશા રાખી હતી તે સુખો–પ્રેમ–આવેશ–કવિતા–એ સર્વ અત્યાર સુધી તેના હાથમાંજ હતાં, પણ તે દેખી શકી નહીં. પણ સોવરસીની મતલબ શી હતી?

પ્રથમથી પણ વધારે નરમ અવાજે સોવરસી હવે બોલ્યો, "આ પ્રમાણે અત્યારે આપણી સ્થિતિ છે. તેં મ્હને મારી નાંખ્યો છે અને તેથી તું થોડાજ વખતમાં છૂટી થઈશ. પણ તમો બન્ને એક બીજાને ધિક્કારો છો." તે ગુગળાતો હોય તેમ અચકચો. તે ઉઠી બેઠો થવા ગયો પણ તેમ કરવાની તેનામાં શક્તિ નહોતી. તેણે કહ્યું, "બર્થા, મને બેઠો કર."

તે તેના ઉપર વળી, પોતાના પતિને પોતાના હાથમાં લીધો અને બેઠો કર્યો. આ સ્થિતિમાં તેને વધારે આરામ મળ્યો. અને બે ત્રણ ઉંડા નિશ્વાસ મૂક્યા. પછી તે બોલ્યો, "હવે મ્હને કાંઈ પીવાને આપ. ડોકટરે મને મરજી થાય તો જરા નરમ દારૂ પીવાની રજા આપી છે. જરા લાવની." બર્થાએ તરતજ એક ગ્લાસ ભરી આણી આપ્યો. તે પી ગયો અને ગ્લાસ પાછો આપતાં આપતાં તેણે પૂછ્યું, "આમાં તો કાંઈ ઝેર નહોતું નિ?"

આ ભયંકર સવાલ સાંભળી તથા તેના મુખ ઉપર અજાએબ જેવું હાસ્ય જોઈ બર્થાનું અંતઃકરણ પીગળ્યું. તેને પશ્ચાત્તાપ થયો અને પોતાના

યાર તરફ કંટાળો આવ્યો. અને તેના આવેશમાં તેણે જવાબ આપ્યો, "ઝેર ? કદી નહીં."

"ત્યારે જરા મ્હને થોડીવાર પછી આપજે કે હું જલદી મરૂં."

"તમે મરો ? ક્લેમન્ટ ! ના–ના, તમે તો જીવતા રહો કે જેથી મ્હારાં પાપનું હું સંપૂર્ણ પ્રાયશ્ચિત્ત કરૂં. હું ખરાબ થઈછું અને મ્હેં એક ભયંકર ગુન્હો કર્યોછે; પણ તમે ઘણા ભલાછો. તમે જીવજો. હું તમારી સ્ત્રી થઇને રહેવા નથી માંગતી, પણ ફક્ત તમારી ગુલામ થઇને રહીશ. હું તમને ચ્હાઈશ, તમારી નોકરી કરીશ, ગુલામગીરી કરીશ કે જેથી કોઈ દહાડો દસ–વીસ વર્ષના પ્રાયશ્ચિત્તથી તમે મ્હને માફ કરી શકો."

હેકટરને ત્રાસ તથા દુઃખ એવાં થતાં હતાં કે તે આમાંનું જરા પણ સમજ્યો નહોતો. પણ બર્થાના આ છેલ્લા શબ્દો સાંભળી આશા તેના મ્હોં ઉપર પ્રકટી અને જગતમાં જેજે બનેછે તે બધું સારાને માટેજ બનેછે એમ વિચાર આવવાથી તેણે જાણ્યું કે બધું ભુલી જવાશે અને માફ થઈ જશે. તેથી તે જરા ટટાર થઈ બોલ્યો, "હા, સોવરસી, અમને માફ કર--માફ કર!"

સોવરસીની આંખો પ્રકાશી, અને તેના ગળામાંથી ગર્જના નીકળતી હોય તેમ અવાજ નીકળ્યો, "માફ ? તમને હું માફ કરૂં ? મ્હારા સુખની સાથે તમે રમત કર્યાં કરતાં હતાં તે વખતે જરાએ તમને મ્હારી દયા આવી હતી ? અત્યાર સુધી મ્હારી દવામાં ઝેર નાંખ્યાં કરતાં હતાં તે હવે તમને હું માફ કરૂં ? શું તમે મુર્ખ છો ? મ્હેં તમારૂં નીચ કર્મ જાણ્યું અને ઝેર ખાધા કર્યું અને ડોકટર રો–ને ઉંધે રસ્તે દોર્યો તે ફક્ત તમારા ઉપર પાછળથી ઉપકાર કરવા સારૂ કે ? ત્યારે આ બધું કર્યું તે તમે એમ આશા રાખતાં હતાં કે હું આવો દુઃખદાયક તમાશો કરી અંતે તમને આશીર્વાદ આપીશ ? ત્યારે તમે મ્હને હજી બરોબર ઓળખતાં નથી."

બર્થા ડુસકાં લેતી હતી. તેણે પોતાના સ્વામીનો હાથ લેવા માંડયો પણ તેણે તેને તરછોડી કહાડી. "બસ, હવે જુઠાણું ના ચલાવ. તેં વિશ્વાસઘાત બહુ કર્યોછે. હું તમને બન્તેને ધિક્કારૂં છું. તમે હજુ દેખતાં નથી કે મ્હારા શરીરમાં તમારે માટે ધિક્કાર શીવાય બીજું કાંઈજ રહ્યું નથી ?" સોવરસીનો ચ્હેરો અત્યારે વિકાળ બની રહ્યો હતો. "બે મહીના ઉપર મ્હને સત્ય ખબર પડયું. મ્હારૂં સુખ તે દહાડેથી ગયું. અને શરીર અને આત્મા દુઃખી

થયાં. તોપણ મ્હારે ચૂપ રહેવું પડયું તે મ્હને ઘણું ભારે લાગ્યું. હું તે પ્રયત્નથી અધમૂવો થઈ ગયો. પણ એક વિચારથીજ હું જીવતો રહ્યો. મ્હારે વેર લેવું હતું. મ્હારૂં મન એ ઉપરજ લાગી રહ્યું હતું. આ ગુન્હાને લાયક શીક્ષા મ્હેં શોધવા માંડી. પણ પ્રથમ મ્હને કાંઈ પણ શીક્ષા સૂઝી નહીં. પછી તમે મ્હને મારી નાંખવાનો નિશ્ચય કર્યો. યાદ રાખો, જે દીવસથી મ્હેં વર્ત્યું કે તમે મ્હને ઝેર ઘોછો તેજ દીવસથી મ્હારી ખુશીનો પાર રહ્યો નહીં. કેમકે મ્હને શીક્ષા જડી. મ્હારૂં મોત તમે કેમ ઇચ્છો છો ? કે તમે છુટાં થાઓ અને પરણો. બહુ સારૂ, મ્હારી પણ તેવીજ મરજી છે. કાઉન્ટ ડી ટ્રેમોરલ મેડેમ સોવરસીનો બીજો ધણી થશે. ”

“ કદી નહીં. ” હેક્ટર તથા બર્થા એકે અવાજે આ પ્રમાણે બોલ્યાં. આથી તેઓ વર્ણન થઈ ન શકે તેટલાં ગભરાઈ ગયાં.

“ નહીં કેમ ? તેમજ તમારે કરવું પડશે. કેમકે મ્હારી તેવીજ મરજી છે. અહાહા ! મ્હેં એવી તજવીજ કરી રાખીછે કે તમારાથી એમાંથી છૂટાવાનુંજ નથી. સાંભળો. જ્યારે મ્હારી ખાત્રી થઇ કે મ્હને ઝેર દેવાય છે ત્યારે મ્હેં આપણા ત્રણ જણનો બારીક ઇતિહાસ લખવા માંડયો. મ્હેં એથી પણ વધારે કર્યુંછે. મ્હારા મંદવાડની નિત્યનોંધ રાખીછે. અને વળી તમે મ્હને જે ઝેર આપતાં હતાં તેમાંનો થોડોક ભાગ રાખી મૂક્યો છે. ” બર્થા વચ્ચે બોલવા જતી હતી પણ સોવરસીએ તેને અટકાવી અને બોલ્યો, “ હા, મ્હેં રાખી મૂક્યો છે અને કેમ તે હું તમને બતાવું છું. જ્યારે જ્યારે તું મ્હને વ્હેમ ભરેલી દવા આપતી હતી ત્યારે ત્યારે થોડોક ભાગ હું મ્હોંમાં રાખી મૂકતો અને લાગ ફાવે એટલે હું એક શીશીમાં થુંકી કહાડતો. અહા ! તમને આ બધું અજાએબ લાગેછે કે મ્હેં તમારા કે નોકરોના જરા પણ જાણ્યા વગર આ બધું કેમ કર્યું હશે ! તમારે જાણવું જોઇએ કે ધિક્કાર પ્રેમ કરતાં પણ બળીવાન છે અને તમે નક્કી યાદ રાખજો કે મ્હેં કાંઈ બાકી રાખી નથી.”

હેક્ટરે તથા બર્થાએ સોવરસી તરફ ધારીને જોયું, અને આ છેલ્લા વાક્યનો અર્થ સમજવાને મહેનત કરી, પણ વ્યર્થ. તે મરતો માણસ બોલ્યો, “ હવે હું થોડામાં પતાવી નાંખુંછું, કેમકે મ્હારી શક્તિ ઘટતી જાય છે. આજેજ સહવારે જે શીશીમાં મ્હેં ઝેર રાખી મૂકયું છે તે શીશી, આપણા ત્રણ જણનો ઇતિહાસ તથા મ્હને ઝેર દીધું છે તેની હકીગત મ્હેં એક

ઘણાજ વિશ્વાસુ માણસને હસ્તક કર્યાં છે; તેને તમે ખોળી કહાડશો કે કોણ છે તોપણ તમે તેને બગાડી શકશો નહીં. તે શીશીમાં શું છે તથા કાગળોમાં શું લખેલું છે તે તે જાણતો નથી અને જે દીવસે તમે પરણશો તે દીવસે તે તમને પાછો સ્વાધિન કરશે. પરંતુ આજથી એક વર્ષની અંદર જો તમે નહીં પરણો તો એ શીશી તથા કાગળીઆં પોલીસને સ્વાધીન કરવા મ્હેં તેને કહેલું છે." બન્નેના મ્હોંમાંથી ક્રોધ તથા દુઃખનો અવાજ સાંભળી સોવરસીએ જાણ્યું કે પોતે યોગ્યજ વેર લીધું છે. "હવે વિચાર કરો કે જો એ કાગળીઆં તથા શીશી પોલીસને હાથ ગયાં તો પછી ફાંસીના લાકડાં નહીં, તો જન્મ દેશ નિકાલ તથા વૈતરૂં તો તમારા કરમમાં છેજ."

સોવરસીએ શક્તિ કરતાં વધારે મહેનત લીધી હતી. તે મ્હોં ઉઘાડું, અને હાંફતો હાંફતો પથારીમાં પડ્યો. આંખે અંધારાં આવ્યાં. તથા મ્હોં તથા બીજાં અંગ એવાં મરડાવા લાગ્યાં કે પેલાં બે જણને એમ લાગ્યું કે સોવરસી મરી જાયછે. પણ બન્નેમાંથી એકને પણ તેને આ દુઃખમાંથી મુક્ત કરવાનું સૂઝ્યું નહીં. તેઓ એક બીજાનું મ્હોં જોતાં બેશીજ રહ્યાં. અને સોવરસીએ વેર લેવામાં જે દુઃખ તથા સંકટો પોતા ઉપર ભવિષ્યમાં આપ્યાં હતાં તે ઉપર વિચાર કરવા લાગ્યાં. તેમનો બન્નેનો અંત એકજ જાતનો થયો હતો. તેઓ મરણ પર્યંત હવે છુટી શકવાનાં નહોતાં. તેઓ એક બીજા સાથે બંધીવાનોની સાંકળ કરતાં પણ વધારે મજબૂત ગાંઠથી જોડાયાં હતાં. તેમની સાંકળનો પહેલો આંકડો ઇરકની ચૂમીનો હતો અને છેલ્લો આંકડો ઝેર વડે ખૂનનો હતો. હવે ભલે સોવરસી મરે; તેનું વેર શરૂ થયું હતું. બહારથી સ્વતંત્ર, પણ અંદર ખાનેથી કરેલાં કર્મોના અસહ્ય બોજા તળે કચડાતાં, અમેરીકાના ચોખાના ખેતરોમાંના હબસી ગુલામો કરતાં પણ વધારે દુઃખ ભોગવતાં તેમને પોતાની જીંદગી ગાળવી પડવાની. મનમાંથી એક બીજા તરફના પોતાના ધિક્કારથી છુટાં પડેલાં, પણ બહારથી તેમને એક બીજા સાથે જોડાયલાં રહેવુ પડવાનું. બર્થા અત્યારે પોતાના સ્વામી ઉપર વારી ગઈ. તે જોકે અત્યારે એવો અશકત થયો હતો કે શ્વાસ લેવો કઠણ પડતો હતો, તોપણ બર્થાએ તેને મલ્લ જેવો બળવાન જાણ્યો. તેને બીલકુલ ખબર નહોતી કે પોતાનો સ્વામી આવો દૃઢ, ધૈર્યવાન, પ્રપંચી તથા બુદ્ધિશાળી હશે. કેવી યુક્તિથી તેણે તેમને પકડી કહાડયાં હતાં?

કેવી યુક્તિથી તથા બુદ્ધિથી તેણે પોતાનું વેર શોધી કહાડયું હતું ? આ ક્રૂર દેખાવમાં તેને એક જાતનું આકર્ષણ લાગ્યું. અને પોતે તેમાં એક ભાગ લેનાર જાણી તેને એક જાતનો ગર્વ આવ્યો. પણ આ માણસ પોતાના કબજામાંજ હતો. તથા તે તેને પગે પડેલો ઘણીવાર તેણે જોયો હતો. તે જાણી તેને ક્રોધ તથા દીલગીરી પેદા થયાં. તેનો હવે તેના ઉપર પ્રેમ છૂટયો. આખી દુનીઆમાંથી તેણે ફક્ત તેનેજ પસંદ કર્યો હોત. પણ અરે ! તે પોતે બીજાની મરજીને આધીન થઇ હતી અને પોતાનો સ્વામીનો પોતાના હાથમાંથી જતો રહેતો હતો.

જ્યારે આવા વિચારો બર્થાને આવતા હતા તે વખતે હેકટર હીંમત આણવા મહેનત કરતો હતો. તેણે જાણ્યું કે લોરેન્સ હવે હાથથી હંમેશને માટે ગઈ, અને તેથી તે અતીવ નિરાશ થયો. આમ ચુપકીદીમાં પા કલાક ગુજરી ગયો. પણ સોવરસીએ આખરે જોર પકડી બોલવું શરૂ કર્યું. "હજી મ્હેં બધું તમને કહ્યું નથી." તેનો અવાજ ઘણોજ ધીમો હતો તોપણ તેના શબ્દો વજ્રપાત જેવા લાગ્યા. "મ્હેં પ્રથમથીજ યોગ્ય તજવીજ કરી રાખીછે કે નહીં તે તમે તમારી જાતેજ જોશો. કદાપી મ્હારા મરી ગયા પછી તમે છૂટાં થઇ બહાર ગામજ જતાં રહો ત્યારે ? પણ તેમ હું નહીં કરવા દઊં. તમારે તો ઓરસીવલમાંજ વેલફ્યુલુમાં રહેવું પડશે. એક મિત્ર —જેની પાસે પેલી શીશી તથા કાગળીઆં છે તે નહીં—તે તમારા ઉપર નજર રાખશે પણ તે આમ કરવાનું કારણ જાણતો નથી. ત્યારે જૂઓ, ધ્યાન રાખો, જો તમારામાંથી કોઇપણ અહીંથી આઠ કરતાં વધારે દીવસ સુધી ગેરહાજર રહ્યું તો નવમે દીવસે જે માણસના હાથમાં *શીશી* તથા કાગળીઆં છે તેને એક પત્ર મળશે, તેથી તે તરતજ પોલીસમાં જશે. વધારામાં મ્હેં એવી ગોઠવણ કરીછે કે તમને નાશી જવાનું મનજ ન થાય. મ્હેં મારી મિલ્કત બધી બર્થાને સોંપીછે એ ખરૂં, પણ તેને તેનો ફક્ત ઉપયોગ કરવાનીજ સત્તાછે. તે મિલ્કત તો તમારા લગ્નને બીજે દીવસે તેને હસ્તક આવશે." બર્થાને એક જાતનો કંટાળો આવ્યો. તેનો અર્થ સોવરસી ઉંધો સમજ્યો, "તારી પાસે પેલી વીલની નકલછે તેનો ત્હેં વિચાર કર્યો કે ? પણ તેતો નકામુંછે. તેમાં તે દીવસે નકામું નકામુંજ ચિતર્યુંછે. મ્હારૂં ખરૂં વીલતો મ્હારા વકીલના હાથમાં છે અને તેમાં બે દીવસ મોડી તારીખ નાંખીછે. તેનો

ખરડો મ્હારી પાસેછે તે સાંભળો." પોતાના ઉશીકા નીચે જેમ તેણે પીસ્તોલ સંતાડી હતી તેમ એક પાકીટ સંતાડયું હતું તેમાંથી એક કાગળીઉં કહાડયું, અને વાંચ્યું. "પ્રાણઘાતક મંદવાડમાં હોવાથી, પણ મ્હારી અક્કલ બરોબર હોવાથી હું મ્હારી ખાસ ઈચ્છા જણાવુંછું કે મ્હારી પ્રિય વિધવા બર્થાએ કાયદાના બંધનના દીવસ વિત્યા બાદ મ્હારા પ્રિય મિત્ર કાઉન્ટ હેકટર ડી ટ્રેમોરલની સાથે પરણવું. મ્હારી સ્ત્રી તથા મ્હારા મિત્રના મ્હોટાં મન તથા અમીરી લક્ષણ જોઈ હું ધારૂંછું કે તેઓ એક બીજાને ઘણુંજ લાયક છે. અને આ લગ્ન કરવાથી તેઓ ઘણાં સુખી થશે. અને હું શાંત પણે મરૂંછું તે એટલાજ માટે કે હું મ્હારી વિધવાને મ્હારા મિત્ર હેકટર જેવા રક્ષકને—"

બર્થા વધારે વાર સાંભળી શકી નહીં. તે બોલી. "મેહેરબાની કરી માફ્‌કરો, હવે એ બોલવું બંધ કરો."

"બસ ? વારૂં ત્યારે. આ વાંચવાનો મ્હારો હેતુ એટલોજ હતો કે મ્હારૂં વેર લેવાને જેમ મ્હેં બધી તજવીજ કરીછે તેની સાથે દુનીઆમાં તમે આબરૂથી રહો એમ પણ ગોઠવણ કરીછે. હા, તમને માન મળે એમ મ્હારી ઇચ્છાછે. કેમકે મ્હારે વેર તમારા બે ઉપરજ લેવું છે. તમે એવી જાળમાં સપડાઈ રહેશો કે માંહેથી છુટાશેજ નહીં. મ્હારી કબર ઉપરનો પથરો તે તમારૂં લગ્ન કે પછી ફાંસી નહીં તો જન્મ દેશ નીકાલનું વૈતરૂં થશે."

ટ્રેમોરલનો અહંકાર આથી તુટયો, આમ પોતે નીચ બન્યો તે પોતે સાંખી રહ્યો નહીં. તેણે કહ્યું, "સોવરસી, તું ભૂલ્યોછે. માણુસ મરી શકે છે." તે માંદા માણસે જવાબ દીધો. "માફ કર. મ્હેં તેની પણ તજવીજ કરીછે. હું એજ કહેવા જતો હતો. જો તમારા બેમાંથી એક જણ લગ્ન પહેલાં મરી જાયતો પોલીસ તરતજ આવશે."

"તું સમજ્યો નહીં. આત્મઘાતની વાત કરતો હતો."

"તું આપઘાત કરીશ ? છીઃ છીઃ છીઃ જેટલો તારે માટે મ્હને તિરસ્કાર છે તેટલોજ જેનીને છે. તેણે મ્હને તારી આપઘાતની ધમકીની બધી વાત કહી તારી હાંસી મ્હારા મ્હોં આગળ કરીછે. તુંજ આપઘાત કરેતો ! વારૂં, જોઉં, લે આ પીસ્તોલ, અને કર આપઘાત. પછી હું મ્હારી સ્ત્રીને

માફ કરીશ." હેકટરે ગુસ્સાનો ઉદ્દગાર કર્યો પણ પીસ્તોલ લીધી નહીં. "જોયું ? હું તને સારી પેઠે ઓળખુંછું, તું બાયલો છે." પછી બર્થા તરફ નજર કરીને બોલ્યો, "આ તારો યાર !"

વખત વીતિ જતો હતો અને સોવરસીએ જોયું કે મરણ નજીક છે. તેથી તે બોલ્યો, "હવે એક પ્રવેશ બજવવો બાકી રહ્યોછે. હેકટર, જા, નોકરોને બોલાવી લાવ. જો કોઈ સૂઈ ગયો હોય તો તેને જગાડી લાવજે. મ્હારે મરતાં પહેલાં દરેક નોકરોને મળવું છે."

ટ્રેમોરલે આનાકાની કરી. "કેમ, જાયછે કે નહીં ? કે આ પીસ્તોલ ફોડું કે બધા એકદમ દોડી આવે ?"

હેકટર ગયો અને બર્થા એકલી પોતાના સ્વામી પાસે રહી. એકલી! તેને વિચાર આવ્યો કે હું આ વખતે તેનો નિશ્ચય ફેરવું, અને માફ માગું. તે બીછાના આગળ ઘુંટણીએ પડી તથા કદી નહીં ધારણ કરેલી એવી છટાથી પોતાની ખુબસુરતી એવી બહાર દર્શાવી કે ભલભલો માણસ તેની મોહીણીમાં લપટાય. આ રાત્રિના દુઃખથી તેની બધી લાગણી તેના મુખ ઉપર પ્રકાશી રહી હતી. તેની આંખજ આજીજી કરતી હતી. તેનાં સ્તન-ઉચાં નીચાં થતાં હતાં, અને સોવરસી પ્રતિ તેનો પ્રેમ તેના ખરા તથા પૂરા આવેશમાં બહાર પડયો હતો. પ્રેમથી ગદ્દગદિત સ્વરે તે બોલી, "ક-લેમંટ, મ્હારા સ્વામી, કલેમંન્ટ ?"

સોવરસીએ પૂર્ણ ધિક્કારની નજરે તેના સામું જોયું. તેણે પૂછયું, કેમ?"

કેમ શરૂ કરવું તે નહીં જાણવાથી તે ધ્રુજી અને ડુસકાં ભર્યાં, પણ આખરે બોલી, "હેકટર તો મરી નહીં જાય, પણ હું—"

"શું કહેછે ? તારે શું કહેવુંછે ! બોલ."

"મ્હેં તમારો જીવ લીધો છે. હું તમારી પાછળ જીવી નહીં શકું."

સોવરસીને આ સાંભળી ઘણુંજ દુઃખ થયું. તે મરી જાય ! જો તેમ થયું તો પછી પોતાના વેરને છેલ્લો સલામ. પોતાનું મોતતો ત્યારે હસી કહાડવા જેવુંસ્તો ! અને તે જાણતો હતો કે બર્થા ખરી વખતે મરવાને પાછી પાની કહાડે એવી નહોતી ! હવે જવાબ કેમ દેવો તેનો તેણે વિચાર કર્યો.

આખરે તે બોલ્યો, "હા, અલબત્ત, તું સ્વતંત્ર છે. પણ તેથી તો તું

હેક્ટર ઉપર ઉપકાર કરીશ. જો તું મરી ગઈ તો પછી હેક્ટર લોરેન્સને પરણશે અને એક વરસમાં આપણાં નામ સુદ્ધાં ભૂલી જશે. "

વિજળીનો આંચકો લાગ્યો હોય તેમ બર્થા એકદમ ઉભી થઈ. તેણે હેક્ટરને પરણેલો અને સુખી જોયો. દરમ્યાન સોવરસો ખુશી થયો. તેણે યોગ્ય ઘા કર્યો હતો. અને હવે જાણ્યું કે હું નિરાંતે મરીશ. કેમકે પોતાનું વેર હવે જરૂર લેવાવાનું બર્થા જીવશે. તે જાણતો હતો કે આ બે દુશ્મનો જેને તેણે જોડયાં હતાં તેઓ એક બીજાને ખરા અંતઃકરણથી ધિક્કારતાં હતાં.

એક પછી એક નોકરો આવ્યા. તેમાંના ઘણાખરા તો ઘણા જૂના નોકર હતા. અને દરેકજણ પોતાના શેઠને ચ્હાતા હતા. તેને ફીક્કા ચ્હેરા વાળો તથા અશક્ત મરતો જોઈ સ્ત્રી નોકરોતો રોતી હતી. સોવરસીએ તેમની સાથે નરમ અવાજે વાત કરી. વચમાં દુઃખ થાય એવી ઉધરસ આવતી હતી, તેણે કહ્યું, " તમે મ્હારી આવી નિમકહલાલ નોકરી કરીછે તેથી હું તમારો આભાર માનુંછું. હું મ્હારા વીલમાં તમને દરેકને સારી રકમ આપી જાઉંછું. " પછી બર્થા તથા હેક્ટર તરફ આંગળી કરી બોલ્યો, " મ્હારા મિત્રો, તમે જોયુંછે કે મ્હારી આ વ્હાલી સ્ત્રી તથા મિત્રે મ્હારી કેવી નોકરી કરીછે ! તમે તેમની મ્હારા પ્રતિ ભક્તિ જોઇછે, અને તેઓ મ્હારા મોતથી કેવાં દુઃખી થશે એ હું જાણી શકુંછું. પરંતુ જો તેમની મરજી મ્હને સુખે મરવા દેવાની હોય તો તેઓ મ્હારી છેલ્લી વિનંતી કબૂલ કરશે. અને મ્હારા મોત પછી એક બીજાને પરણશે. અહા ! મ્હારાં વ્હાલાંઓ ? તમને અત્યારેતો આ ક્રૂર કર્મ લાગતું હશે; પણ તમે જુવાન છો અને હજી તમારા નસીબમાં ઘણું સુખ લખેલુંછે. અને તેથી મરતા માણસની વિનંતી તમે કબૂલ કરશો. "

તે ગુન્હેગાર જોડું બીછાના નજીક આવ્યું. સોવરસીએ બર્થાનો હાથ હેક્ટરના હાથમાં મૂકયો, અને પૂછ્યું, " તમે મ્હારૂં કહેલું માનવાને સોગન ખાઓછો ? " તેઓ એક બીજાના હાથના સ્પર્શથી કંપ્યાં, અને અડધાં બેભાન જેવાં થઈગયાં. પણ આખરે તેમના હોઠ ઉઘડયા, અને ધીમે અવાજે બોલ્યા, " અમે સોગન ખાઇએ છીએ. "

નોકરો બીચારા દુઃખ પામતા પાછા ગયા, એટલે બર્થા બોલી. "આ ઘણું નીચ કર્મ છે, ઘણુંજ ઘાતકી કર્યું. "

સોવરસીએ જવાબ દીધો. "નીચ ? હા, પણ તારાં જૂઠાં આલીંગનો, બથ્થા, તથા તારી જૂઠી મૈત્રી, હેક્ટર, એના આગળ આ કાંઇ વિસાતમાં નથી. તેમ તમારી યુક્તિ—તમારી આશાઓ–કરતાં તે વધારે ઘાતકી પણ નથી." તેને ઘરેડો થયો. તરતજ અંત ઘડીની વેદના શરૂ થઈ. ઘણીજ ક્રૂર રીતે તેનાં અવયવો મરડાયાં. બે ત્રણ વાર તે બોલ્યો, "હું ટહાડો થાઉછું; ટહાડો થાઉંછું." તેનું શરીર ખરેખર ટહાડું થઈ ગયું હતું, અને તે ગરમ થઈ શકે તેમ નહોતું. ઘરમાં નિરાશા ફેલાઈ ગઈ હતી. કેમકે આવું એકદમ મોત થશે એમ કોઇના ખ્યાલમાં પણ નહોતું. નોકરો આમ તેમ ફરવા લાગ્યા, અને એક બીજાને કહેવા લાગ્યા, "તે મરેછે. બીચારી શેઠાણીની શી વલે થશે ?"

થોડીજવારમાં આંચકા બંધ થયા, અને ચતાપાટ સ્થિર તે પડી રહ્યો. શ્વાસ એવોતો ધીમેથી નીકળતો હતો કે બેવારતો એમ લાગ્યું કે તે રહીજ ગયો હતો. આખરે તેના ગાલ ઉપર જરા રંગ આવ્યો, અને તે જરા ચમક્યો. તે એકદમ પથારીમાં બેઠો થયો, આંખો વિકાશી, અને હાથ બારી તરફ લાંબા કર્યા, અને બોલ્યો, "પેલાં રહ્યાં, પડદા પાછળ, હું તેમને જોઉંછું, આ રહ્યાં તે." એક બીજો જોરથી આંચકો આવ્યો અને તે પોતાના ઉશીકા ઉપર ધબ લેઇને પડયો. ક્લેમંટ સોવરસી મરણ પામ્યો.



# भाग ३ जो.

## છેવટ.

## પ્રકરણ ૨૧ મું.

### ડીટેકટીવની ખાત્રી; રોબલોટનો આપઘાત.

પપા પ્લેંટેટે પોતાનો આ વિગત વાર ઇતિહાસ પૂરો કીધો. તેના સાંભળનારાઓ, ડીટેકટીવ તથા દાક્તર, આ દુઃખી વાર્ત્તા સાંભળી દુઃખ પામ્યા અને ચૂપ રહ્યા. તેમાં પપા પ્લેંટેટે એ વાર્ત્તામાં બનાવેલા બનાવો પોતે ભજવી બતાવતો હોય તેમ કરી બતાવ્યા હતા તેથી તેની અસર ઘણી થઈ.

આખરે મો. લેકોક બોલ્યો, " સોવરસી ઘણો અજાએબ જેવો માણુસ માલમ પડેછે. " આ વાર્ત્તામાં તેને વધારે અજાએબ તો સોવરસીની વેર લેવાની રીત તથા મરતાં સુધીની તેની શાંતતા માલમ પડી હતી. તેણે કહ્યું, " આવા દ્રઢ માણસો મ્હેં થોડાજ જોયા છે. પોતાની સ્ત્રીના હાથે ઝેર ખાઈ ધીમે ધીમે મરવું અને તે જાણી જોઇને ! દુઃદુઃદુઃદુઃ ! એ ખરેખર કમકમાટ ઉપજાવે એવું છે. "

ડોકટરે કહ્યું, " તેને વેર લેતાં બરોબર આવડતું હતું. "

પપા પ્લેંટેટે કહ્યું, " હા, ડોકટર, તેને વેર લેતાં આવડતું હતું, અને તે તેના ધારવા કરતાં તથા આપણે અટકળી શકીએ તેના કરતાં વધારે ત્રાસજનક લેવાયું હતું. "

ડીટેકટીવ હવે ઉભો થયો. તે ત્રણ કલાક સુધી બેશી રહ્યો હતો અને તેથી તેના પગ અકડાઈ ગયા હતા. તેણે કહ્યું, " તે ખૂનીઓએ આ ખૂન કર્યા પછી કેવી ખરાબ જીંદગી ગાળી હશે તે હવે મ્હને સમજાય છે. મો. પ્લેંટેટ, તમે તેનું વર્ણન ઘણુંજ અચ્છું કર્યું છે. તમારૂં તે લોકોનું વર્ણન સાંભળી હવે જાણે હું તેમને વરસોથી ઓળખાતો હોઉં તેમ તેમને ઓળખું છું. " તે આ ધીમે ધીમે વિચાર કરીને બોલતો હતો અને પોતાના આ શબ્દોથી પપા પ્લેંટેટ ઉપર શી અસર થાયછે તે જોવા તેના તરફ તેણે તાકીને જોયું. તે મનમાં વિચારતો હતો, " આ બુઢ્ઢાએ આ બધી વિગત કયાંથી ખોળી કહાડી ? આ વાત તેણેજ લખી હતી કે બીજા કોઇએ ? બીજા કોઇએ

તો કોણે ? અને આ વાતની તેને ખબર હોવા છતાં તે પહેલાં કેમ કાંઈ બોલ્યો નહીં ?"

મો. પ્લૅંટટ જાણે ડીટેકટીવ પોતાના તરફ ધારીને જોતો હતો તે ખબર નહોતી એમ બેઠો રહ્યો. તે નીચું મ્હોં રાખી બોલ્યો, "સોવરસીનું શરીર ટાહાડું થયું નહીં હોય તે પહેલાંજ તેઓ એક બીજાનો જાન લેવા તૈયાર થયાં હશે."

ડા. ગેન્ડ્રન બોલ્યો, "તેમના કમનસીબે સોવરસી બાકી વધેલું ઝેર પોતાની વિધવા વાપરશે એ અટકળી ગયો હતો."

મો. લેકોક પોતાને ખાત્રી થઈ હોય તેમ બોલ્યો, "સોવરસી ઘણોજ હુંશીઆર હતો."

મો. પ્લૅંટટ બોલ્યો, "હેકટરે પીસ્તોલ લેઈ આપઘાત કરવાની ના કહી તે બર્થા માફ કરી શકી નહીં. સોવરસી એ જાણતો હતો. બર્થાએ ધાર્યું કે જો હેકટરે પીસ્તોલ લેઇ આપઘાત કર્યો હોત તો સોવરસી પોતાને માફ કરત. તેની આ અટકળ ખરી હતી કે ખોટી તે કાંઈ કહેવાઇ શકાય નહિ. પણ સોવસીએ પીસ્તોલ આપી તે બર્થા આમ ધારશે એમ જાણીનેજ આપવા માંડી હતી."

ડીટેકટીવે પૂછ્યું, "અને ઘરમાં કોઈ પણ આ વાત જાણતું નહોતું?"

"કોઇને જરા વ્હેમ સરખો પણ નહોતો."

"એ ઘણુંજ આશ્ચર્યજનક છે"

"આશ્ચર્યજનક શું ? પણ મનાયજ નહીં એવું છે. પણ બર્થા તથા હેકટર જબરાં ઢોંગી હતાં. ગમે તેને ઓરસીવલમાં પૂછો—તેઓ આપણા મિત્ર કર-ટાઇસે આજે સહવારમાં ડોમીનીને કહ્યું હતું તેમ કહેશે કે કાઉન્ટ અને કાઉન્ટેસ એક ધડો લેવા લાયક દંપતી હતાં, અને તેમનો એક બીજા ઉપર અગાધ પ્રેમ હતો. શા વાસ્તે? હું આ જાણતો હતો—એટલે મ્હને એ વાતનો વ્હેમ આવ્યો હતો તે—હુંજ છેતરાયો હતોને ?"

પપા પ્લૅંટટે ભૂલ કરી હતી તે જલદી સુધારી દીધી ખરી. પણ તે લેકોકે સાંભળી હતી. "કીયો શબ્દ ખરો હતો? તે જાણતો હતો કે તેને વ્હેમજ હતો !"

મો. પ્લૅંટટે કહ્યું, "એ નીચ લોકો જબરી શીક્ષા પામ્યાંછે; તોપણ તેમને માટે જરા પણ દયા આવતી નથી. બધું સમે સમું ચાલ્યું જાત, પણ

સોવરસીએ ધિક્કારથી અંધ થઇને એક ભૂલ કરી, જે ખરેખર એક ગુન્હા સમાનછે."

દાક્તર બોલી ઉઠયો, " ગુન્હો ?"

મો. લેકોક જરા હશીને ધીમેથી બોલ્યો, " લોરેન્સ."

પણ જોકે તે ધીમેથી બોલ્યો હતો તોપણ પપા પ્લેંટેટે સાંભળ્યું અને બોલ્યો, " હા, મો. લેકોક, હા, લોરેન્સ. સોવરસીએ પોતાના ગુસ્સામાં વેર લેવામાં બીચારી લોરેન્સને વચ્ચે લીધી તે ઘણુંજ ખોટું કર્યું. આ બે ચણ્ડાળોની વચમાં તેને મૂકી અને જરા પણ વિચાર ન કર્યો કે તેનું બીચારીનું એમ કરવાથી શું થશે. લોરેન્સનું નામ વાપરવાથી તેણે બર્થાને આપઘાત કરતાં અટકાવી. જોકે સોવરસી જાણતો હતો કે ટ્રેમોરલ મેયોરની પુત્રીને પૂજતો હતો અને તેને હસ્તક કરવા તે કોઈ પણ કુકર્મ કરવામાં પાછો હઠે એવો નહોતો. પોતાનું વેર લેવામાં તેણે એટલી બધી બુદ્ધિ તથા યુક્તિ વાપરી પણ તેણે જરા પણ વિચાર ન કર્યો કે એમાં લોરેન્સ કલંકિની થશે. અને અવિચારી પણે તેણે તેને એક લુચ્ચાના સરદારના હાથમાં અરક્ષિત મૂકી."

ડીટેકટીવે વિચાર કર્યો. તેણે કહ્યું, " આમાં એક વાતની મ્હને બરોબર સમજણ પડતી નથી. આ બે ચણ્ડાળો એક બીજાને ધિક્કારતાં હતાં તથા પોતાની મરજી વિરૂદ્ધ પરણ્યાં હતાં તે પછી છૂટાં કેમ ન પડયાં ? તેમ કર્યું હોતતો તેમણે સોવરસીના વીલની સરત અમલમાં આણી હોત."

મો. પ્લેંટેટે જવાબ દીધો, " ત્યારે તમે બર્થાની દ્રઢતા બરોબર પીછાણી નથી. હેકટરને તો એટલુંજ જોઇતું હતું. તેતો છુટા પડવાથી ખુશી થયો હોત. પણ બર્થા તેને એમ કરવાદે નહીં તો ! અહા ! સોવરસી તેને પૂર્ણ રીતે ઓળખતો હતો. પોતાની જીંદગીનું સુખ ગયું એટલે બર્થાને પશ્ચાતાપ થયો. અને તેનો ભાર એટલો બધો તેને લાગ્યો કે તે એકલી ઉપાડી શકી નહીં. પોતાની ભૂલો તથા ગુન્હાનું પ્રાયશ્ચિત્ત કરવામાં તને બીજા કોઇની મદદની જરૂર પડી. અને એવા મદદગાર તરીકે તેણે હેકટરને ચૂંટી કહાડયો અને તેથી કોઈ પણ પ્રકારે તેને છોડયો નહીં."

ડો. ગેન્ડ્રન બોલ્યો, " ખરેજ ? તમારો ટ્રેમોરલ કોઈ બાયલાનો સરદાર હતો. સોવરસીનો લખેલો પેલો ઇતિહાસ એકવાર નાબૂદ થયો હતો પ-

છી તેને બ્હીવાનું શું કારણ હતું ? "

મો. પ્લેંટેટ બોલ્યો, " તમને કોણે કહ્યું કે તે ઇતિહાસ નાબૂદ થયોછે?"

મો. લેકોક અત્યાર સુધી આમ તેમ ફર્યા કરતો હતો તે આ સાંભળી એકદમ ઉભો, અને મો. પ્લેંટેટના સામે આવી બેઠો. તેણે કહ્યું. " બધી વાત અહીં આવી અટકીછે. આ સાબીતી હયાત છે કે નહીં? "

મો. પ્લેંટેટે સીધો જવાબ દીધો નહીં. તેણે પૂછયું. " સોવરસીએ પોતાનો ઇતિહાસ કોને આપ્યો હતો તે તમે જાણોછો? "

ડીટેકટીવને હવે સમજણ પડી. તે બોલી ઉઠયો, " અહા ! તેણે તમનેજ સોંપ્યો હતો. " અને તે મનમાં બોલ્યો, " હવે મ્હારા ભલા માણસ, મ્હને સમજાયું કે આ બધી ખબર તમને કયાંથી મળી. "

મો. પ્લેંટેટ બોલ્યો, " હા. તે ઇતિહાસ તેણે મ્હને સોંપ્યો હતો. અને તેના કહેવા મૂજબ હેકટર તથા બર્થાના લગ્નનેજ દીવસે હું વેલફ્યુલુ ગયો, અને મોસ્યુ તથા મેડેમ ડી ટ્રેમોરલને મળવા મરજી જણાવી. ઘરમાં ઘણાં લોકો ભેગાં થયાં હતાં. પરંતુ મ્હને આવ્યો જાણી તેમણે તરતજ જ્યાં સોવરસી મરણ પામ્યો હતો તેજ ઓરડામાં મ્હને બોલાવ્યો. તેમનો બન્નેનો ચ્હેરો ઘણો ફીક્કો હતો. અને ઘણાંજ ગભરાયાં દીસતાં હતાં. તેઓ મ્હારા આવવાની મતલબ જાણી ગયાં હશે. કેમકે મ્હને તેઓ એકદમજ મળ્યાં મ્હને સોવરસીએ લખી જણાવ્યું હતું તે પ્રમાણે મ્હેં બર્થાની સાથેજ ફકત વાત કરી. આમાં પણ સોવરસીની ખૂબી હતી. મ્હેં કહ્યું, " મેડેમ, તમારા મરણ પામેલા સ્વામીએ મ્હને આ બીંદડી જાળવી રાખવા આપી હતી. અને તમારા બીજા લગ્નને દીવસે તમને પાછી સોંપવાનું મ્હને કહ્યુ હતું. " તેણે તે ઇતિહાસ તથા શીશીની બીંદડી હસતે મુખે લીધી, ખૂશી થઈ અને મ્હોરો ઉપકાર માન્યો, અને તરતજ ઓરડાની બહાર ગઇ. કાઉન્ટનો ચ્હેરો તુરતજ બદલાઈ ગયો. તે ગભરાયો અને બેચેન થયો. હું જાણી ગયો કે તેની મરજી બર્થાની પાછળ જવાની હતી. પણ પોતાની મતલબ હું જાણી જઇશ એવી બ્હીકથી તે તરત ઉઠી શકયો નહી. તોપણ થોડી વાર રહી કેટલોક પ્રયત્ન કરી તે ઓચીંતાનો બોલ્યો, ' જરા માફ કરજો. હું હમણાં પાછો આવુંછું. ' એમ કહી તે તરતજ ઉઠી બહાર ગયો. જ્યારે તેઓ બન્ને પાછાં આવ્યાં ત્યારે તેમનાં બન્નેના ચ્હેરા ઉગ્ર બનેલા હતા. તેમની

આંખમાં જૂદીજ જાતનું તેજ હતું, અને તેઓ બારણા સુધી મ્હને વળાવવા આવ્યાં તે વખતે તેઓ બોલ્યાં તે ગદ્દગદિત કંઠે બોલ્યાં. તેમના બે વચ્ચે સજ્જડ તકરાર થઈ હોવી જોઇએ."

મો. લેકોક વચ્ચે બોલ્યો, "બાકીની વાત સમજી શકાયછે તે આ બીંદડી કોઇ સહી સલામત જગાએ સંતાડવા ગઈ, અને જ્યારે તેના નવા ધણીએ તે બીંદડી તેને આપવાનું કહ્યું ત્યારે તેણે તેને કહ્યું કે જાઓ ખોળી લ્યો."

"સોવરસીએ તે બીંદડી બર્થાનાજ હાથમાં આપવા મ્હને ફરમાવ્યું હતું."

"અહા, તે પોતાનું વેર કેમ લેવું તે બરોબર જાણતો હતો. તેણે પોતાની સ્ત્રીને આપવા કહેલું તે એટલા માટે કે તે હેકટરની સામે શસ્ત્ર રૂપે વાપરે. જો હેકટર કદાપી સામો થયો તો આ હથીઆર તેની પાસે તૈયાર રાખ્યું. અહા! તેની જીંદગી પશુ કરતાં પણ નપાટ હોવી જોઇએ અને બર્થાએ તેને ઘણુંજ દુઃખ દીધું હશે."

ડો. ગ્રેન્ડ્રન બોલ્યો. "હા, એટલે સુધી કે અંતે હેકટરને તેને મારી નાંખવી પડી."

ડીટેકટીવે પોતાનું પાછું ફરવું શરૂ કર્યું હતું. તેણે કહ્યું, "હવે આપણે ઝેર વિષે તપાસ કરવાની રહીછે. જે ઝેર સોવરસીને દીધું તે. પણ તે સહેલું છે. કેમકે તે ઝેર વેચનાર પાસેનીજ ઓરડીમાંછે."

ડોકટરે જવાબ દીધો. "અહો! હું તે વિષે જરા જાણુંછું. તે લુચ્ચા રોબલોટે મ્હારે ત્યાંથી ચોરેલું, અને આપણા મિત્ર પ્લૅંટટના કહેવા પહેલાંજ તેની નીશાનીઓ વીગેરેથી હું તે કળી શકત. જ્યારે સોવરસી મરી ગયો ત્યારે હું એકોનાઇટ નામના ઝેર ઉપર પ્રયોગ કરતો હતો; સોવરસીને તેથી એકોનીટાઇનનું ઝેર દઈ મારી નાંખ્યો છે."

મો. લેકોક વિસ્મય પામી બોલ્યો, "અહા? એકોનીટાઇન વતી? આ ઝેરનો કેસ તો મ્હેં પ્રથમજ જોયો છે. શું એ નવું ઝેરછે?"

"ના, છેક નવું નહીં. કહેછે કે મીડીઆએ પોતાનું કારીમાં કારી ઝેર એકોનાઇટમાંથી કહાડેલું હતું, અને તે ઝેર ગ્રીક તથા રોમન લોકો ગુન્હેગારોને મારી નાંખવામાં કામે લગાડતા."

"હં! હું કાંઈ જાણતો નથી. પણ અભ્યાસ કરવાનો મ્હને પરવાર આ-

વતો નથી. તેમાં વળી હું જાણતો હતો કે મીડીઆનું* ઝેર બનાવવાની ચીજોની યાદી બોરજીઆના* ઝેરની યાદી પેઠે ખોવાઈ ગઈ હશે. એવી કેટલીએક વસ્તુ ખોવાઈ જાયછે."

"ના, તે ખાવાઈ ગયું નથી. પણ ૧૬મા સૈકામાં મોતના હુકમ થયલા ગુન્હેગારોના શરીર ઉપર મેથીઓલ જેવી રીતે પ્રયોગ કરતો હતો તેવી રીતથી આજ કાલ એવાં ઝેર હાથ આવેછે. તેમ હર્સ નામના ડાકટરે આલકેલાઇડના ઉપર ધોરણ રાખી ૧૮૩૩માં ઝેર બનાવ્યું હતું તે ઉપરથી પણ માલમ પડેછે. બુકરડોટે પણ કેટલાક એવા પ્રયોગ કર્યાછે. અને કહેછે કે—"

જ્યારે ડોકટર ગેન્ડ્રુન ઝેર વિષે વાત કરવા બેસતો ત્યારે તેને ચૂપ રાખવો એ ઘણું મુશ્કેલ હતું. પણ મો. લેકોક મૂળ વાત ભૂલી ગયો નહોતો. તેણે કહ્યું, "હા, એતો હશે, પણ માફ કરજો ડોકટર. જો કોઈ મડદું બે વરસ સુધી જમીનમાં રહ્યું હોય તો તેમાંથી આ એકોનીટાઇન માલમ પડી આવે ખરૂં ? કેમકે મો. ડોમીનીને સોવરસીનું મડદું પાછું કબરમાંથી ખોદી કહાડી તેની તપાસ કરાવવી પડશે."

"હાલની પ્રયોગ કરવાની રીત ઉપરથી એવાં ઝેર એકદમ હાથ નથી આવતાં. બુકારડોટે 'આયોડયુરેટ ઓફ પોટેશીઅમ'થી પ્રયોગ કર્યો હતો, પણ તે ફત્તેહમંદ નીવડયો નહોતો."

મો લેકોક બોલ્યો, "હત્ તારીની ! એમ કે ?"

ડોકટર સાહેબ જરા ભપકામાં હસ્યા, અને બોલ્યા, "પણ તમે નિશ્ચિંત રહો. કોઈ પણ રીત હાલ જાણવામાં નથી તેથી મ્હેં એક નવીજ હીકમત કરીછે."

મો. પ્લેંટટ બોલ્યો. "હા. પેલો તમારો લજામણો કાગળ ?"

"હા. એજ."

"ત્યારે તમે સોવરસીના શરીરમાં એકોનીટાઈન શોધી કહાડી શકશો ?"

"બેશક."

મો. લેકોક ખુશીથી બોલ્યો. "ઠીક ત્યારે. આપણી તપાસ પૂરી થઈ

* આ બે કારીમાં કારી ઝેર ઉત્પન્ન કરી તેનો ઉપયોગ કરવાને વાસ્તે મશહુર થયેલ છે.

ત્યારે. સોવરસીના મરણ પછી જે જે બનાવો બન્યા છે તે બધા મો. પ્લૅ-ટેટના આ ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. આપણે હવે જાણીએ છીએ કે આ જોડું જે બહારથી પ્રેમાળ દેખાતું હતું તે એક બીજાને ધિક્કારતું હતું. અને હેકટરે એક મોહ પમાડે એવી તથા પૈસાવાળી જુવાન છોકરીને પરણવાને બદલે કલંકિની શા માટે કરી તે પણ આપણે જાણીએ છીએ. પોતાના નામનો ત્યાગ કરી બીજું નામ ધારણ કરી રહેવાની હેકટરે યુક્તિ કરી. તેમાં કાંઇ વિસ્મય પામવા જેવું નથી. અમુક જાતના બનાવો બનવાથી તેણે પોતાની સ્ત્રીને મારી નાંખી. જ્યાં સુધી તે જીવતી હતી ત્યાં સુધી તેનાથી નાશી જવાતું નહોતું. તેમ તેનાથી વેલફ્યુલુના મહેલમાં રહેવાતું નહોતું. દરેક પળ જતી હતી તેથી પોતાના જીવ ઉપર આવી પડશે એવી દહેશત હોવા છતાં પણ નિરાશાના જોરથી તેણે જે ખતને માટે ખોળ ચલાવી હતી તે બીજું કોઈ નહીં પણ આ સોવરસીનો ઇતિહાસ હતો કે જેમાં પોતાના પ્રથમના ગુન્હાનું વર્ણન તથા બીજા ગુન્હાનું કારણ સમાયલાં હતાં."

તે ડીટેકટીવ હોંસથી બોલતો હતો, જાણે કાઉન્ટ ડી ટ્રેમોરલ સામે પોતાને ખાનગી વેર હોયની. એ તેનો સ્વભાવજ હતો. અને ગુન્હેગારો સામે પોતાને વેર છે એ વાત હશીને કબુલ કરતો. તે કહેતો મ્હારે ગુન્હેગારો સાથે હીસાબ મેળવવાનો છે તેથીજ હું હોંસ ભર્યો તેમને પકડવાની યુકિતયો કરૂંછું. ઘણું કરીને તેનામાં ગુન્હેગારોને પકડવાની જેમ શીકાર પકડવાને શીકારી કુતરાઓને વાસ હોયછે તેમ તેનામાં પ્રેરણા હતી. તે બોલ્યો, "હવે બધું સ્પષ્ટ માલમ પડેછે. ટ્રેમોરલનો વિલંબ અટકાવવાનું કારણ લોરેન્સ હતી. ટ્રેમોરલનો પ્રેમ તેના ઉપર એટલો બધો હતો કે પોતાનું કુકર્મ કરવાને તે વધારે ધીરજ ધરી શકયો નહીં. લોરેન્સને ગર્ભ રહેલો જાણીને તેનું મગજ ગુમ થઈ ગયું અને ડહાપણ તથા અક્કલ બેઉ તેનાં જતાં રહ્યાં. તેમ પોતાની સ્ત્રીની સાથે રહેવાથી તે ઘણોજ કંટાળ્યો હતો. તે જાણુતો હતો કે તેની સ્ત્રી ગમે તે વખતે તેને ખરાબ કરવાને બધી વાત જાહેર કરશે. તેમના બે વચ્ચે વખતે વખતે તોફાન મચ્યાં હશે. આવી સ્થિતિથી મૂકત થવા તેણે આ ખૂન તેણે યોજ્યું."

ડા. ગેન્દૂન બોલ્યો, "તમે થોડીવાર ઉપર કહ્યું તેથી મને વિસ્મય

લાગેછે. મેડેમોઇસેલ લોરેન્સ આ કામમાં શું મદદગાર હતી ?"

ડીટેક્ટીવ જોસથી બોલ્યો, "ના, નહીંજ. ઇશ્વિર એવો વિચાર મ્હારા મનમાં ન આણે ! લોરેન્સ તે વખતે આ ગુન્હાથી બીન વાકેફગાર હતી. તેમ અત્યારે પણ તે જાણતી નથી. પણ તે જાણતી હતી કે ટ્રેમોરલ પોતાને વાસ્તે તેની સ્ત્રીને તજશે. આમ નાશી જવા સારૂ તેમણે તકરારો કરી હશે તથા યુકિતઓ યોજી હશે. અને અમુક દીવસે અમુક જગાએ મળવાનો સં-કેત કર્યો હશે."

ડોકટરે પૂછયું, "પણ પેલો પત્ર તેણે પોતાના માત પિતાને લખ્યો હતો તેનું કેમ ?"

જ્યારે લોરેન્સની વાત આવતી ત્યારે મો. પ્લેંટેટને ઘણું લાગતું અને તે તે છાનું રાખી શકતો નહીં. તે હવે બોલ્યો, "આ કાગળ જેથી તેનાં મા-બાપ શોકથી ઘેલાં બની ગયાંછે તે ફકત કાઉન્ટની લુચ્ચાઇનો એક નમુનોછે."

ડોકટરે પૂછયું, "શું એમ છે ?"

ડીટેકટીવે જવાબ આપ્યો, "હું પપા પ્લેંટેટના મતને બરોબર મળતો આવુંછું. કાલે સાંજરે જ્યારે આપણે મેયોરને ત્યાં હતાં ત્યારે અમને બ-ન્નેને એકજ વખતે એવો શક આવ્યો હતો. મ્હેં તે કાગળ વાંચ્યો અને ફરીથી વાંચ્યો. અને હું સોગન ખાઇને કહુંછું કે અક્ષર શીવાય બીજું બધું કાઉન્ટનું કામછે. કાઉન્ટે તેને ખરડો કરી આપ્યો હશે. તેની લોરેન્સે નકલ કરી. એ વાત આપણે નક્કી કરવાની છે. એમાં આપણે ઠગાવું ન જોઇએ. આ કાગળ નિરાંતે ગોઠવેલોછે. તેનો દરેક શબ્દ, દરેક વાકય પ્રથમ-થી બરોબર વિચાર કરીને ગોઠવેલાં છે. આ લખાણ કલંકથી ઉગરવા સારૂ મરવા અગાઉ એક દુઃખી છોકરીનું લખાયલું નથી."

ડોકટરે કહ્યું, "હા, એમજ હોવું જોઇએ. પણ ટ્રેમોરલ તેની પાસે આવો પત્ર લખાવવામાં કેમ ફાવી શકયો ?"

"કેમ ફાવી શકયો ? લોરેન્સના જેવી સ્થિતિના લોકોના જથામાં હું બહુ ફર્યો નથી. એટલે એવી છોકરીઓની વર્ત્તણુકનો મ્હેં બરોબર અભ્યાસ નથી કર્યો. અને તેથી તેનો મ્હને બહુ અનુભવ નથી. તોપણ આ વાત મ્હને બહુ સહેલી લાગેછે. મેડેમોઇસેલ લોરેન્સે જોયું કે હવે મ્હારી કલંકિત સ્થિતિ બહાર પડવાનો વખત જલદી આવ્યોછે, અને લોકો પોતાની આ શરમ ન

જાણે એમ આતુર હોવાથી તે મરવાને તૈયાર થઈ."

મો. પ્લૅંટેટને કંપારી આવી. કેટલાક વખત પહેલાં તેને લોરેન્સ સાથે વાતચીત થઈ હતી તે તેને યાદ આવી. પોતે કેટલાક ઝેરી છોડવા ઉછેરતો હતો તે વિષે લોરેન્સે તેને કેટલીક વાત પૂછી હતી તથા તેમાંથી ઝેર કેમ કહાડવામાં આવેછે તે પણ તેણે પૂછ્યું હતું. તે તેને યાદ આવ્યું. તેથી તે બોલ્યો, " હા, તેને મરવાનો વિચાર આવ્યો હતો ખરો."

ડીટેકટીવે કહ્યું, " ત્યારે એક દહાડો જ્યારે તે આવી સ્થિતિમાં હતી ત્યારે તેણે પોતાના પ્રીતમને કહ્યું કે શરમ જાહેર કરતાં મ્હને મરવું વધારે પસંદ છે. પણ તે લુચ્ચાએ તેને જવાબ દીધો કે તારી હમેલ વાળી સ્થિતિમાં તારાથી મરાય નહીં. તેણે એમ પણ કહ્યું હશે " જો હું કેટલો દુઃખીછું. મ્હારે આ લફરૂં વળગેલું છે તેથી મ્હારાથી આ ભૂલ સુધરાતી નથી. તોપણ તારા વાસ્તે હું મ્હારી આ ઉન્મત્ત સ્થિતિ, મ્હારી ભવિષ્યની પૈસા સબંધી બધી મ્હોટી મ્હોટી આશાઓ છોડી તારી પાસેજ રહેવા તૈયાર છું અને આપણા બન્નેના રક્ષણાર્થે તારે તારા માબાપને છોડવાં જોઇએ. તેમને એમ જણાવવું કે ત્હેં આપઘાત કર્યોછે. અને હું મ્હારી તરફથી મ્હારૂં ઘર તથા સ્ત્રીનો ત્યાગ કરૂં છું.' આ બોલ સામે તેણે ઉઝરનો લીધો હશેજ પણ આખરે તેણે કબુલ કર્યું હશે. તેઓ નાઠાં, અને પછી ટ્રેમોરલે પ્રથમથી ઘડી રાખેલા પત્રની તેણે નકલ કરીને ટપાલમાં નાંખી."

ડોકટરની ખાત્રી થઈ. તેણે કહ્યું, " હા, એમજ થયું હોવું જોઇએ."

મો. લેકોકે કહ્યું. " પણ કાઉન્ટ કેવો બેવકુફ હોવો જોઇએ ? તેણે એમ ન ધાર્યું કે પોતાનું ગુમ થવું તથા લોરેન્સનો આપઘાત એકી વખતે બનવાથી લોકોને કાંઈ વ્હેમ આવશે. પણ તેણે એમ વિચાર્યું હશે કે લોકો બર્થાની જોડે મ્હારૂં પણ ખૂન થયેલું સમજશે અને ગેસ્પીન ઉપર શક જવાથી તેને પકડશે એટલે પછી મ્હારે માટે કાંઈ વધારે વિચાર દોડાવશે નહીં."

મો. પ્લૅંટેટે જરા દીલગીરીના અવાજે કહ્યું, " હાય, આ ચણ્ડાળ ક્યાં નાશી ગયોછે તે આપણે જાણતા નથી."

મો. લેકોકે તે વૃદ્ધ માજીસ્ટ્રેટનો હાથ ભાવથી દાબ્યો અને કહ્યું, "તમે નિશ્ચિંત રહો. આપણે તેને ખોળી કહાડીશું, નહીંતો મ્હારૂં નામ લેકોક નહીં. ખરૂં પૂછોતો એને ખોળી કહાડવાનું કામ મ્હને જરાપણ અઘરૂં નથી લાગતું."

આ વખતે બારણા આગળ કોઈ ધીમે ધીમે ઠોકતું હોય તેમ તેમણે સાંભળ્યું. મેડેમ પીટીટ કયારની ઉઠી હતી. અને ચિન્તા તથા જીજ્ઞાસાના જોરને આધીન થઈ બારણા નજીક કાંઈ દસવાર આવી ગઈ હતી. સુભાગ્યે કુંચી અંદરની કળમાંજ લગાવેલી હતી. તેથી તે કાંઈ જોઈ કે સાંભળી શકતી નહોતી.

તેણે લુઇને કહ્યું, " તેઓ શું કરતા હશે ? તેઓ આખી રાત ખાધા પીધા વગર તથા જરાપણ આંખ મીંચ્યા વગર બેઠા રહ્યા હતા. હશે, પણ તેઓ ભૂખ્યા છે તેથી કાંઈ ખાવાને નાસ્તો તૈયાર કરૂં. "

તોપણ આ બારણાં ઠોકયાં હતાં તે કાંઈ મેડેમ પીટીટે ઠોકયાં નહોતાં, પણ લુઇ માળીએ ઠોકયાં હતાં. તે પહેલી રાતે બગીચામાં નુકશાન થયું હતું તે કહેવા આવ્યો હતો. તેમ સાથે કાંઈ અજાએબ જેવી વસ્તુ તેને જડી આવી હતી તે પણ લેતો આવ્યો હતો. મો. લેકોકે તરત તે ઓળખી કહાડી. તે બોલ્યો, " અહો ? હું મ્હારી પોતાની દરકાર રાખવી ભૂલી ગયો છું. લોકો વખતે આવીને જોય તેની દરકાર રાખ્યા વગર મ્હારો ચ્હેરો અસલનો રાખીને હું વાતો કર્યા કરૂં છું, જાણે કે હજી દીવસ ઉગ્યોજ નથી. " તેમ લૂઈ લેકોકને જોઇને વિસ્મ પામ્યો કે આ માણસને મ્હેં રાત્રે દાખલ કર્યો નથી અને તે આવ્યો કયાંથી. તે જોઈ લેકોક બોલ્યો, " અલ્યા, લાવ એ વસ્તુ. એ મ્હારી છે."

પછી ઘરધણી કાંઈ હુકમ આપવા બહાર ગયો ને મો. લેકોકે પોતાનો મુખવટો યુક્તિથી તરતજ મ્હોં ઉપર લગાવી દીધો. અને તે એવી ચાલાકીથી લગાવી દીધો કે જ્યારે મો. પ્લેંટેટ થોડીવારમાં પાછો આવ્યો ત્યારે તે ઘણોજ આશ્ચર્ય પામ્યો. સાંજની પેઠે અત્યારે પણ તેઓએ ચૂપકીથીજ નાસ્તો ખાધો, અને તે જલદીથી ખાઈ લીધો. કેમકે દરેક મીનીટ જતી હતી તે અમૂલ્ય હતી. મો. ડોમીની કોરબીલમાં તેમની વાટ જોતો બેઠો હતો. અને પોતાની આ ઢીલથી તે ધીરો થતો હશે. લૂઇએ કાંઈ ફળ આણીને મૂકયાં. એવામાં મો. લેકોકને ઓચિંતાનું યાદ આવ્યું કે રોબલોટને પાસેની કોટડીમાં પૂરી મૂકયોછે. તેથી તે બોલ્યો, " આ લૂચ્ચો ભૂખ્યો થયો હશે. "

મો. પ્લેંટટે નોકરને બોલાવવાનું કહ્યું. પણ મો. લેકોકે કહ્યું, " રોબલોટ

ઘણો ભયંકર ચોરછે. તેથી હું પોતેજ તેને બહાર આણીશ." તે જમવાના ઓરડામાંથી બહાર ગયો કે તરતજ તેણે મો. પ્લૅટેટ તથા ડો. ગેન્ડ્રનને હાંક મારી. તેઓ ત્યાં ગયા. પણ જઇને જૂએછે તો તે હાડ વૈદનું શરીર તેના બંધીખાનાની કોટડીના બારણા આગળ જમીન ઉપર લાંબું પડેલું હતું. તેણે આપઘાત કર્યો હતો!

---

## પ્રકરણ ૨૨ મું.

## રોબલોટના ઘરની ઝડતી.

આવી અંધારી કોટડીમાં આપઘાત કરવામાં રોબલોટમાં ઘણી હીંમત હોવી જોઇએ, કેમકે પાસેનાજ ઓરડામાં બેઠેલા ત્રણમાંથી એક પણ જણે જરા સરખો પણ ખડખડાટ સાંભળ્યો નહોતો. પોતાના ગળાની આસપાસ દોરી વીંટાળી પેનસીલ વડે આમળા ચઢાવી ફાંસો ખાઈ તે મૂઓ હતો. ફાંસો ખાઇને માણસ મરે છે તે વખતે લોકો ધારે છે તેમ આના મ્હોં ઉપર સોજો નહોતો આવ્યો તેમ તેનો ચ્હેરો વિકાળ પણ બન્યો નહોતો. તે ફક્ત ફીક્કો પડી ગયો હતો. તથા આંખ તથા મ્હોં ઉઘાડાં હતાં પણ તે એવાં હતાં કે જાણે મગજના તંતુઓ તૂટવાથી વગર દુઃખ પામે તથા ધીમે ધીમે ભાન જતું રહે છે તેમ તે મરી ગયો હતો. "અરે વખતે જીવતો હશે." એમ કહી ડોકટરે પોતાનાં ઓજારની પેટી કહાડી તથા મડદા આગળ ધુંટણીએ બેઠો.

આ બનાવથી મો. લેકોક કચવાયો. તેણે કહ્યું, "સર્વ વાત સમેસમી થતી હતી અને અત્યારે આ મુખ્ય સાક્ષી જેને મ્હેં મ્હારા જીવને જોખમે પકડયો હતો તે ગયો." પણ મો. પ્લૅટેટ તો જાણે રોબલોટના મોતથી પોતાની છૂપી આશા તથા યુક્તિયો પાર પડી હોય તેમ ઉલટો ખૂશી થયો. તેણે ડીટેકટીવને કહ્યું, "જો તમારો હેતુ મો. ડોમીનીના મતને સામે થવાનો તથા તેનો અભિપ્રાય ફેરવવાનોજ હોય તો આથી કાંઈ નુકશાન થયું નથી. સ્પષ્ટ કબુલાતથી જે સાક્ષી મળે છે તેટલીજ ઉપયોગી સાક્ષી આ મૂક, સ્થિર મડદું આપી શકશે." ડો. ગેન્ડ્રને જોયું કે પોતે નકામી મહેનત લેતો હતો. તેથી તે ઉઠયો અને કહ્યું, "રોબલોટ કેટલાક કલાક પહેલાં મરી ગયો છે." અને પછી ત્રણે જણાએ મળીને મડદું બહાર આણ્યું. મો.

પ્લેંટેટે કહ્યું, "આપણે એને ઘેર લઈ જવો જોઇએ અને તરતજ ત્યાં જઈ તેની દરેક વસ્તુ ઉપર શીક્કા કરવા જોઇએ. કદાચ ત્યાં કોઈ અગત્યના કાગળો મળી આવશે." પછી પોતાના નોકરને બોલાવી કહ્યું, "જાતો અલ્યા બજારમાં, અને એક ડોળી તથા બે મજબૂત માણસોને બોલાવી આવ."

ડૉ. ગેન્દ્રૂને પોતાની હવે અહીં કાંઈ જરૂર ન હોવાથી કહ્યું, "હું રોબલોટને ત્યાં તમને મળીશ; હું મેગોરને ત્યાં તેની તબીયત જોવા જાઉંછું." લુઈ તરતજ બેને બદલે દસ માણસને લેઇને આવ્યો. ડોળી ઉપર મડદું મૂકી તેને ઘેર લેઈ ગયા. રોબલોટ એક ત્રણ ખંડવાળા નહાના ઘરમાં રહેતો હતો. આગલો ઓરડો દૂકાનના કામમાં આણ્યો હતો. પણ પાછલો ઓરડો ગામડામાં જોવામાં આવે છે તે કરતાં વધારે સુંદર ફરનીચરથી શણગારેલો હતો. અને તે શયનગ્રહતરીકે કામે લગાડેલો હતો. મડદું ઉચકી લાવનારાઓમાં એક ઉપયોગી માણસ—દાંડીઓ—હતો. અને તે વળી કબર ખોદવાનું કામ પણ કરતો હતો. તેના કહેવાથી રોબલોટનું મડદું પથારીમાં મૂકયું અને આવી બાબતમાં પોતે હુંશીઆર હોવાથી વખતને અનુસરતા કામો બતાવવા માંડયાં અને પોતે જાતે માંહી મદદ કરવા લાગ્યો.

આ દરમ્યાન મો. પ્લેંટેટે રોબલોટે પહેરેલા લૂગડામાંથી કુંચીઓ કહાડી કબાટ તથા ખાનાઓ તપાસવા માંડયાં. આ ખોળથી જે માણસ બે વરસ પહેલાં પોતાની દરરોજની કમાણી ઉપર ગુજરાન ચલાવતો તેના કબજામાં મ્હોટી મીલકત જડી આવવાથી તેના સામે એક સાબીતી મળી. તોપણ મો. પ્લેંટેટ રોબલોટની હમણાં હમણાંની સારી સ્થિતિ થયલી હતી તેથી વાકેફ હતો. અને અત્યારે જે તેને જડયું તે એવું કાંઇ નહોતું કે જે વિષે તે અટકળ કરી ન શકે. તેને મિલકત ખરીદવા ખત મળી આવ્યાં તથા બે પ્રોમીસરી નોટ—એક ૧૫૦ ફ્રેંકની તથા બીજી ૮૨૦ ફ્રેંકની—ઓરસીવલના બે માણસોએ રોબલોટના નામની લખેલી જડી. મો. પ્લેંટેટે આથી નાઉમેદ થઈ લેકોકને કહ્યું, "કાંઇ અગત્યનું જડયું નહીં. એનો અર્થ શો ?"

ડીટેકટીવે જવાબ દીધો, " એ સ્વાભાવીક છે. રોબલોટ લુચ્ચો હતો. પોતાને એકદમ મળેલી દોલત છૂપાવી તે જાણે મેળવતાં વરસ વીત્યાં હોય એમ દખાડવા સબુરી પકડી રાખવાનું તેનામાં ડહાપણ હતું. તેના કબાટ

વિગેરેમાંથી જે વસ્તુઓ પોતે પ્રમાણીકપણે કમાયો છે એમ દેખાડી શકે એવીજ મળી આવવાની. તમને જે જડયું છે તેનો નક્કી આંકડો કેટલો થાયછે?"

મો. પ્લેંટટે જલદીથી ગણી કહ્યું, "[illegible] છે."

ડીટેકટીવે કહ્યું, "મેડમ સોવરસીએ તેને આથી વધારે મ્હોટી રકમ આપી છે. જો તેને આટલીજ રકમ મળી હોતતો તેણે તેબધી એ જમીનમાં રોકી નહોત. તેની પાસે વધારે દોલત હોવી જોઇએ અને તે તેણે કાંઈ સંતાડી હશે."

"હા તેતો ખરૂં. પણ કયાં?"

"તે આપણે જોઇએ." એમ કહી મો. લેકોકે આજુ બાજુ ખોળવા માંડયું, દરેક ખૂણામાં જોયું, બધું ફરનીચર તેની જગાએથી ખસેડી નાંખ્યું, જમીન ઉપર બુટની એડી ઠોકી જોઇ. તથા જગે જગે ભીંત ઉપર મૂક્કીઓ મારી જોઇ. આખરે તે ચૂલા પાસે આવ્યો, અને અટકયો, અને બોલ્યો, "હં; અત્યારે જુલાઈ મહોનો છે તોપણ ચૂલામાં છોડીઆં છે."

"લોકો વખતે વસંત ઋતુમાં ચૂલામાંથી છોડીઆં બહાર કાઢી લેવાનું ભૂલી જાયછે."

"તે ખરૂં, પણ આ જરા વ્હેમ ભરેલાં લાગેછે. જો આ છોડીઆં ઘણા મહીના સુધી પડી રહ્યાં હોય તો તેના ઉપર થોડી ધૂળ ચ્હોંટી હોય, પણ આના ઉપર તો કાંઈ નથી." બહાર માણસો પોતાનું કામ કરી ઉભા હતા તેમની પાસે જઈ તેમાંના એકને એક ન્હાની કુહાડી લેઇ આવવાનું તેણે કહ્યું. તેઓ બધાજ તરત આ કામ બજાવવા દોડી ગયા. અને લેકોક પોતાના સોબતી પાસે પાછો આવ્યો. તેણે કહ્યું, "જુઓ, મો. પ્લેંટટ, આ પથ્થર વચ્ચે સીમેંટ નથી, અને તે હાલે પણ છે. દોલત બધી અહીં હોવી જોઇએ."

કુહાડી આવી કે તરતજ તેની અણી પથ્થરની ફાટ વચ્ચે ખોશી, એકજ આંચકો મારી વચલો પથ્થર ઉખેડી કહાડયો, કે અંદર એક ઉંડો ખાડો નજર આવ્યો. તેણે ફત્તેહનો પોકાર કરી કહ્યું, "અહા! હું ન્હોતો કહેતો?"

તે ખાડામાં વીસ વીસ ફ્રેંકના શીક્કા હતા, અને તે ગણી જોયા તો ૧૫૫૦૦ફ્રેંક થયા. પાસે એક ચીઠ્ઠી પડેલી નજર આવી. તેમાં કાંઈ ખાનગી

હીસાબના આંકડા પાડેલા હતા. ડાબી બાજુએ ૪૦૦૦૦ ફ્રૅંકની રકમ માં-ડેલી હતી તથા જમણી બાજુએ ૨૧૫૦૦ ફ્રૅંકની ન્હાની ન્હાની રકમો માં-ડેલી હતી. તે રકમ જમીનમાં તથા બીજા કામમાં રોકેલી માલમ પડી. આ ૪૦૦૦૦ફ્રૅંક બીચારા સોવરસીની જીંદગીની કીંમત હતી, જે મેડેમ સો-વરસીએ ઝેરની એક ન્હાની શીશી બદલ આપી હતી. હવે રોબલોટને ત્યાં કાંઈ નવું જડી આવે એમ નહોતું તેથી તેમણે આ બધો પૈસો એક પેટીમાં મૂકી તાળું વાસ્યું તથા દરેક ઠેકાણે શીક્કા માર્યા અને બે માણસને પહેરા ઉપર મૂકયા.

આટલી બધી અગત્યની શોધ મળી આવી તોપણ મો. લેકોકને સંતોષ વળ્યો નહોતો. મો. પ્લૅંટટે જે ઇતિહાસ રાત્રે વાંચ્યો હતો તે કયાંથી લાવ્યો હતો ? પ્રથમ લેકોકે જાણ્યું કે સોવરસીએ તેને જે કાગળીઆં રા-ખી મૂકવા આપ્યાં હતાં તેની આ નકલ હશે. પણ તેમ હોઈ શકે નહીં. કેમકે સોવરસીએ પોતાનો અંત ઘડીની વેદના આવી બારીકીથી લખી ન હોય. આથી ડીટેક્ટીવ હેરાન થયો અને આ વેલફ્યુલુનો ભેદ ખોળી કહા-ડવા તેના સંતોષમાં ખલલ પડયું. તેથી પોતાની જીજ્ઞાસા મો. પ્લૅંટટ પૂરી પાડે એમ યુક્તિ કરવાને એકવાર તેણે ફરીથી પ્રયત્ન કર્યો. તે તેને એક બારી આગળ લેઈ ગયો અને ઘણાજ ભોળપણ બતાવે એવા ચ્હેરે તેણે કહ્યું, "ચાલો આપણે હવે તમારે ઘેર પાછા જઇએ."

"કેમ ? ડૉક્ટર આપણને અહીં મળનાર છેનિ ?"

"હું ધારૂં છું કે મો. ડોમીનીની ખાત્રી કરવા સારૂ આપણને પેલાં કાગળીઆંની જરૂર પડશે."

મો. પ્લૅંટટે દીલગીરી ભરેલો ચ્હેરો કર્યો અને જરા હસ્યો અને ડી-ટેકટીવ તરફ તાકીને જોઈ બોલ્યો, "મો. લેકોક, તમે ઘણા હુંશીઆરછો તથા આ ભેદની બધી કુંચીઓ તમે ખોળી કહાડી છે; હું પણ છેલ્લી કુંચી મ્હારી પાસેજ રાખું એટલો હુંશીઆર છું."

મો. લેકોક બોલ્યો, "મ્હારો કાંઈ એમ કહેવાનો હેતુ નહોતો કે—"

તેના સાથીએ કહ્યું, "હું જાણુંછું કે આ બધી ખબર હું કયાંથી લાવ્યો તે જાણવાને તમે ઘણા ઇંતેજાર છો. તમને યાદ તો હશેજ કે જ્યારે આ વાત મ્હેં પ્રથમ વાંચવા માંડી ત્યારે મ્હેં કહ્યું હતું કે એ વાત ફક્ત

તમારાજ કામને માટે છે અને તે વાંચવાનો હેતુ ફકત એટલોજ હતો કે આપણી શોધ સરળ થાય. આ જે નોંધ લીધેલી છે તે બીલકુલ ખાનગી છે. તથા કાંઈ પણ કાયદા પ્રમાણે સાબીત થઈ શકે એગ નથી. તો તે મો. ડોમીનીને બતાવવાનું શું પ્રયોજન છે? મો. લેકોક, મ્હને તમારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે. તથા હું તમને આબરૂદાર ગણુંછું. તેથી મ્હારી ખાત્રી છે કે જે વાત મ્હેં તમને ખરા વિશ્વાસથી જાહેર કરીછે તે તમે બહાર પાડશો નહીં. હું જે કાંઈ જાહેર કરી શકું તેથી જે ફાયદો થનાર છે તેટલોજ ફાયદો તમારા કહેવાથી થશે. તેમાં તમારા અભિપ્રાયને ટેકો મળે ને બદલ રોબ-લોટનું મડદું છે. તથા તેના ઘરમાં જડી આવેલી દોલત છે. 'જો તેથી પણ મો. ડોમીનીની ખાત્રી નહીં થાય તો બીચારા સોવરસીને જે ઝેરથી મારી નાંખ્યો છે તે ઝેર સાબીત કરી આપવા વચન આપ્યું છે." મો. પ્લેંટેટ અટક્યો તથા આગળ બોલવું કે નહીં તેનો વિચાર કરવા લાગ્યો. આખરે તે બોલ્યો," "ટૂંકામાં મ્હેં જે વાત તમને કહીછે તે ત્યાં કહેવાની મ્હને કાંઈ જરૂર જણાતી નથી."

મો. લેકોકે તેનો હાથ પકડ્યો અને તે દાબ્યો, અને જવાબ દીધો, "કાંઈ હરકત નહીં. તમે મ્હારા ઉપર વિશ્વાસ રાખો."

હવે ડો. ગેન્ડ્રન આવી પહોંચ્યો. તેણે કહ્યું, "કરટોઇસને હવે ઠીક છે. તે ન્હાનાં છોકરાંની પેઠે રૂએ છે, પણ પાછો ઠેકાણે આવશે."

મો. પ્લેંટેટે કહ્યું, "ઇશ્વિર કરે ને એમ થાય. હવે ત્યારે ચાલો આપણે કોરબીલ જઇએ. મો. ડોમીની સ્હવારનો આપણી રાહ જૂએ છે. તે આપણી આવી લાંબી ગેરહાજરીથી ઘણીજ અધીરાઇથી પ્રમત્ત જેવો થયો હશે."

---

## પ્રકરણ. ૨૩ મું.

### માજીસ્ટ્રેટ; તેની કોર્ટ.

મો. પ્લેંટેટે મો. ડોમીનીની અધીરાઇ વિષે જે કહ્યું હતું, તેમાં તેણે લગ. લેશ પણ અતિશયોક્તિ વાપરી નહોતી. કેમકે તે માજીસ્ટ્રેટ ખરેખરો વિકરાળ બની રહ્યો હતો. માજીસ્ટ્રેટનો યોગ્ય પોશાક પહેરી કોર્ટમાં જલદીથી

આવી બેઠો હતો અને લેકોક, ગેન્ડૂન તથા પ્લેંટેટની રાહા જોતો હતો. તેમની આ ઢીલનું કારણ તે સમજી શકતો નહોતો, કેમકે તેનીતો ખાતરીજ થઈ હતી કે વેલફ્રલુલુમાંનો ગુન્હો એક સાધારણ ગુન્હો છે અને તેમાં કાંઇજ ભેદ નથી. પોતાના મતને બીજાઓ મળતા નહોતા આવતા તેથી તે ખિન્ન થયો હતો અને તેથી તેમનો રીપોર્ટ વાંચવાને રાહ જોતો ગુસ્સે થતો હતો, અને તે એટલે સુધી કે તેના કારકુને પણ તેના મનની આ લાગણી જાણી. તેણે સ્હવારનો નાસ્તો પણ કોર્ટમાંજ ખાનગી ઓરડામાં લીધો કે જેથી જેને માટે તે રાહા જોતો હતો તેમને તરતજ મળાય. પણ આ સાવચેતી તેની નકામી ગઈ કેમકે વખતનો ચાલ્યો ગયો અને કોઈ આવ્યું નહીં. કાંઇપણ કામ કરવાને બહાને તેણે ગેસ્પીન તથા બરટોડને બોલાવ્યા અને ફરીથી તેમની જુબાની લીધી. પણ તેમાં તેણે ગઈ રાત્રે સાંભળ્યું હતું તેથી નવું કાંઈજ સાંભળ્યું નહીં. બરટોડે સર્વ પવિત્ર વસ્તુના સોગન ખાઇને કહ્યું કે જે મ્હેં કહ્યું છે તેથી વધારે હું કાંઇજ જાણતો નથી. તેમ ગેસ્પીન પોતાની હઠ પકડી રહ્યો હતો, અને એટલુંજ બોલતો કે "હું જાણું છું કે હું માર્યો જાઉછું; જે તમારે કરવું હોય તે કરો."

આખરે મો. ડોમીની ડીટેકટીવ તથા તેના સોબતીઓ કેમ હજી સુધી ન આવ્યા તેની ખબર કહાડવા એક સવાર મોકલતો હતો એવામાં દ્વારપાળે જાહેર કર્યું કે તેઓ બહાર ઓરડીમાં આવી બેઠાછે. માજીસ્ટ્રેટની અધીરાઈ એવી તો વધી ગઈ હતી અને તેથી જીજ્ઞાસા એવીતો તીક્ષ્ણ બની હતી કે પોતે જેને પોતાનો દરજ્જો કહેતો હતો તે ભૂલી જઈ ખુરશી ઉપરથી ઉઠ્યો અને બારણે લેવા ગયો. તેણે કહ્યું, "તમે કેટલા બધા મોડા આવ્યા?"

મો. પ્લેંટેટે જવાબ દીધો, "પણ એક મિનિટ નવરા બેઠા નથી. અમે રાત્રે સૂતા સરખા પણ નથી."

"ત્યારે કાંઈ તમે ખબર લાવ્યા છો? કાઉન્ટનું મડદું જડ્યું કે શું?"

મો. લેકોકે જવાબ દીધો, "હા, અમે ખબર લાવ્યા છીએ, સાહેબ; પણ કાઉન્ટનું મડદું જડ્યું નથી, અને હું હીંમત ધરીને કહુંછું કે તે જડવાનું પણ નથી અને તે એટલાજ માટે કે તેનું ખૂનજ નથી થયું. ખરેજ, તે કાંઈ આપણે પ્રથમ ધારતા હતા તેમ ખૂનીઓનો ભોગ થઈ પડ્યો નથી પણ પોતે જાતેજ ખૂનીછે."

આ સ્પષ્ટ વચનથી માજીસ્ટ્રેટ પોતાની જગ્યા ઉપરથી ચમકી ઉઠયો. તેણે કહ્યું, " હેં ? એ શું કહોછો ? એ બનેજ કેમ ? "

મો. લેકોક માજીસ્ટ્રેટની રૂબરૂ કદી હસતો નહીં, તેથી તેણે ઠંડે પેટે જવાબ દીધો, " હા, મ્હને લાગેછે કે આપ સાહેબ અડધાએક કલાકસુધી મ્હારૂં કહેવું સાંભળશો તો આ વાત ખરીછે એમ હું આપની ખાત્રી કરી આપીશ." માજીસ્ટ્રેટે ખભા ઉંચા કર્યા, પણ તેથી જરા પણ ન ડગતાં મો. લેકોકે આગળ ચલાવ્યું, "એટલુંજ નહીં, પણ મ્હને ખાતરી થાયછે કે કાઉન્ટ હેક્ટર ડી ટ્રેમોરલ જેને આપ અત્યારે મરણ પામેલો જાણોછો, તેને પકડવાને વારંટ આપ્યા વગર મ્હને આપ અહીંથી જવા દેશો નહીં."

માજીસ્ટ્રેટે ટુંકામાં જવાબ દીધો, "ઠીકછે. આગળ ચલાવો."

મો. લેકોકે પછી શોધ પ્રથમ શરૂ થઈ ત્યારથી પોતે તથા મો. પ્લેંટટે મળી જે જે મુદ્દાઓ ખોળી કહાડયા હતા તે બધાનું યથાસ્થિત વર્ણન કર્યું તેણે કાંઈ એમ નહોતું કહ્યું કે આ વાત મ્હને ફલાણાએ કહી કે આ વાત મ્હેં આ પ્રમાણે જાણી. પણ દરેક હકીકત, દરેક વાત પોતાના વર્ણનમાં યોગ્ય જગાએ ગોઠવી વાર્તા કહેતો હોય તેમ તે બોલ્યો. ડીટેકટીવે પોતાનો દેખાવ તથા રીતભાત ફેરીઆના જેવાંજ ધર્યાં હતાં અને ઝીણા અવાજે બોલતો હતો અને ઠેકાણે ઠેકાણે માન આપવાને "આપ સાહેબ ગહેરબાની કરી જરા ખ્યાલ કરશો," અથવા, "બેઅદબી માફ કરશો," એવાં વાકયો બોલતો. પોતાની વાતમાં કોઈ એવી અસર કરે એવી બાબત આવતી તો તરત વેલફ્રયુલુગાં કરતો તેમ પોતાના ગજવામાંથી ટીકડીઓની દાબડી કહાડતો અને વખતે તેમાંથી એકાદ ટીકડી ખાતો અથવા તે દાબડીના ઢાંકણા ઉપરની છબી તરફ નિહાળતો. જેમ જેમ તેની વાત આગળ ચાલી તેમ તેમ મો. ડોમીનીની અજાએબી વધતી ગઈ અને "હેં ?" "ખરેજ ?" "એ કેમ મનાય ?" એવા આશ્ચર્યના ઉદ્ગાર બોલતો. આખરે ડીટેકટીવે પોતાની વાર્તાનો અંત આણ્યો, ધીમે રહીને એક ટીકડી કહાડી ચાવી ગયો, અને પછી પૂછયું, "હવે આપ સાહેબનો શો અભિપ્રાયછે ?"

મો. ડોમીની પોતે સંતોષ પામ્યોછે એમ કહેત, પણ જો કે પૂરાવો ઘણો તથા સ્પષ્ટ હતો તોપણ પોતાનો પ્રથમનો બાંધેલો અભિપ્રાય એમ કાંઈ પણ મહેનત વગર છોડીદે એવો નહોતો. તોપણ તેણે જવાબ દીધો,

" તે લુચ્ચા રોબલોટના હાથે મો. સોવરસીની બાબતમાં ગુન્હો થયો એમાં તો કાંઇ શક નહીં. કાલે હું ડો. ગેન્ડૂનને સોવરસીનું મડદું ખોદી કહાડી તપાસવાની પરવાનગી આપીશ. "

ડોકટર બોલ્યો, " અને આપે ખાતરી કરી રાખવી કે હું તેમાંથી ઝેર ખોળી કહાડીશ. "

મો. ડોમીનીએ કહ્યું, " ઘણું સારૂં. પરંતુ જો કે મો. ડી ટ્રેમોરલે પોતાના મિત્રને તેની વિધવાને પરણવા સારૂ ઝેર દઈ મારી નાંખ્યો હોય તે ઉપરથી એ શું સાબીત થાયછે કે તેણે પોતાની સ્ત્રીને કાલે મારી નાખી અને પછી નાશી ગયો ? હું તો એમ નથી ધારતો ? "

મો. લેકોકે કહ્યું, " માફ કરો સાહેબ. પણ મ્હારા ધારવા પ્રમાણે મેડમોઇસેલના આ કહેવાતા આપઘાત ઉપરથી તે વિષેનો પૂરાવો મળેછે. "

" તે આપણે ખોળી કહાડવું જોઇએ. પણ આવો ફક્ત સંજોગજ બન્યો હોય તો. "

" પણ મ્હેં ખાતરી કરીછે કે ખૂનની રાત્રે મો. ડી ટ્રેમોરલે પોતાની હજામત કરી હતી. તેની સાબીતી પણ છે. અને વળી તેનો ખાનગી નોકર કહેછે તે પ્રમાણે તેનાં સ્હવારનાં પહેરેલાં બૂટની જોડ જડતી નથી. "

માજીસ્ટ્રેટે કહ્યું, " ધીમે, ધીમે, હું એમ નથી કહેતો કે તમારૂં કહેવું બીલકુલ ખોટું છે. તમે કહોછો તેમ હોઇ શકે. હું તો ફક્ત તમારા કહેવામાં જે જે હરકતો આવી શકેછે તે બતાવુંછું. તોપણ એમ ધારો કે ટ્રેમોરલે પોતાની સ્ત્રીને મારી નાંખી, અને પછી નાશી ગયો અને હજી જીવતો છે. પણ તેથી ગેસ્પીનનું નિરપરાધીપણું સાબીત થાયછે ? "

લેકોકની શોધમાં આ એક ખામી હતી. પણ હેક્ટરનો ગુન્હો સાબીત કરતાં તે બીચારા માળી ઉપર તેણે બહુ લક્ષ નહોતું આપ્યું. તે એમ ધારતો હતો કે ખરો ગુન્હેગાર જડશે એટલે ગેસ્પીનનું નિરપરાધીપણું એની મેળે સાબીત થઈ શકશે. તે એ પ્રમાણે જવાબ દેવા જતો હતો એવામાં બહારથી આવતા કોઈ માણસનાં પગલાંનો અવાજ સંભળાયો. મો. ડોમીનીએ કહ્યું. " સબુર કરો. ગેસ્પીન વિષે આપણે હમણાં કાંઈ અગત્યનું જાણી શકીશું. "

મો. પ્લેંટેટે પૂછ્યું, " કેમ કોઈ નવો સાહેદ જડયોછે ? "

"ના. મ્હેં એક કોરબાલ્નના પોલીસને કાંઇ અગત્યની ખબર કહાડવા મોકલ્યો છે તેની રાહ જોઉછું."

"ગેસ્પીન વિષે?"

"હા, આજ સવારે એક છોકરીએ આવી પોતાના પ્રીતમ ગેસ્પીનની છબી આપી તે મ્હેં એક પોલીસને આપી અને પારીસમાં 'વલ્કન્સ ફોરજીસ'માં જઈ તે દેખાડી, કોઇએ એ માણસને જોયોછે તથા કાંઈ વસ્તુ ખરીદ કરીછે, એવી ખબર કહાડવા મોકલ્યોછે."

મો. લેકોકને આથી ઇર્ષા ઉત્પન્ન થઈ. તેથી જરા ગુસ્સાનો ચાળો કરી કહ્યું, "હું દીલગીર છું કે આપને મ્હારામાં આટલો બધો અણુ-વિશ્વાસ છે કે તેથી મ્હને મદદગાર આપોછો."

માજીસ્ટ્રેટે જવાબ દીધો, "પણ તમે કાંઈ સર્વવ્યાપી નથી. તમે હુંશીઆરછો, પણ તમે અહીં નહોતા અને હું ઉતાવળમાં હતો."

"એક ખોટું પગલું વખતે પાછું લેઈ શકાતું નથી."

"તેની તમે નિરાંત રાખો. મ્હેં એક હુંશીઆર માણસને મોકલ્યોછે."

આ વખતે બારણું ઉઘડયું અને એક પોલીસનો સીપાઈ ઉમરામાં આવીને ઉભો. તે ચાળીશેક વર્ષનો, કદાવર, લશ્કરી દેખાવનો, મ્હોટી મૂછ તથા જાડાં ભવાં વાળો હતો. તેના મ્હોં ઉપર ખબરદારીનાં ચિન્હો દેખાતાં હતાં પણ ઉંડી પહોંચ નહોતી. ફક્ત તેના દેખાવથીજ માણસોમાં વ્હેમ ઉત્પન્ન કરતો અને તેમને ચેતવતો. તે આવતાંવારજ બોલ્યો, "હું સારા સમાચાર લાવ્યોછું, સાહેબ. હું પારીસ કાંઈ અમસ્થોજ જઈ આવ્યો નથી. તે લુચ્ચા ગેસ્પીન વિષે આપણે ખરા હતા."

મો. ડોમીનીએ વખાણની નજર કરી તેને ઉત્તેજન આપ્યું. તેણે કહ્યું, "જો ગોલર્ડ, બરોબર અનુક્રમે વાત કરજે. મ્હારા કહેવા પ્રમાણે પ્રથમ તું 'વલ્કન્સ ફોરજીસ' માં ગયો, કેમ?"

"તરતજ, સાહેબ"

"ઠીક. તેમણે ગેસ્પીનને જોયો હતો?"

"જી હા. ૮ મી જુલાઇને બુધવારે સાંજરે."

"કેટલા વાગે?"

"આસરે દસ વાગતે. તેમણે દુકાન બંધ કરી તેની થોડીવાર પહેલાંજ.

તેથી તેઓએ તેને બરોબર જોયો હતો."

"અને કોણે તે છબી ઓળખી ?"

"તે દુકાનમાંના ત્રણ જણાએ. ગેસ્પીનની રીતભાતથી તેઓએ તેને નિહાળ્યો હતો. તે અડધો પીધેલ જેવો હતો. તેણે બહુ વાતચિત કરી હતી અને બધો સામાન ત્યાંથીજ લેવાનું વચન આપ્યું હતું. તેણે કહ્યું કે જો તમે તમારી કીંમતમાં ઘટાડો કરશો તો 'ગેન્ટીલ જારડીનીઅર' નામની પેહેડીની ઘરાકી બાંધી આપીશ કેમકે તેના ઉપરીનો મ્હારા ઉપર ઘણો વિશ્વાસ છે અને તેમને બગીચા સબંધીના તમામ ઓજારો જોઇએ છે."

મો. ડોમીનીએ પોતાની પાસે પડેલાં કાગળીઆં તપાસ્યાં. તેને તેમાં-થી માલમ પડ્યું કે આ 'ગેન્ટીલ જારડીનીઅર'ની પહેડીમાંથીજ આ નોકરી તેને મળી હતી. આ વાત લખ્યા પછી તેણે કહ્યું "ગેસ્પીનજ ત્યાં ગયો હતો, તે તો સાબીત થયું. ગેસ્પીન બુધવારે રાતરે 'વલ્કન્સ ફોરજીસ'માં નક્કી હતો."

મો. લેકોકથી રહેવાયું નહીં તેથી તે બોલ્યો, "તેથી તો ગેસ્પીનના હકમાં ફાયદો થયો."

માજીસ્ટ્રેટે આ સાંભળ્યું અને જો કે એ એને નવાઈ જેવું લાગ્યું તોપણ તેના તેણે અખાડા કર્યા, અને પોતાના માણસને પૂછ્યું, "પછી ? તેમણે ગેસ્પીને શું લીધું તે વિષે કાંઈ કહ્યું. ?"

"જી હા, તે દુકાનદારોને બરોબર યાદ છે. તેણે પ્રથમ હથોડી લીધી, પછી કરવત અને પછી રેતરડી લીધાં."

મો. ડોમીનીએ કહ્યું, "હા, તે અમે જાણીએ છીએ. પછી ?"

"પછી—" અહીં તે સીપાઇએ પોતાના સાંભળનારાઓને અસર થાય એટલા સારૂ કરૂણ દેખાવ ધારણ કરી ડોળા ફેરવ્યા અને જાણે પોતે વેશ ભજવતો હોય તેમ બોલ્યો, "તેણે પછી એક છરો લીધો !"

મેજીસ્ટ્રેટે જાણ્યું કે હું લેકોકને જીતુંછું તેથી તેણે કચડાગીમાં કહ્યું, "કેમ હવે તમારા મિત્ર ગેસ્પીન વિષે શું ધારોછો ? આ પ્રમાણીક અને ભલો જુવાન માણસ જેણે ગુન્હો થયો તેની સાંજરે લગનની મોજ મઝા છોડી હથોડી, કરવત અને છરો—ટુંકામાં ખૂન કરવામાં તથા પછી મડદું છુંદી નાંખવામાં કામ આવે એવાં હથીઆરો ખરીદ કર્યાં તેને માટે હવે તમે શું ધારોછો ?"

આ સાંભળી ડો. ગેન્ડૂન નારાજ થયો, પપા પ્લૅટેટના મ્હોં ઉપર જરા હાસ્યનાં ચિન્હ જણાયાં. લેકોક શાંત રહ્યો. તેને લાગ્યું કે આ બધા સવાલોનો જવાબ એકજ શબ્દથી આપી તેમને તોડી પાડવા જોઇએ. પણ પોતાનો ઉતરતો દરજ્જો જાણી નિરર્થક સવાલોમાં વખત ખોવાની તેને જરૂર પડી, એવી મતલબથી કે તે વખતનો બીજી રીતે ઉપયોગ કરવો. તેથી તેણે ઘણીજ નમ્રતાપૂર્વક જવાબ દીધો, "હું ધારૂછું કે સાહેબ, વેલફ્યુલુના ખૂનીઓએ હથોડી, કરવત કે રેતરડીનો ઉપયોગ કર્યો નહોતો. તેઓ કાંઇજ બહારથી લાવ્યા નહોતા—"

માજીસ્ટ્રેટે ઘણીજ કચડાગીમાં પૂછ્યું, "શું તેમણે છરાનો ઉપયોગ નહોતો કર્યો ?" તેણે જાણ્યું કે આપણે ખરા રસ્તા ઉપર છીએ.

લેકોક ધીમે ધીમે અધીરો થવા મંડયો. તેણે કહ્યું, "હા, એ એક સવાલ છે. પણ તેનો જવાબ દેવો અઘરો છે." પછી કોરબીલ પોલીસ સીપાઈ તરફ ફરીને એકદમ બોલ્યો, "બસ, આથી વધારે કાંઈ જાણેછે કે આટલુંજ ?"

આ ન્હાના પારીસના માણસને પોતાને આમ સવાલ કરતાં સાંભળી તેની તરફ તે કદાવર જાડા ભવાંવાળા સીપાઇએ તુચ્છકારની નજરે જોયું. તેણે જવાબ દેતાં એટલો વીલંબ લગાડયો કે મો. લેકોકે વધારે સખ્તપણે સવાલ કર્યો.

આખરે ગોલર્ડે જવાબ દીધો, "હા, એટલુંજ. અને હું ધારૂછું કે તે બસછે. માજીસ્ટ્રેટ સાહેબ પણ એમ ધારેછે. અને એજ સાહેબ મ્હને હુકમ કરેછે. અને તેમનાંજ વખાણની મ્હને દરકાર છે."

મો. લેકોકે ખભા ઉંચા કર્યા અને બોલ્યો, "ઠીક છે, જોઇએ આપણે. જે છરો ગેસ્પીને ખરીદ કર્યો તેનું કદ તથા આકાર પૂછયાં હતાં ? તે લાંબો હતો કે ટુંકો, પહોળો કે સાંકડો ?"

"ના, એ નહોતું પૂછ્યું. તેની શી જરૂર છે ?"

"ફક્ત એટલીજ, ભલા આદમી, કે જે ઘા વાગ્યા હતા તેનું કદ આ છરાના કદ સાથે સરખાવાય, અને ખાતરી કરાય કે તે છરોજ જો વાપર્યો હોત તો તેના હાથાનું કદ કાઉન્ટેસના શરીર ઉપર ઘાની આસપાસ જે નીશાન પડયુંછે તેને મળતું આવત."

"તે હું ભૂલી ગયો, પણ તે નક્કી કરી શકાશે."

"અલબત્ત, ભૂલ થાય તે માફ થઈ શકે. પણ ગેસ્પીને કેવી જાતના પૈસા આપી તે હથીઆર ખરીદ કર્યાં, તે તો તેં ખબર કહાડી હશેજ."

તે કારબીલનો સીપાઈ એવો ગભરાયો કે નીચે પડયો તથા ચીડાયો. તેથી માજીસ્ટ્રેટ તે જોઈ વચ્ચે પડયો. તેણે કહ્યું, "એ પૈસાની વાત કાંઈ જરૂરની મ્હને જણાતી નથી."

મો. લેકોકે જવાબ દીધો, "માફ કરો સાહેબ. હું આપના મતને મળતો નથી આવતો. આ વાત તો ઉલટી ઘણી અગત્યની છે. કેમકે ગેસ્પીનની સામે કીયો પૂરાવો ભારેછે? તેના ગજવામાંથી પૈસા જડયા તે. તો ધારો કે તેણે તે વખતે ૧૦૦૦ ફ્રાંકની નોટજ વટાવી હોય તો આ પૈસા તે નોટમાંથી વધેલા હોય તે હોવા જોઇએ. તો તે પૈસા ખૂન કર્યાં પછીની લૂંટમાંના નહીં હોય, કેમકે તે વખતે દસ વાગતે ખૂન થયું નહોતું. ત્યારે એ પૈસા આવ્યા કયાંથી? મ્હારે હમણાં કાંઈ એની સાથે લેવા દેવા નથી. પણ જો હું ધારૂંછું તે ખરૂં હોય તો ગેસ્પીનના ગજવામાંથી જે પૈસા જડયાછે તે પેલી નોટ વટાવેલી તેમાંથી બાકી રહેલા હોવા જોઇએ."

મો. ડોમીનીએ મીજાજમાં કહ્યું, "એ એક અભિપ્રાય છે, કે બીજું કાંઈ?"

"એ ખરૂં પણ તે વખતે ખરી વાત બની શકે. હવે મ્હારે આને પૂછવાનું એટલુંજ રહ્યું કે ગેસ્પીન એ વસ્તુઓ શી રીતે લેઈ ગયો? તે તેણે ફક્ત પોતાના ગજવામાં મૂકી દીધી કે તેની એક બીંદડી કરી, અને જો બીંદડી કરી તો કેવી રીતે?"

ડીટેકટીવ તીક્ષ્ણ અવાજે તથા ઘણીજ કચડાગીમાં બોલ્યો અને કારબીલના સીપાઇને એટલોતો બ્હીવડાવ્યો કે તે પોતાનું ઉદ્ધતપણું બીલકુલ ભૂલી ગયો. તે બીચારો તુટક અવાજે બોલ્યો, "તે કાંઈ એમણે મ્હને કહ્યું નહીં, મ્હેં જાણ્યું,—"

આ પોતાના ધંધાના માણસની બેવકુફી માફ ન થઇ શકે એવી હોય તેમ મો. લેકોકે પોતાના બે હાથ ઉંચા જોડયા અને પરમેશ્વરની મદદ માંગી. પણ અંદર ખાનેથી તો મો. ડોમીનીના પોતાને માટેના તિરસ્કારનું વેર લેવાની આ તક મળી તેથી ઘણોજ ખૂશી થયો. પોતે કાંઈ માજીસ્ટ્રેટને તો

કહી શકતો નહોતો, પણ તેના નોકરની મશ્કેરી કરવાનો તેને અધિકાર હતો. તેથી તેણે કહ્યું, "ત્યારે તું પારીસ શું કરવા ગયો હતો? વલ્કન્સ ફેરફ્જીસના માણુસોને છબી બતાવવા તથા આ ખૂનની વાત કરવા કે? તે લોકોએ અલબત્ત તારો ઉપકાર માનવો જોઇએ. પણ મો. પ્લૅંટટની ચાકરડી મેડેમ પીટીટે પણ તેટલું તો કર્યું હોત."

કોરબીલનો સીપાઈ આ સાંભળી જાગૃત થયો. આ પ્રમાણે પોતાની હાંસી થતી તે ખમી શક્યો નહીં. તે ગુસ્સે થયો અને ગુસ્સામાંજ જવાબ દીધો, "સંભાળીને બોલો, નહીંતો—"

ડીટેકટીવે તેને અટકાવીને કહ્યું, "બસ, બસ, વધારે બકવા નહીં કર. કોની સાથે તું વાત કરેછે તે તું જાણેછે? હું મો. લેકોકછું."

આખા પોલીસના લશ્કરમાં પ્રખ્યાત પામેલા આ નામની અસર જાદુના જેવી થઈ. તે કોરબીલનો સીપાઇએ પોતાના હાથ નીચા પાડ્યા, અને તાબે થઈ ગયો. આવા મહાપુરૂષને હાથે હાંસીનાં વચનો સાંભળવામાં પોતાને માન મળ્યું સમજ્યો. અને માન તથા પ્રેમાનંદના સ્વરે તે બોલ્યો, "શું આપ મો. લેકોકછો?"

"હા, હું લેકોક છું, પણ દીલગીર ન થઇશ. કાંઇ મ્હારે તારા ઉપર વેર નથી. તું હજી તારો ધંધો બરોબર જાણતો નથી. પણ તેં મ્હને સારી મદદ કરીછે. ગેસ્પીનનું નિરપરાધીપણું સાબીત કરવા સારૂ તું એક ઉત્તમ મુદ્દો લેઈ આવ્યોછે."

મો. ડોમીની આં જોઈ મનમાં ખિન્ન થયો. પોતાનો માણસ દુશ્મન તરફ ગયો, અને વિના તકરારે તેનાથી હુંશીઆર ઉપરીને શરણ થઈ ગયો, તેથી તે મનમાં બળ્યો. પણ મો. લેકોક ગેસ્પીનના નિરપરાધીપણા વિષે વળી બોલ્યો તે તે સાંખી રહ્યો નહીં, કેમકે તેને તો પોતે ગુન્હેગારજ ગણુતો હતો. તેણે પૂછ્યું. "એવો કીયો મ્હોટો મુદ્દો તમને મળ્યોછે તે મને કહેશો જરા?"

પોતાના અભિપ્રાયોનું અસંભવિતપણું ઓછું થતું ગયું, તેમ તેમ મો. લેકોક જરા ગાર્વિષ્ટ થતો ગયો અને તેનીજ અસરમાં તે બોલ્યો, "તે સ્પષ્ટ માલમ પડેછે. તમને યાદજ હશે કે જ્યારે આપણે વેલફ્રુલુમાં હતા ત્યારે શયનગ્રહમાં પડેલી ઘડીઆળમાં ત્રણ ઉપર વીસ મીનીટ થઈ હતી.

એમાં કાંઈ કપટ હશે, એમ ધારી તેને વગાડી જોયું. તમને યાદછે? ઘડીઆળમાં ૧૧ વાગ્યા. તે ઉપરથી આપણી ખતારી થઇ કે ગુન્હો તે પહેલાં થયો હતો. હવે જો ગેરપીન ૧૦ વાગતે " વલ્કન્સ ફોર્જીસ " માં હતો તો મધરાત પહેલાં તે વેલફ્રુચુલુમાં જઈ શકે નહીં. તેથી ખૂની એ નથી. " પછી આ પ્રમાણે બોલી ડીટેકટીવે પોતાના ગજવામાંથી દાબડી કહાડી અને એક ટીકડી ચાવી ગયો, અને માજીસ્ટ્રેટના સામું જોયું; જાણે એમ કહેતો હોયની કે " આવો, હવે નીકળો આમાંથી, જોઉં તો ખરો. "

જો મો. લેકોકનું કહેવું ખરૂં હોય અને તેની સામે વાંધો ઉઠાવવા જેવું કાંઇજ રહ્યું નહોતું તો માજીસ્ટ્રેટના અભિપ્રાયનું તો કાંઇજ રહ્યું નહીં. તોપણ પોતે હગાયો હતો એ તેણે કબુલ કર્યું નહીં. ઘણાજ વિચાર કર્યા પછી પોતે અભિપ્રાય બાંધેલો તે એકદમ છોડી શકયો નહીં. તેથી તેણે કહ્યું, " હું એમજ કહેતો નથી કે ગેરપીન એકલોજ ગુન્હેગાર છે. તે ફકત મદદગાર હશે. અને તે હતોજ. "

" મદદગાર ? નહીં, સાહેબ, તે ખૂનીનો ભોગ હતો. અહા ! ટ્રેમોરલ ઘણો લુચ્ચો છે. ઘડીઆળની તેની યુક્તિ હજી શું આપને સમજાતી નથી ? ખૂન ખરેખરૂં થયું તેના કરતાં પાંચ કલાક મોડું થયુંછે એમ બતાવવામાં શું કારણ હશે એ મ્હને બરોબર પ્રથમ સમજાયું નહોતું. પણ હવે તે સાફ સમજાયછે. ગેરપીનને ગુન્હેગાર ઠરાવવાને માટે ગુન્હો મધ્ય રાત્રી પછી બન્યો હોય એમ દેખાડવાની જરૂર હતી અને—" મો. લેકોક એકદમ અચકયો, અને કોઈ નવોજ વિચાર આવ્યો હોય એમ પહોળું મ્હોં અને સ્થિર આંખે ચૂપ રહ્યો.

મો. ડોમીની પોતાના અભિપ્રાયને ટેકા રૂપ કાંઇ જડી આવેછે કે નહીં તે જોવાને મુકદમાનાં કાગળીઆં તપાસતો હતો તેથી તેણે આ વાત જોઈ નહીં. તેણે પૂછ્યું, " ગેરપીને રાત કયાં કહાડી તે વિષેનો હેવાલ તે આપવાને ના કહેછે તેનું શું કારણ ? "

મો. લેકોક પાછો હતો એવો થયો હતો. અને મો. પ્લેંટટ તથા ગેડ્રન જે તેને તપાસીને જોતા હતા તેમણે તેના મ્હોં ઉપર ફત્તેહનું હાસ્ય આવતું જોયું. જે વાત અત્યાર સુધી અંધારામાં રહી હતી તે તે અજવાળામાં લાવી શકયો હતો. તેણે જવાબ દીધો, " ગેરપીન હઠ કરી બોલતો

નથી તેનું કારણ હવે મ્હને સમજાયછે. અને હું તે સમજાવી શકુંછું. હજી પણ તે જો બોલે તો હું અજાએબ પામીશ. "

મો. ડામીની ડીટેકટીવના આ બોલવાનો અર્થ ઉલટી રીતે સમજ્યો. તેણે જાણ્યું તે મારી ઠેકડી કરેછે. તેથી તેણે કહ્યું, "ગેસ્પીનને વિચાર કરવાને બાર કલાક મળ્યાછે તે દરમ્યાનમાં શું તેણે પોતાનો બચાવ કેમ કરવો એ શોધી કહાડયું નહીં હોય ? "

ડીટેકટીવે શક ભરેલી રીતે ડોકી ધુણાવી. તેણે જવાબ દીધો, "ના, એમ નથી. આપણો કેદી બચાવ વિષે કાંઇ પણ દરકાર કરતો નથી એમ મ્હારી ખાતરી છે. "

મો. ડામીનીએ કહ્યું, " એ બોલતો નથી તેનું કારણ એજછે કે તેને બચાવ કરવાની રીત હજી જડી નથી. "

" ના, ના, સાહેબ, આપ ખરેખરૂં માનજો કે તે કાંઈ પણ એવી મહેનત કરતો નથી. મ્હારા ધારવા પ્રમાણે તે એક લુચ્ચા માણસનો ભોગ થઈ પડયોછે. ટ્રેમોરલે તેને ખાડામાં નાંખવાને બરોબર યુક્તિ કરીછે. તે તે ખાડામાં પડયો છે અને તે એમ ધારેછે કે એ ખાડો એટલો ઉંડો છે કે માં-હેથી બહાર હવે નિકળાશે નહીં. તેની એમ ખાત્રી થઇછે કે જો વધારે મહેનત કરીશ તો વધારે હરકત આવશે. "

મો. પ્લેંટરે કહ્યું, " હું પણ એમજ ધારૂંછું. "

આથી મો. લેકોક ઉત્તેજીત થઈ બોલ્યો, " ખરેખરો ગુન્હેગાર, કાઉન્ટ હેકટર, છેલ્લી ઘડીએ ભાન ભૂલ્યો હતો, અને તેથી પોતે ઘણીજ અક્કલ બાંધી યોજેલી યુક્તિ પૂરી પાડી શકયો નહીં. આપણે એ ભૂલી ન જવું જોઇએ કે તે શકિતમાન છે, કાંઇ પણ કામ કરતાં વિચાર કરે એવો નથી. અને તે-નામાં લુચ્ચાઈનો ભંડાર છે. તે જાણેછે કે ન્યાયને જ્યાં ત્યાં એક ગુન્હેગાર જોઇએ, અને જ્યાં સુધી ગુન્હેગાર પકડાતો નથી ત્યાં સુધી પોલીસ તેની તપાસ કર્યાં કરેછે. તેથી જેમ કોઈ શીકારી ઉપર રીંછ ધસી આવતું હોયછે તેના પંજામાંથી બચવા એકાદ હાથનું મોજું નાંખેછે તેમ તેણે આપણા રસ્તામાં આ ગેસ્પીનને મૂકયો. તેણે કદાચ એમ ધાર્યું હશે કે ગેસ્પીનનો જીવ જોખમમાં નહી પડે. એતો ગમે તેમ હોય પણ આમ કરવાથી તેણે જાણ્યું કે વખત મળશે. એટલે પેલું રીંછ મોજાંને સુંઘેછે તથા ફાડી ટુકડા

કરેછે તે દરમ્યાનમાં શીકારીને વખત મળેછે અને નાશી જાયછે અને આશ્રયની જગાએ જઇને બેસેછે. ટ્રૂમોરલે એમજ કરવાનો ઇરાદો રાખ્યો હતો."

ફોરબીલનો સીપાઈ મો લેકોક કહેતો હતો તે તનમનથી સાંભળતો હતો. પોતાના ઉપરીના શબ્દે શબ્દ બરોબર તેણે સાંભળ્યા. તેણે પોતામાંના કોઇને પણ આમ ઉમંગથી તથા ખાતરીથી બોલતાં સાંભળ્યા નહોતા. મો. પ્લૅટેટ તથા ડો. ગેન્ડ્રન લેકોકના વર્ણનમાં ડોકી ધુણાવી તેને જેમ જેમ ટેકો આપતા ગયા તેમ તેમ તે પોલીસનો સીપાઈ જાણે મો. લેકોકની ફત્તેહમાં પોતાનો પણ ભાગ હોય તેમ ટટાર થઈ ઉભો. તેમ પોતાના મનમાં ઘણોજ માનવંતો થઈ પડયો, કેમકે તેણે જાણ્યું કે આવા સરદારના હાથ તળે નોકરી કરીએ છીએ તે કાંઈ ઓછું માનવંતુ નથી, અને તેથી હવે તે પોતાના ઉપરીના મત કરતાં બીજો કોઈ મત ધરાવતો નહોતો. પણ તે માજીસ્ટ્રેટને ખાતરી કરવી એ કાંઈ સહેલું નહોતું.

માજીસ્ટ્રેટે પૂછ્યું, " તમે કહોછો તેમ હોઈ શકે એટલુંજ માત્ર, પણ તમે ગેસ્પીનનું મ્હોં જોયું હતું કેની ?"

"હા, પણ તેથી શું સાબીત થાયછે? ધારો કે કાલે તમારા અને મ્હારા બે જણ ઉપર કાંઈ મ્હોટું તહોમત મૂકીને પકડે તો આપણું મ્હોં કેવું થાય?" ડોમીનીએ ભવાં ઉંચાં ચ્હડાવ્યાં. તેને આ ઉદાહરણ પસંદ પડયું નહીં. " અને આપણે તો ન્યાયની રીત જાણીએ છીએ. મ્હેં જ્યારે રૂ મેરીગનનમાંના નોકર લેન્સકોટને પકડયો ત્યારે તેના પહેલા શબ્દો એ હતા કે " ચાલો, આપણે સપડાયા." જ્યારે પપા ટેબેરેટે તથા મ્હેં વાઇકાઉન્ટ ડી કોમેરીનને વિધવા લીરૂજના ખૂનનાં કામમાં પકડયો ત્યારે તેણે કહ્યું હતું કે હું માર્યો ગયો. " જોકે તેમાંનો કોઇપણ અપરાધી નહોતો. તે વાઇકાઉન્ટ તથા નોકર એ બે જણાએ જાણ્યું કે ન્યાય આડે રસ્તે જશે, અને પોતા ઉપર મૂકાયલા આરોપો ખોટા પાડવાનો કાંઈ ઉપાય ન જડયો એટલે નિરાશાને તાબે થયા હતા."

મો. ડોમીનીએ કહ્યું, " પણ એ નિરાશા બે દીવસ પણ રહેતી નથી."

મો. લેકોકે આનો જવાબ ન દીધો પણ વધારે ઉમંગમાં આવી પોતાની વાત આગળ ચલાવી. " તમે તથા મ્હેં ઘણા કેદીઓ જોયાછે અને તેથી આપણે જાણીએ છીએ કે દેખાવ ઉપર કેટલો ભરોંસો રાખવાનો છે?

કોઈ કેદીના દેખાવ ઉપરથી વિચાર બાંધવો એતો બેવકુફી કહેવાય. જે લોકો " નિર્દોષતાના અવાજ " વિષે બોલેછે તે ગુન્હાથી ઝાંખા પડતાં મ્હોં વિષે બોલનાર જેવાજ મૂર્ખ હોયછે. કમનસીબે ગુન્હો કે નિર્દોષતાને દેખાવજ નથી. તે સાઇમન છોકરી ઉપર પોતાના બાપનું ખૂન કરવાનું તહોમત મૂકયું હતું. તે બાવીસ દીવસ સુધી કાંઈ બોલી નહીં. અને તેવીસમે દીવસે ખરેખરો ગુન્હેગાર પકડાયો. સીલવીયનના કામમાં પણ—"

ડીટેકટીવને આમ બોલતો અટકાવાવાને મો. ડોમીનીએ ટેબલ ઉપર જરા કલમ ઠોકી અવાજ કર્યો. મનુષ્ય માત્રને પોતાના મતને ઘણી હઠથી વળગી રહેવાની ટેવ હોયછે. તેમાં મો. ડોમીની માજીસ્ટ્રેટ તરીકે તો ઘણોજ હઠીલો હતો. પરંતુ ફરજ બજાવવામાં જો હઠ છોડી દેવી પડતો તે છોડી દેતો. મો. લેકોકની દલીલોથી તેનો મત ફર્યો નહોતો. પણ તે ઉપર તપાસ કરી વાંધો બતાવવો જોઇએ, નહીંતો પોતે હાર્યો એમ કબુલ કરવું જોઇએ. તેણે ડીટેકટીવને કહ્યું, " તમે અહીં વકીલાત કરોછો. એમ કરવાની કાંઈ જરૂર નથી. આપણે કાંઈ જડજ તથા બારીસ્ટર નથી. આપણા બંનેનો એકજ પ્રમાણીક વિચારછે. આપણે બન્ને પોત પોતાના કામમાં સત્ય ખોળવા તત્પર છીએ. જ્યાં મ્હને વાદળાં દેખાયછે ત્યાં તમે પ્રકાશ જૂઓછો. અને હું તથા તમે ભૂલ પણ કરતા હઇએ." પછી સંપૂર્ણ બહાદુરીથી તેણે પૂછ્યું, " ત્યારે કહો, મ્હારે શું કરવું જોઇએ."

મો. ડોમીનીના આ પ્રયત્નના બદલામાં મો. પ્લૅટટે તથા ડાક્ટરે વખાણની નજરે જોયું. પણ મો. લેકોકે એકદમ જવાબ દીધો નહીં. પોતાને હજી ઘણી વાત કહેવાની હતી. પણ દલીલો આપવાનો હવે વખત નહોતો. અત્યારે તો કાંઈ બનાવ અથવા ખરેખરી સાબીતી દેખાડવાની હતી. તે કેમ કરી શકાય? તેને સારૂ તે યુક્તિ શોધતો હતો. મો. ડોમીનીએ ફરીથી પૂછ્યું, " કેમ?"

ડીટેકટીવે એકદમ જવાબ દીધો, " અહા! હું ગેરપીનને બે ત્રણ સવાલ પૂછું તો કેમ?"

મો. ડોમીનીએ ભવાં ચ્હડાવ્યાં. કેમકે આ મગરૂબીનું વાકય તેને લાગ્યું. કાયદા પ્રમાણે કેદીઓને માજીસ્ટ્રેટજ તેના કારકુનની મદદથી સવાલ પૂછી શકે. પણ તેમની એકવાર જુબાની લીધા પછી સાક્ષીઓ બોલાવી

શકાયછે. તેમ પોલીસને માટે પણ અપવાદ કરેલાછે. મો. ડોમીનીએ વિચાર કર્યો, અને કોઈ આવો દાખલો પહેલાં બન્યો છે કે નહીં તે યાદ કરવા લાગ્યો. આખરે તેણે કહ્યું, "તમે કહોછો તેમ કરવા દેવાને કાયદા તરફથી કેટલી છૂટછે તે હું બરોબર કહી શકતો નથી. તોપણ સત્ય શોધી કહાડવા કોઈ પણ યુક્તિ કામે લગાડવી જોઇએ તેથી ગેસ્પીનને તમે સવાલ પૂછો તેની જુમેદારી હું મ્હારે શીર ચ્હડાવુંછું." તેણે ઘંટડી વગાડી અને ગેસ્પીન હજી કોર્ટનાજ મકાનમાંછે એમ ખાતરી કરી તેને તરતજ બોલાવ્યો.

મો. લેકોક અત્યાનંદ પામ્યો. મો. ડોમીની જેવા પોતાના હક જાળવવા સારૂ હમેશાં તત્પર માજીસ્ટ્રેટ ઉપર આટલી જલદીથી જીત મળશે એમ એને છટ્ઠે ખૂણે પણ નહોતું લાગતું. તેણે વિશ્વાસતપણે કહ્યું, "ગેસ્પીન હવે બોલશે. તેની જીભ છુટી કરવાની મ્હારી પાસે ત્રણ યુક્તિ છે. તેમાંની એક જરૂર ધારેલી અસર કરશે. પણ તે આવે તે પહેલાં મ્હારે એક વાત જાણવી જોઇએ. સોવરસીના મૃત્યુ પછી ટ્રેમોરલ કોઇ પણ દીવસ જેનીને મળ્યો હતો?"

મો. પ્લેંટટ ચમકયો અને બોલ્યો, "જેની?" પણ તરતજ સ્થિર થઇ કહ્યું, "હા, તે તેને ઘણીવાર મળ્યો હતો. 'બેલઇમેજ'માં તે દીવસે જે તકરાર થઈ હતી તે પછી તે ખરી રંડીબાજીમાં પડી. તેને પશ્ચાત્તાપ થયો કે કેમ તે કાંઈ કહી શકાય નહીં. કદાચ તેને લાગ્યું હશે કે મ્હારી આ વર્તણુકથી સોવરસીનું મૃત્યુ થયું હશે, અથવા તેને એમ પણ વ્હેમ આવ્યો હોય કે તેને ઝેર દઇને મારી નાંખ્યો હશે. પણ એતો ખરૂં કે તેણે તરતજ દારૂ પીવો શરૂ કર્યો અને કાઉન્ટને હેરાન હેરાન કર્યો. કાઉન્ટને એનાથી ત્રાસ ઉપજ્યો. જ્યારે જેનીના બધા પૈસા ઉડી ગયા ત્યારે તેણે હેકટર પાસે બીજા માગ્યા અને તે તેણે આપ્યા. એક વખત તેણે પૈસા આપવા ના પાડી પણ તેજ દીવસે સાંજરે દારૂ પુષ્કળ પી પ્રમત્ત બની તેને ઘેર ગઈ અને ત્યાં એવું ધાંધળ કરી મૂકયું કે મહા પરાણે તેને તે કહાડી શકયો. ટુંકામાં તે કાઉન્ટ તથા બર્થા વચ્ચેના સબંધથી વાકેફ હતી અને તે વાત બહાર પાડવાની તે ધમકી આપતી હતી. તે પછી તો તેણે પૈસા કર લેતી હોય એમ માગવા માંડયું. તેણે મ્હને આ બધી હરકતોની વાત કરી હતી. અને એમ પણ જણાવ્યું હતું ગમે તેમ કરીને એને કોઈ જગાએ પૂરી રાખવી જોઇએ. પણ

તે તેનાથી થયું નહીં."

"તેઓ છેલ્લી વારનાં ક્યારે મળ્યાં તે તમે જાણોછો ?"

ડોકટરે કહ્યું, "હા, એને ત્રણ અઠવાડીઆં પણ નહીં થયાં હોય. હું મેલન કામ સારૂ ગયો હતો અને ત્યાં હોટેલની બારીએ કાઉન્ટને તથા આ છોકરીને સાથે ઉભાં રહેલાં જોયાં હતાં. જ્યારે તેણે મ્હને જોયો ત્યારે તેણે માથું અંદર ખેંચી લીધું."

ડીટેકટીવે કહ્યું, "ત્યારે હવે કાંઇજ શક નથી."

તરતજ ગેસ્પીન ફીક્કે ચ્હેરે તથા કંગાળ સ્થિતિમાં બે સીપાઇઓની વચમાં આવી ઉભો. માજીસ્ટ્રેટે કહ્યું, "કેમ, હવે કાંઈ બોલવાનો વિચાર કર્યો છે કે નહીં ?" કેદીએ કાંઇજ જવાબ દીધો નહીં. "તારે વિષે કાંઈ કહેવાનો વિચાર કર્યો છે કે નહીં ?"

ગેસ્પીનને એટલોતો ક્રોધ ચ્હડયો કે તે ધ્રુજ્યો અને ઘણાજ જાડા અવાજથી બોલ્યો. "બોલું ? શા માટે ?" પણ તરતજ જાણે પોતાના કમનસીબને આધીન થઈ ગયો હોય એમ બોલ્યો, "અરે પરમેશ્વર ! મ્હેં ત્હારો શો ગુન્હો કર્યો છે કે તું મ્હને આમ રીબાવેછે ? તમારે મ્હારી પાસે શું કહેવડાવવું છે ? કે મ્હેં ગુન્હો કર્યો હતો ? એજ તમારે કહેવડાવવું છે ? લ્યો, ત્યારે, હા, હું ખૂનીછું. હવે તમે સંતોષ પામ્યા ? ત્યારે હવે મ્હારૂં માથું કાપી નાંખો, અને તે જલદીથી. મ્હારાથી આ કષ્ટ સહન નથી થતું."

આ અણધારેલા વચનોથી સર્વ કોઈ ચૂપાચૂપ થઈ ગયું. શું ? તેણે પોતે ગુન્હો કર્યોછે એમ કબુલ કર્યું ? મો. ડોમીની વિવેકી હતો તેથી ખુશીમાં આવી હસ્યો નહીં. પણ તે આ એકાએક કહેલા વચનોથી આશ્ચર્ય પામ્યો. ડીટેકટીવ પણ આશ્ચર્ય પામ્યો હતો પણ તે પોતાનું મગજ ઠેકાણે રાખી શકયો. તે ગેસ્પીનની પાસે ગયો અને ખભા ઉપર હાથ ઠોકીને પિતા પૂત્રને કહેતો હોય તેમ બોલ્યો, "આજે તું કહેછે તે ખોટું છે. તું શું એમ જાણેછે કે માજીસ્ટ્રેટ સાહેબને કાંઈ તારા ઉપર ખાનગી વેર છે ? નહીં. ખરૂં કેની ? તેમ મ્હારી પણ શું એવી મરજી તું ધારેછે કે તું ફાંશીએ જાય ? નહીંજ. એક ગુન્હો થયોછે, અને ખૂનીને અમારે પકડવો છે. જો તું નિરપરાધી હોયતો તો જે માણસ નિરપરાધી નથી તેને ખોળી કહાડવામાં અમને મદદ કર. તું બુધવારની રાતથી તે ગુરૂવારની સહવાર સુધી શું કરતો હતો?"

પણ ગેસ્પીનતો જડ જેવો ઉભોજ રહ્યો, અને પોતાની હઠ છોડી નહીં. આખરે તે એટલુંજ બોલ્યો, "મ્હારે જે કહેવું હતું તે મ્હેં કહ્યુંછે."

મો. લેકોકે હવે પોતાનો નમ્ર દેખાવ ફેરવી ગુસ્સાનો દેખાવ ધારણ કર્યો. અને પોતાના બોલવાથી ગેસ્પીન ઉપર શી અસર થાયછે તે જોવા પાછો હઠયો. તે બોલ્યો, "તારી જીભ આમ બંધ રાખવાનો તને જરાએ હક નથી, અને એમ કરતાં પણ જો તું હઠ લેશે તો બેવકુફ, પોલીસ બધું જાણેછે. તારા શેઠે તને બુધવારે રાત્રે કાંઈ સોદો ખરીદ કરવા મોકલ્યો, ખરૂં કે નહીં ? તેણે તને શું આપ્યું હતું. એક હઝાર ફ્રેંકની નોટ ?"

કેદીએ મો. લેકોકના તરફ ઘણાજ આશ્ચર્યની નજરે જોયું અને બોલ્યો, "ના, પાંચસે ફ્રેંકની હતી."

ખરી વખતે મ્હોટા ફીસખીઓની પેઠે ડીટેકટીવને અસર થઈ. સત્ય કોઇની પાસેથી એકદમ તેના જાણ્યા વગર કહડાવવાની તેની બુદ્ધિનો ઉપયોગ કરવા સારૂ તેણે આ એક યુકિત રચી હતી. જો તે ફત્તેહમંદ નીવડી તો તે ફત્તેહ પામવાનો હતો તેણે કહ્યું, "ત્યારે હવે ચાલ, તે સ્ત્રીનું નામ દે."

"તેનું નામ હું જાણુનો નથી."

"ત્યારે તું ગધેડો છે. તે જરા ઠીંગણી છે, ખરૂં કેની? પણ ખુબસુરત છે. કાળા વાળછે. ફીક્કો ચ્હેરો, તથા મ્હોટી આંખછે. કેમ ?"

ગેસ્પીને ધ્રુજતે અવાજે પૂછ્યું, "તમે એને ઓળખોછો ?"

"હા. અને તારી પ્રાર્થનામાં તેનું નામ લેવાની તારી મરજીથી તારે તેનું નામ જાણવું હોયતો લે, તેનું નામ કહું. તેનું નામ 'જેની' છે."

ખરેખરા શકિતવાન પુરૂષો પોતાનું મહત્વ બીજાને રોફ મારવા દેખાડતા નથી. તે પોતાનું મહત્વ લોકો જાણેછે એટલુંજ જાણી સંતોષ પામી છાના બેશી રહેછે. તે પ્રમાણે મો. લેકોક મનમાંજ પોતાની આ ફત્તેહથી ખુશી થયો. કેમકે આજુબાજુના લોકો તેની આ કુશળતાથી ઘણુંજ આશ્ચર્ય પામ્યા હતા. અક્કલને દોડાવી દોડાવી આખરે તેણે ટ્રેમોરલને શાશા વિચારો થયા હતા તે પણ ખોળી કહાડયું હતું. અને તેણે પોતાની ઉમેદ બર લાવવા શી યુકિતયો યોજી હતી તે પણ ખોળી કહાડી હતી.

ગેસ્પીન પણ મનમાં વિચાર કરતો હતો કે આ વાત આવી ગુપ્ત છે તે આ માણસ શી રીતે જાણી શકયો ?

મો. લેકોકે પૂછ્યું. " હવે મ્હેં તને આ સ્ત્રીનું નામ કહ્યું, એટલે કહે તેં આ પાંચસેં ફ્રેંકનું શું કર્યું ? "

" હું બહાર જતો હતો. કાઉન્ટની પાસે છૂટા પૈસા નહોતા, અને ખૂરદો આણવાને મ્હને ઓરસીવલ મોકલવાની એમની મરજી નહોતી. તેથી ખર્ચ કરતાં બાકી રહે તે હું પાછું આપવાનો હતો. "

" અને બેટીગ્નોલમાં લગનમાં ભાગ લેવાને તું કેમ ગયો નહીં ? "

આનો જવાબ આપ્યો નહીં.

" જો, કહે, કાઉન્ટે તને શા કામ વાસ્તે મોકલ્યો હતો ? "

ગેસ્પીન કહું કે ના કહું એમ વિમાસણ કરતો હતો. તેણે જોયું કે બીજા બધા માણસો પોતાની તરફ જરા હાસ્યની નજરથી જૂએછે. તેથી એણે જાણ્યું કે જાળમાં ફસાઉંછું. તેથી તેણે નિરાશાના અવાજે કહ્યું, "અહા! તમે મ્હને છેતર્યો છે. મ્હેં બેવકુફીથી જવાબ દીધો અને હવે તે બધું મ્હારી સામે ફેરવવાને તમે મહેનત કરોછો. "

મો. લેકોકે પૂછ્યું, "શું ? વળી પાછી નકામી નકામી વાત કરવા માંડી કે ? "

"ના; પણ તમારી યુક્તિ હું જાણી ગયોછું. અને હવે હું ફસાવાનો નથી. હવે મરી જાઉં એ વાત હા. પણ એક શબ્દ બોલનાર નથી." ડીટેકટીવે તેને ખાતરી કરી આપવા માંડી. પણ તેણે કહ્યું, "અંહં. તમારા જેટલોજ હું પણ લુચ્ચો છું. હું જે બોલ્યો છું તે બધું જુઠું બોલ્યો છું."

આ તેના નવા તાનથી કોઇને વિસ્મય થયું નહીં. કેટલાક કેદીઓ આવી એક જાતનો બચાવ કરેછે. અને તેને ઘણીજ હઠથી પકડી રહેછે. કેટલાક વળી સવાલે સવાલે જૂદા જૂદા જવાબ દેછે. પ્રથમ જેની હા કહી હોય તેની બીજે ક્ષણે ના કહેછે. અને વળી નવી બેવકુફી ભરેલી વાત કહેછે. તે પણ પાછી ઘડીકમાં ફેરવી નાંખેછે. મો. લેકોકે તેને ચૂપકીદીમાંથી ખેંચવાનો બહુ પ્રયત્ન કર્યો, પણ સર્વ નિષ્ફળ ગયું. તેના દરેક સવાલનો જવાબ દેતો કે, "હું જાણતો નથી."

આખરે ડીટેકટીવ અધીરો થયો. તેણે ગેસ્પીનને કહ્યું, "હું તને જરા અક્કલવાળો અત્યાર સુધી સમજતો હતો. પણ તું તો મૂર્ખજ છે. તું શું એમ જાણેછે કે અમે કાંઈ જાણતા નથી? સાંભળ. મડમ ડી નાઇસના લગનની

સાંજરે તું બીજા નોકરોની જોડે જવા તૈયાર થયો અને કાઉન્ટના ખાનગી નોકર પાસેથી વીસ ફ્રૅંક ઉછીના લીધા. એટલામાં કાઉન્ટે તને બોલાવ્યો. તેણે તને કહ્યું કે પારીસ જા. તે સ્ટેશન આગળથી તું બીજા નોકરોથી વિખૂટો પડજે અને 'વલ્કન્સ ફોર્જીસ'માં જઇને એક હથોડી, રેતરડી, કાનસ તથા છરો એટલું ખરીદ કરજે. આ વસ્તુઓ તારે જેની નામની સ્ત્રીની પાસે લેઈ જવાની હતી. અને એ વાત છાની રાખવાનું ત્હારી પાસેથી વચન લીધું. ત્હેં ખરેજ ત્હારૂં વચન પાળ્યું છે. એ વસ્તુઓ ખરીદ કરવાને કાઉન્ટે તને આ પ્રખ્યાત પાંચસે ફ્રૅંકની નોટ આપી. અને એમાંથી ઉપલી વસ્તુ ખરીદ કરતાં બાકી રહે તે બીજે દહાડે તું કાઉન્ટ પાસે જાય ત્યારે તેને પાછા આપવાનો હતો. ખરૂં કે ?" તે કેદીની આંખમાં 'હા' સ્પષ્ટ માલમ પડતી હતી. પણ મ્હોંએથી તેણે કહ્યું, "હું કાંઈ જાણતો નથી." મો. લેકોકે આગળ ચલાવ્યું. "હવે પછી શું થયું તે હું તને કહું. ત્હેં છાંટો સજ્જડ લીધો અને છાકટો બન્યો. અને કાઉન્ટના વધેલા પૈસામાંથી અડધા કરતાં પણ વધારે પૈસા ઉરાડી નાંખ્યા. તેથીજ કાલે સ્હવારે તને પકડયો ત્યારે કોઇએ કાંઈ પણ કહ્યું તે પહેલાં તું ગભરાયો. પછી ત્હેં જાણ્યું કે કાઉન્ટનું તો ખૂન થયુંછે; અને આગલી રાત્રેજ ચોરી તથા ખૂન કરવાનાં હથીઆર ત્હેં વેચાતાં લીધાં છે. અને જે સ્ત્રીને ત્યાં ત્હેં એ વસ્તુઓ મૂકી હતી તેનું નામ કે ઠામ તો તું જાણતો નહોતો. અને વળી તારી પાસે પૈસા શી રીતે આવ્યા તે જો તું કહે તો કોઈ માનત નહીં. તેથી તારૂં નિરપરાધીપણું સાબીત કરવાને કાંઈ યુક્તિ શોધવાને બદલે તું ગભરાયો અને ત્હેં ધાર્યું કે જો ચૂપ રહીશું તો વખતે બચીશું એમ જાણી આ તારી હઠ તેં પકડી."

કેદીના મ્હોંનો રંગ બદલાયો. હોઠથી મ્હોં ઉપરની જે નસ બધી સખ્ત બની હતી તે નરમ થઈ અને તેના હોઠ ઉઘડયા. તેના મનમાં આશા ઉત્પન્ન થઈ. તોપણ તે બોલ્યો, "મ્હારૂં તમારી મરજીમાં આવે તે કરો."

મો. લેકોકે ગુસ્સામાં કહ્યું, "હેં, તારા જેવા ગધેડાને અમે શું કરીએ ? હું ધારૂંછું તું લુચ્ચો પણ છે. સારો માણસ હોય તે તો જાણે કે અમે તેને દુ:ખમાંથી છોડાવવા માંગીએ છીએ. એટલે સત્ય કહે. પણ તું તો તારી હઠથી તારૂં બંધીખાનામાં રહેવું લંબાવે છે. પણ જાણ કે સત્ય કહેવામાંજ તને ફાયદો છે. ફરીથી એકવાર તને પૂછુંછું. કેમ જવાબ આપીશ ? "

ગેસ્પીને ડોકું ધુણાવ્યું.

ડીટેકટીવે કહ્યું. "ઠીક તારી એમજ મરજી છે તો જા પાછો જેલમાં. અને મો. ડામીની તરફ જોઈ તેમની મરજી મેળવી તેણે કહ્યું, "સીપાઈ, બંધીવાનને લેઈ જાઓ."

માજીસ્ટ્રેટના છેલ્લા શક દૂર થયા, અને હવે તેને ડીટેકટીવની સાથે તોછડી રીતે પોતે વર્ત્યો હતો તેથી દીલગીરી થઈ. તેથી તેનો બદલો વાળવા તેણે કહ્યું, "મો. લેકોક, તમે ઘણાજ હુંશીઆર છો. તમારી સમજ શક્તિ જાણે ઇશ્વરી શક્તિ હોય તેમ છે. અને તમે ગેસ્પીનને તપાસ્યો તેમાં તો હદ કરી. હું તમને અભિનંદન કરૂં છું. તે સ્વિકારો. તમારે વાસ્તે હું તમારા ઉપરી ઉપર શું લખાણુ કરીશ તે તો હું અત્યારે કહેતો નથી."

જેમ એક નિર્દોષ બાળા પોતાનાં વખાણુ નમ્રતાથી સાંભળે તેમ ડીટેકટીવે નીચું માથું કર્યું. તેણે પોતાના ગજવામાંથી ડબ્બી કહાડી અને તે ઉપરની છબી તરફ જોઈ મનમાં બોલ્યો, "આખરે, પ્યારી, આપણે એને હરાવ્યો છે. આ મગરૂબ માજીસ્ટ્રેટ જે પોલીસના લશ્કરનો હું ચળકતો શણગાર છું તેના લશ્કરને ખરા અંતઃકરણથી ધિક્કારે છે. પણ તે હાર્યોછે. તે માફી માંગેછે અને આપણી નોકરીની બૂજ જાણેછે." પછી પોતાની આંખો ઉંચી કરી મ્હોટે અવાજે બોલ્યો, "સાહેબ, આપના આ વખાણુનો અડધો ભાગજ હું કબુલ કરી શકું છું. અડધો ભાગ મ્હારા મિત્ર પ્લેંટેટને આપું છું."

મો. પ્લેંટેટ બોલ્યો, "નહીંજ. મ્હેં તો તમને જરા ખબર આપી એટલુંજ. હું નહોત તો પણુ સત્ય તમે ખોળી કહાડતજ."

માજીસ્ટ્રેટ દમામમાં ઉઠયો અને મનમાં તો જરા આંચકો આવ્યો પણુ તેને ન ગણુકારતાં પોતાનો હાથ મો. લેકોકને આપ્યો. તેણેં કહ્યું, "તમે મ્હને પશ્ચાત્તાપના દુઃખમાંથી બચાવ્યો છે. ગેસ્પીનનું નિરપરાધીપણું મોડું વ્હેલું જણાઇજ આવત. પણુ એક નિરપરાધી માણુસને કેદ કરી તેને હેરાન કરવાથી મ્હારી કેટલાક દીવસની ઉંઘ જાત."

ડીટેકટીવે કહ્યું, "આ ગેસ્પીન કાંઈ દયા ઉત્પન્ન કરે એવો માણુસ નથી. હજી પણુ હું એને વધારે સવાલ પૂછત. પણુ તે અર્ધો મૂર્ખ છે."

મો. ડામીની ચમકયો. તેણે કહ્યું, "આજેજ હું તેને છોડી દઇશ. લ્યો અત્યારેજ છોડી દઉં."

મો. લેકોકે કહ્યું, "એ ખરેખરૂં દયાનું કામ થશે. પણ તે બહુ હઠીલો છે. મ્હારૂં કામ તેણે કેવું સહેલું કર્યું હોત ! મુખ્ય વાત તો જાણી, આ ખરીદ કરવાનું કામ અને સ્ત્રીનું વચ્ચે પડવું. પણ આ બીજી બધી વાત જાણવી એ જાદુગરનું કામ છે. હવે, જેનીનો માંહી કેટલો ભાગ છે? તે કાઉન્ટની જાણીબુજીને મદદગાર થઇછે કે તે પણ આ ગેસ્પીનની માફક હથીઆર રૂપ થઈ પડીછે? તે ગેસ્પીનને કયાં મળી હતી તથા તેને કયાં લેઈ ગઈ હતી? મ્હને લાગેછે કે ગેસ્પીનને બેટીગનોલ્ જતાં અટકાવવાને તેણે તેને પીધેલ બનાવ્યો હશે. ટ્રેમોરલે તેને કાંઈ જૂઠી વાત કહી હશે. પણ તે શી વાત કહી હતી?"

મો. પ્લેંટટે કહ્યું, "ટ્રેમોરલે એવી નજીવી નજીવી બાબત ઉપર લક્ષ નહીં આપ્યું હોય. તેણે કાંઈ પણ સમજ્યા વગર એક કામ બન્ને જણને બતાવ્યું હશે."

મો. લેકોકે એક મિનિટ સુધી વિચાર કર્યો. "કદાચ એમ પણ હોય. પણ ગેસ્પીન 'એલીબી' સાબીત કરી ન શકે એમ જેનીને હુકમ કર્યો હશે."

મો. ડોમીનીએ કહ્યું, "તે જેની તમને કહી શકશે."

મો. લેકોકે જવાબ દીધો, "મ્હારો પણ તેના ઉપરજ ભરૂંસો છે. અત્યારથી અડતાળીસ કલાકમાં હું તેને ખોળી કહાડી અહીં લાવીશ." આટલું બોલી તે ઉઠયો, પોતાની ટોપી તથા લાકડી લીધી અને માજીસ્ટ્રેટ તરફ ફરી બોલ્યો, "મ્હારા જતાં પહેલાં–"

મો. ડોમીનીએ કહ્યું, "હું સમજ્યો. હેકટર ડી ટ્રેમોરલને પકડવાને તમને વારંટ જોઇએ છે."

"જી, હા. કેમકે મ્હારી પેઠે આપનો પણ અભિપ્રાય થયો છે કે તે હજી જીવતો છે."

મો. ડોમીનીએ કહ્યું, "મ્હારી ખાતરી થઇછે. પછી તેણે પોતાનું પુસ્તી પત્રક ઉઘાડયું અને માંહેથી વારંટનું ફારમ કહાડી તેમાં લખ્યું. "હું કારબીલનો માજીસ્ટ્રેટ ફોજદારી કાયદાની કલમ ૯૧ તથા ૯૪ની રૂએ આ ઉપરથી પોલીસના હરેક સીપાઈ તથા અમલદારને ફરમાવું છું કે એક હેકટર ડી ટ્રેમોરલ ઈ. ઈ. ઈ."

ફારમ પૂરૂં કરી રહ્યા પછી તેણે તે ડીટેકટીવને આપ્યું. તેણે તે

લીધું અને મો. પ્લેંટેટની જોડે બહાર ગયો. ડોકટર સોવરસીનું મડદું ખો-ળી કહાડી તેની તપાસ કરવાની ગોઠવણુ કરવા મો. ડોમીની પાસે પાછળ રહ્યો.

મો. લેકોક જેવો બારણે નીકળતો હતો કે એક જણે તેના ખભા ઉપર હાથ મૂકયો. તેણે પાછું ફરી જોયું તો કોરબીલનો સીપાઈ ગોલર્ડને જોયો. તે પોતાના ઉપરીની સાથે જવાને બહુ આતુર હતો. તેને ખાત્રી થઈ હતી કે આવા મ્હોટા ઉપરીની સાથે રહીને કામ કરવામાં પોતાની ખ્યાતી ઘણી વધશે. મો. લેકોકને આને દૂર કરવામાં જરા મહેનત પડી. પણ આખરે તે મો. પ્લેંટેટ સાથે રસ્તામાં એકલો પડયો. મો. પ્લેંટેટે કહ્યું, " અત્યારે ઘણું મોડું થયું છે. તો મારી જોડે જમવા નહીં આવો ? "

મો. લેકોકે કહ્યું, " માફ કરો, મ્હારે ના કહેવી પડે છે. આજે સાંજરે મ્હારે પારીસમાં જવું જોઇએ. "

" પણ મ્હારે તમને એક વાત—એક—"

" તમારે મેડેમોઇસેલ લોરેન્સ વિષે વાત કહેવી છે ? "

" હા. મ્હેં એક યુકિત ખોળી કહાડી છે. અને જો તમે મ્હને મદદ કરશો તો— "

મો. લેકોકે પોતાના સાથીનો હાથ હેતથી દાબ્યો. તેણે કહ્યું, " તમારી ઓળખાણ ફકત થોડાક કલાકથીજ થઈ છે. તોપણ જાણે તમે મ્હારા ઘણા વરસના જુના મિત્ર હો તેમ મદદ કરવા હું તત્પર છું. જે કાંઈ મનુષ્ય માત્રથી થઈ શકે તે હું કરવા તૈયાર છું. "

" પણ હું તમને કયાં મળી શકીશ ? મ્હારે આજે ઓરસીવલ જવું છે. "

" ઘણું સારૂં. કાલે સ્હવારે નવ વાગે મ્હારે ઘેર રૂ મોન્ટમારટરમાં ઘર નં—માં આવજો. "

" તમારો ઘણો ઉપકાર માનું છું. હું બરોબર વખતે ત્યાં આવીશ."

તેઓ બંન્ને જણા " બેલઇમેજ " સુધી સાથે સાથે ગયા અને ત્યાંથી છુટા પડયા.

---

## પ્રકરણ ૨૪ મું.

### ડીટેકટીવ પોતાને ઘેર; પપા પ્લેંટેટની કબૂલાત.

સેંટ યુસ્ટેસના દેવળમાં નવ વાગ્યા કે તરતજ ડીટેકટીવે જ્યાં પોતાનું ઘર બતાવ્યું હતું તે ઘર આગળ મો. પ્લેંટેટ આવી પહોંચ્યો. બારણા આગળ એક ડોશી ત્રણ જાડી મીઆઉં મીઆઉં કરતી બીલાડીઓને ખવરાવતી હતી તેને પૂછયું, "મો. લેકોક અહીં રહેછે?" તે ડોશીએ આ નવા આવનારને આશ્ચર્ય તથા વહેમ ભરેલી નજરે તપાસ્યો. જ્યારે મો. પ્લેંટેટ ઘટતો પોશાક પહેરતો ત્યારે માજીસ્ટ્રેટના કરતાં કોઈ ઉમરાવના જેવો લાગતો હતો, અને જોકે ડીટેકટીવને ત્યાં દરેક જાતના લોકો આવજા કરતા તોપણ ફોબર્ગ સેંટ જર્મેનમાં ( આ જગોએ ઉમરાવ લોકો રહેછે ) રહેનાર કોઈ આવતું નહીં. આખરે તે ડોશીએ કહ્યું, "મો. લેકોક ત્રીજે માળે રહેછે. જીનાની સામેજ બારણે ઠોકજો."

પપા પ્લેંટેટ આ સાંકડા તથા જરા અંધારાવાળા જીના ઉપર ધીમે ધીમે ચ્હડયો કેમકે કેટલેક ઠેકાણે તો જગ્યા ભયંકર દીસતી હતી. આ વિચિત્ર પગલું પોતે ભરતો હતો તે ઉપર તે વિચાર કરતો હતો. તેને એક યુકિત સુઝી હતી. પણ તે અમલમાં લાવવા લાયકછે કે નહીં તે તે જાણતો નહોતો અને તેથી તે ડીટેકટીવની સલાહ લેવા આવ્યો હતો. પોતાને પોતાનું અંતઃકરણજ જાણે ખોલી નાંખવું પડશે એમ જાણી તેનું કાળજું ધડકવા લાગ્યું. ઉપર જીનાની સામેનું બારણું નીચેના જેવું નહોતું. કમાડ કઠણ ઓકના લાકડાનાં કાંઈ પણ કોતરણ વગરનાં હતાં અને તેમાં જાડા કઠણ લોખંડના ગજીઆ જડેલા હતા. બારણા ઉપર એક કુકડો બોલતો હોય તેમ ચિત્ર પાડયું હતું તથા તેની નીચે "સદા સાવચેત" કરીને કહેવત લખી હતી. બાકી બીજી બધી રીતે આ બંધીખાનાનું દ્વાર માલમ પડતું હતું. આ ચિત્ર ડીટેકટીવે જાતેજ ચિતર્યું હતું. કે કોઈ તેના માણસે કર્યું હતું? કેટલીકવાર આ પ્રમાણે મો. પ્લેંટેટે જોયાં કર્યું. અને જેમ પ્રથમવારજ કોઈ જુવાન પોતાની પ્રિયાને મળવા જતાં તેના ઘરના દરવાજા આગળ ઉભો રહી અસ્થિર બનેછે તેમ અસ્થિર થયો. પણ આખરે અંદર પેસવાની ઘંટડી વગાડી. થોડીજવારમાં કેટલાંક તાળાં ઉઘડતાં હોય તેમ આવાજ કાને પડયો અને બારણામાં એક ન્હાની અમસ્થી બારી ઉઘડી. માંહી એક ડોશી

દેખાઈ તેણે ઝીણા અવાજે પૂછ્યું, " કેમ, શું કામછે ? "

" મો. લેકોક છે ? "

" તેમનું શું કામછે ? "

" તેમણે આજે સ્હવારે અહીં મળવાનો કાલે વાયદો કર્યો હતો. "

" તમારૂં નામ તથા કામ ? "

" મો. પ્લેંટેટ—ઓરસીવલનો માજીસ્ટ્રેટ. "

" બહુ સારૂ, ઉભા રહો. "

તે ન્હાનું દ્વાર બંધ કર્યું. પપા પ્લેંટેટ ઉભો રહ્યો અને વિચાર્યું " અહીં દરેક જણને આવવાની છૂટી નથી. "

પણ એટલામાં તો સાંકળો તથા તાળાંનો અવાજ થયો અને કમાડ ઉઘડયાં. તે માંહી ગયો અને જમવાની કોટડીમાં દાખલ થયો. માંહી એક ટેબલ તથા છ ખુરશીઓ ગોઠવેલી હતી. ત્યાંથી એક મ્હોટા દીવાનખાનામાં આવ્યો અને અહીં તેને થોભવાનું કહ્યું. તે ઓરડો પોશાક પહેરવા તથા કામકાજ કરવાની ગરજ સારતો હતો. માંહી બે બારીઓ હતી અને તેમાં કઠણ જાડા લોખંડના ગજ જડેલા હતા. તે બારીઓ બહાર એક ન્હાના ચોકમાં પડતી હતી. તે નોકરે કહ્યું, " મહેરબાની કરી અહીં જરા બેસો. મો. લેકોક હમણાં આવશે. તેઓ જરા પોતાના માણસને કાંઈ કામ બતાવેછે. "

પણ મો. પ્લેંટેટ બેઠો નહીં. તે તો આ વિચિત્ર ખંડ તપાસવા લાગ્યો. આખી ભીંત ઉપર ઘણી જાતના પોશાક લટકાવ્યા હતા. દરેક જાતના લોકોને લાયક ફેશન પ્રમાણે ડ્રેસ કરેલા હતા. ખીંટીઓની એક મોટી હાર હતી. અને તે ઉપર તમામ જાતની ટોપીઓ તથા જૂઠા વાળવાળી ટોપીઓ લટકાવેલી હતી. તથા નીચે દરેક જાતનાં બૂટ ગોઠવેલાં હતાં. એક બાજુએ બારી નજીક ગોઠવેલા પોશાક પેહેરવાના ટેબલ ઉપર રંગ, તેલ, વીગેરે તમામ વસ્તુઓ ગોઠવેલી હતી. બીજી બાજુએ કબાટમાં શાસ્ત્ર સંબંધી ચોપડીઓ ગોઠવેલી હતી. તેમાં રસાયણ શાસ્ત્રની ઘણી ચોપડીઓ હતી. પણ એક ચીજ જોઈ તે ઘણોજ અચરત પામ્યો. આયનાની પાસેજ એક ટાંકણી ખોસવાની ગાદી પડી હતી. અને તેમાં ટાંકણીઓ શબ્દો વંચાય એવી રીતે ખોસેલી હતી. આ વખતે તેમાં ' હેકટર—જેની ' એ શબ્દો સ્પષ્ટ વંચાતા હતા. પપા પ્લેંટટે ધાર્યું કે આ ટાંકણી ખોસવાની ગાદી તેને જે જે માણસો ખોળી કહા-

ડવાની જરૂર હોય તેનાં નામ યાદ દેવડાવવા રાખેલી હશે. આ ગાદી ઉપર ઘણુંક નામ ગોઠવેલાં હતાં. કેમકે ગાદીમાં કાણાં ઘણાં પડેલાં હતાં. પાસેજ ટેબલ ઉપર એક અધુરો કાગળ પડયો હતો. પપા પ્લૅટેટને અયોગ્ય જીજ્ઞાસા થઈ અને તેથી તે કાગળ વાંચવા તે તરફ ગયો. પણ તેની જીજ્ઞાસા પૂરી પડી નહીં કેમકે તે કાગળ કોઈ છૂપી ભાષામાં લખેલો હતો.

તે આ ખંડ તપાસી રહ્યો કે તરતજ એક બારણું ઉઘડયું. અને એક પોતાનીજ ઉમરનો આબરૂદાર દેખાતો માણુસ પોતાની સામે આવી ઉભો. તેને જરા તાલ પડી હતી. નાકે સોનાનાં ચશ્માં પહેર્યા હતાં. અને શરીર ઉપરૂ ફ્લૅનલનું પેરણુ પહેરેલું હતું. મો. પ્લૅટેટે સલામ કરી અને બોલ્યો, " હું અહીં મો. લેકોકની વાટ જોતો ઉભોછું. "

આ સોનાના ચશ્મા વાળો માણુસ આ સાંભળી ખડખડાટ હશી પડયો અને હર્ષમાં તાળીઓ પાડી તેણે કહ્યું. " વાહ ! તમે મ્હને ઓળખતા નથી? જરા બરોબર મ્હારા સામું જૂઓ. એતો હું છું, લેકોક " અને પોતાના મિત્રની ખાત્રી કરવા તેણે ચશ્માં કહાડી નાંખ્યાં.

હા. એ આંખો મો. લેકોકનીજ હતી. અને અવાજ પણ એનોજ; તોપણુ મો. પ્લૅટેટ ગભરાયો. તેણે કહ્યું. " હું તમને જરૂર કદી ઓળખતજ નહીં. "

" હા. હું જરા બદલાયોછું. પણુ મ્હારે તેમ કરવાની જરૂર પડેછે." પછી પોતાને મળવા આવનારને બેસવા કહી તે બોલ્યો " તમને અંદર દાખલ કરતાં પહેલાં પૂછ પરછ કરી તથા તમને કેટલીક અગવડ પાડી તેને માટે હું માફ માગુંછું. પણ મ્હારે દરેક જણુની સાથે એક સરખી રીતે વર્તવાની જરૂર પડેછે. મ્હને જે જે ભયો આવી પડેછે તે વિષે મ્હેં તમને પ્રથમ કહ્યુંછે. તે લુચ્ચાઓ છેક મ્હારા બારણા સુધી આવી પહોંચેછે. ગયાજ અઠવાડીઆમાં એક રેલવેનો પોર્ટર એક બીંદડી લેઇને અહીં આવ્યો હતો. જેનવીલ—મ્હારી વૃદ્ધ ચાકરડીને પારખી કહાડવાની ઘણીજ શક્તિછે તોપણુ તેને કાંઈ વ્હેમ આવ્યો નહીં અને તે માણુસને અંદર આવવા દીધો. તેણે તે બીંદડી મ્હારી સામે ધરી. હું તે લેવા ગયો. પણ અડકતાંની સાથેજ અંદરથી ફટ્ ફટ્ બે અવાજ થયા તથા બે સીસાની ગોળીઓ મ્હારા કાન આગળથી ચાલી ગઈ. તે બીંદડીમાં એક બે નળીની પીસ્તોલ હતી અને ઉપર ભીણુકપડ

શક ન પડે માટે વીંટયું હતું. તે પોર્ટર બીજો કોઇ નહીં પણ ગયે વર્ષે મ્હેં *કેયેન મોકલેલો બંધીવાન હતો. પણ હવે તેને મ્હેં મજબૂત બંધીખાનામાં રાખ્યો છે." લેકોક આ વાત કહેતો હતો તે જાણે દુનીઆમાં બીજા સાધારણ બનાવો બનેછે તેમાંનો આ એક હોય તેમ વર્ણવતો હતો. પછી તેણે ટેબલ ઉપરની ઘંટડી વગાડી અને બોલ્યો, " પણ આપણે તેટલા સારૂ કાંઇ ભૂખે મરવાની જરૂર નથી. " એટલામાં વૃદ્ધ જેનવીલ આવી. લેકોકે તેને ખાવાનું લાવવાનું કહ્યું, તથા સાથે સારો મજેનો દારૂનો એક સીસો પણ લાવવાનું કહ્યું. પપા પ્લેંટેટ જેનવીલ તરફધારીને જોયાં કરતો હતો તે જોઈ મો. લેકોક બોલ્યો, "તમે મ્હારી જેનવીલ તરફ જૂઓછો ? તે એક વિચિત્ર ડોશીછે. હું જાણે તેનો પુત્ર હોઉં તેમ તે મ્હારી સંભાળ રાખેછે. અને એક ક્ષણની પણ ઢીલ કર્યા વગર તે મ્હારે સારૂ આગમાં ઝંપલાવે કે દરીઆમાં પણ પડે. પેલા ખોટા પોર્ટરને તેજ ક્ષણે ગુંગળાવી મારી નાંખતો ઉગારવાને મ્હને બહુ મહેનત પડી હતી. મ્હેં તેને આજ સુધીમાં જે ત્રણ ચાર હઝાર ગુન્હેગારોને પકડયાછે તેમાંથી ચૂંટી કહાડીછે. તેણે કેટલાક વરસ ઉપર બાળહત્યા કરી હતી તથા ઘરને આગ લગાડી હતી. પણ છેલ્લાં ત્રણ વરસથી તે મ્હારે ત્યાં નોકર છે તે દરમ્યાન તેણે એક †સેન્ટાઇમ પણ ચોરી નથી." પણ મો. પ્લેંટેટ આ વાત એકજ કાને સાંભળતો હતો. જેનવીલની વાત ટુંકી કરવાનું અને વેલફ્યુલુનો ગુન્હો યાદ દેવડાવવાનું તે કાંઈ બહાનું શોધતો હતો. તેણે કહ્યું, " મ્હેં તમને કાંઈ કામમાંથી રોકયાતો નથી, મો. લેકોક ? "

"મ્હને ? ત્યારે તમે મ્હારી કહેવત જોઈ નથી—સદા સાવચેત ? આજ સ્હવારમાં તો હું દસ વખત બહાર જઈ આવ્યો છું તથા ત્રણ માણસોને મ્હેં કામ બતાવ્યું છે, અને આપણે વખત ખોવાનો નથી. બિચારા ગેસ્પીન વિષે કાંઈ ખબર કહાડવા હું ' વલ્કન્સ ફોર્જીસ ' માં ગયો હતો."

" ત્યાં તમને શી ખબર મળી ? "

" ત્યાં પૂછવાથી મ્હારી અટકળ ખરી પડી. તેણે ગયા બુધવારે સાંજરે એક પાંચસે ફ્રેંકની નોટ વટાવી હતી. "

" ત્યારે તો તે બચ્યો ! "

---

* કેયેન એ ફ્રાંસમાં કાળે પાણી મોકલવાની જગા છે.

† ન્હાનામાં ન્હાની રકમનો શીક્કો.

" હા, એમ કહીએ તો ચાલે. અને તેમાં વળી આપણે પેલી છોકરી જેનીને ખોળી કહાડી એટલે બસ."

મો. પ્લૅટેટે જરા આંચકો ખાઈ કહ્યું, " પણ તે કામ અઘરૂં છે."

" શા વાસ્તે ? તેનું નામ પેલી મ્હારી ગાદી ઉપર છે કેની ? અને કાંઈ અકસ્માત નહીં થાય તો આજે રાત પહેલાં તેને ખોળી કહાડીશ."

" ખરેખાત ?"

" બીજા કોઇને તો હું એમજ કહેત કે મ્હારી ખાત્રીછે. પણ તમને હું એમ કહી શકતો નથી. યાદ રાખો કે આ છોકરીનો સંબંધ કાઉન્ટ ડી ટ્રેમોરલની જોડે બંધાયો હતો અને કાઉન્ટ દુનીઆદારી તથા પહેલા નંબરનો રોશી હતો. જ્યારે કોઈ છોકરી આખા પારીસને પોતાના લખલૂટ ખર્ચથી છ મહીના સુધી હેરત કરી નાંખી પછી ગટરમાં પડેછે ત્યારે કાદવ-માં પડેલા પથ્થરની પેઠે બીલકુલ અલોપ થઈ જતી નથી. તેના મિત્રો બધા જતા રહેછે. પણ તેના લેહેણદારો તેનો કેડો મૂકતા નથી. તેઓ તેના ઉપર નજર રાખેછે. અને તે પાછી સારી સ્થિતિમાં આવે તેની વાટ જોતા તેની પાછળ પાછળ ફરેછે. તે જાતે તેઓની દરકાર રાખતી નથી. કેમકે તે જાણે છે કે તેઓ પોતાને ભૂલી ગયા હશે, પણ તેમાં તે ભૂલેછે. હું એક કાપડ બેચનારી સ્ત્રીને ઓળખુંછું. તેની જીભ ઉપર આખી પારીસની એવી સ્ત્રી-ઓનાં નામ છે. તેણે મ્હારી કેટલીક સેવા બજાવી છે. આપણે તમે કહેશો તો જમ્યા પછી તરતજ તેને ત્યાં જઈ તેને મળીશું, અને એજ કલાકમાં જેનીનું ઠેકાણું શોધી કહાડીશું. અહા ! ફક્ત ટ્રેમોરલને પકડવાની મ્હારી આટલી ખાત્રી હોત તો પછી શું કહેવું હતું ?"

પપા પ્લૅંટેટે નિરાંતનો નિશ્વાસ મૂકયો. વાત હવે પોતાની ધારેલી બાબત ઉપર આવતી હતી, તેણે પૂછ્યું, " ત્યારે તમે તેનો વિચાર કરોછો શું ?"

" તેનો વિચાર કરૂંછું? " મો. લેકોક એકદમ ઉભો થયો. "જૂઓ આ મ્હારી ન્હાની ગાદી. ગઈ કાલથી તેના શિવાય મ્હેં બીજું કાંઈ કામજ નથી કર્યું. તેના વિચારમાં ને વિચારમાં મ્હને રાત્રે ઉંઘ પણ આવી નહોતી. મ્હારે એને પકડવો જોઇએ; અને એને હું પકડીશજ."

" તે વિષે મ્હને જરા પણ શક નથી; પણ કયારે ?"

" હાં, તે એક વિચારવાનું છે. કદાચ કાલે, અગર એક મહીનાંમાં,

દરેક વાત મ્હારી ગણત્રી બરોબર છે કે નહીં તથા મ્હારી યુક્તિ બરોબર અમલમાં આવેછે કે નહીં તે ઉપર આધાર રાખેછે."

મો. પ્લેટેટ હવે ધ્યાનગ્રસ્ત થયો. તેણે પૂછ્યું, "ત્યારે તમે યુક્તિ પણ યોજી છે ?"

"હા. હું એ ધોરણ ઉપર ચાલું છું કે કોઈ પણ માણસ જો સાથે સ્ત્રી હોય તો આખર સુધી છૂપો રહી શકે નહીં. તેમાં આપણા કામમાં જે સ્ત્રી છે તે જુવાન, ખૂબસુરત તથા ગર્ભવંતી છે. એટલે ત્રણ વાંધા વધારે. આ ધારણા આપણે કબૂલ કરો અને હેકટરની વર્તણુક વિષે વિચાર કરો. તેની પહોંચ એવી ઉંડી નથી કે કોઈજ તેને પહોંચી ન શકે, કેમકે આપણે તેની બધી યુક્તિઓ જાણી ગયા છીએ. પણ તે મૂર્ખ પણ નથી, કારણકે તેની યુક્તિયોથી જે માણસો મૂર્ખ નથી તેઓ ઠગાયા છે. તેથી તે મધ્યમ વર્ગના માણસો જેવો છે, અને તેની કેળવણી, તેનું વંચક, તેના સંબંધીઓ તથા તેની રોજની વાતચીત કરવાની ખૂબીથી તેને કેટલુંક જ્ઞાન મળ્યું છે, તથા કેટલાક વિચારો આવ્યા છે. તેનો એ ઉપયોગ કરશે. તે કેવો નબળો છે તથા તેના ઉપર સ્હેજમાં કેવી અસર થઈ શકે છે, તે કેવો અનિશ્ચિત છે, તથા તે કેવો છેલ્લી ઘડીએજ કામ કરે છે, તે આપણે જાણીએ છીએ. કોઈ પણ કામ કરતાં પહેલાં આંચકો ખાય છે અને હમેશાં છેલ્લું પગલું ભરવામાં વિલંબ કરે છે. પોતાના ખોટા વિચારોથી ઠગાય છે. અને પોતાની મરજી થઈ એટલે તે કામ પણ થયું એમ ધારી મહેનત કરતો નથી. ટુંકામાં તે કાયર પુરૂષ છે. વારૂ હવે તેની સ્થિતિ કેવી છે? તેણે એકતો પોતાની સ્ત્રીને મારી નાંખી છે; અને પોતે પણ સાથે મરાયો છે એમ બીજા લોકો ધારશે એવી આશા રાખે છે. તે એક જુવાન છોકરી જોડે નાશી ગયો છે અને પોતાના ગજવામાં એક લાખ ફ્રૅંક સુધી પૈસા છે. આ એની સ્થિતિ જાણ્યા પછી, તેની વર્ત્તણુક તથા તેના મનનું વલણ જાણ્યા પછી તથા એનો ઇતિહાસ જાણ્યા પછી આપણે તર્કશાસ્ત્રના નિયમને અનુસરી તેના ઓરસીવલ છોડયા પછી શું કરવાનો તેણે ઇરાદો રાખ્યો હશે તે આપણે જાણી શકીએ કે નહીં? હું ધારૂં છું કે આપણે જાણી શકીએ, અને હું તે સાબીત કરી આપીશ." મો. લેકોક અટકયો. અને ખંડમાં આમ તેમ ફરવા લાગ્યો. પછી તે બોલ્યો, "ત્યારે જૂઓ હવે. આ માણસનાં

આગલાં કૃત્યો તથા તેની વર્તણુક હું જાણું છું એટલે તેના મનમાં શા શા વિચારો ઉત્પન્ન થયા હશે તે નક્કી કરવા હું પોતેજ ટ્રેમોરલ છું એમ ધારૂં છું. જો હું ટ્રેમોરલ હોઉં તો શું કરૂં એ અલબત્ત હું સારી પેઠે જાણુંછું. હું શું કરૂં કે આખી દુનીઆના ડીટેક્ટીવોને ખોટે રસ્તે દોરૂં. પણ મ્હારી વર્તણુક તથા જ્ઞાન મ્હારે ભૂલી જવાં જોઈએ અને હેક્ટર ડી ટ્રેમોરલ જેવો હતો તેવોજ મ્હારે થવું જોઇએ. જે માણસ એવો નીચ હતો કે જેણે પોતાના ખરા મિત્રની સ્ત્રીને બગાડી તથા તે સ્ત્રીને પોતાની નજર આગળ તેના સ્વામીને ઝેર દેઈ મારી નાંખવા દીધો તે માણસને કેવાં વિચારો આવે? આપણે જાણીએ છીએ કે ટ્રેમોરલે આ ગુન્હો કરવા નિશ્ચય કર્યો તે પહેલાં કેટલીક ઢીલ કરી હતી. એવી કેટલીક બીનાઓ બની કે જેને મૂર્ખ લોકો દૈવનું કામ સમજે છે, તેથી તેને પોતાનું અઘોર કૃત્ય જલદી કરવાની જરૂર પડી. એતો નક્કી કે આ ખૂન કરતાં પહેલાં તેણે દરેક બાબતનો વિચાર કર્યો હતો. તેનાં પરીણામ શાં થશે તે પણ તેણે ધાર્યું હતું. અને પોતાને કાંઈ શીક્ષા ન થાય એવિ યુક્તિ યોજી હતી. આ ગુન્હો પ્રથમથી ખૂબ વિચાર કરીને કર્યો હતો. અને પોતાના લાભની તથા ગેરલાભની દરેક વાત તેણે વિચારી હતી. તેણે એમ ધાર્યું હશે કે 'જાણે બર્થા મરી ગઈ અને આપણું પણ ખૂન થયું છે એમ પણ મ્હારી યુક્તિથી ધારવામાં આવ્યું, લોરેંસ મ્હારી સાથે નાશી આવી આત્મઘાત કરવાનો વિચાર દર્શાવી કાગળ લખ્યો છે, મ્હારી પાસે પૈસા પણ પુષ્કળ છે. હવે મ્હારે શું કરવું.' આમ તેણે સવાલ કર્યો હશે."

મો. પ્લેંટે જવાબ દીધો. "બરોબર, એમજ."

"હવે નાશી જઇ સંતાઇ રહેવાના અમલમાં આવે એવા ઉપાયો તેણે સાંભળ્યા હશે કે વાંચ્યા હશે, અથવા તેના મગજમાં આવ્યા હશે. તેમાંનો સહુથી સહેલો તથા ફતેહમંદ ઉતરે એવો ઉપાય એણે યોજ્યો હશે. તેણે દેશ છોડી જવાનો પ્રથમ વિચાર કર્યો હતો કે નહી.? કર્યો હોવો જોઇએ. પણ પોતાની અક્કલ છેક ગયેલી નહોતી એટલે તેણે ધાર્યું હશે કે બહાર દેશમાં લોકોની નજર તળેથી દૂર નહીં થવાય. નવ્વાણુ વસા ફ્રાંસમાંથી જઇને શીક્ષામાંથી દૂર થવું એ અસંભવિત છે. તેમાં વળી આની સાથે તો સ્ત્રી છે. એટલે તો સોએ સો વસા અસંભવિત પારકા દેશમાં ભાષા આવડે નહીં અને આમ

તેમ સ્ત્રી તથા પુરૂષ ફરે એજ ધારો. તરતજ તેઓ તરફ દરેકનું ધ્યાન ખેંચાશે. તેમના વિષે વાતચીત થશે. તેમની પાછળ પાછળ કેટલાક માણસો ફરશે. જ્યાં જ્યાં તેઓ કાંઈ ખરીદ કરશે ત્યાં ત્યાં તેમની વાતો થવાની. તેમનાં દરેક પગલાં ઉપર ધ્યાન ખેંચાવાનું. અને જેમ જેમ તેઓ દૂર જશે તેમ તેમ તેમનો ભય વધવાનો. તેઓ જો દરીઓ ઓળંગી અમેરીકા જવાનો નિશ્ચય કરે તો તેમને આગબોટમાં જવાની ટીકીટ લેવી જોઇએ એટલે નામ, ઠામ, ચહેરાપત્રક લખાવવું પડે. અને એમ કર્યું કે તેમણે જાણવું કે ફસ્યાં. એટલાંટીક મહાસાગર ઓળંગી જમીન ઉપર ઉતર્યાં કે સામો તેમને પકડવાનું વારંટ લેઇને કોઈ ડીટેકટીવ એમને મળવનો. લંડનમાં હું કોઈ પણ ફ્રેંચમેનને એક અઠવાડીઆમાં ખોળી કહાડું. પછી તેઓ ઈંગ્રેજી ભાષા એવીજ સારી પેઠે બોલે કે જાણે ઈંગ્રેજજ હોય તો પછી જરાવાર લાગે. ટ્રેમોરલે આ બધો વિચાર કરેલો. આવી રીતે આશ્ચર્ય ઉત્પન્ન કરે એમ પકડાયેલા ગુન્હેગારો વિષે તેણે ન્યુસપેપરમાં વાંચેલું એટલે બહાર દેશ જવાનો વિચાર છોડી દીધેલો એમાં કાંઇજ શક નથી."

મો. પ્લૅટટે કહ્યું, " હું પણ એમજ ધારૂંછું. એ લોકોને આપણે ફ્રાંસમાંજ શોધવાં જોઇએ. "

મો. લેકોકે કહ્યું, " હા, પણ હવે ફ્રાન્સમાં લોકો શી રીતે અને કયાં છૂપાં રહી શકે ? બહાર પરગણામાં નહીંજ. બોર્ડો મ્હોટામાં મોટું શહેરછે. પણ જે બોર્ડોનો રહેવાશી નથી તેના તરફ ત્યાંના લોકો વ્હેમની નજરથી જૂએછે. દુકાનદારો પોતાના પાડોશીને પૂછે છે, કેમ આને ઓળખોછો કે ? તે કોણ છે ? તે અહીં શું કરેછે ? લાયોન્સ કે મારસેલ્સમાં કોઈ માણસ છૂપો રહી શકે ખરો. પણ માઇલના માઇલ દૂરછે અને ત્યાં જવાને લાંબી મુસાફરી કરવી પડેછે. અને તાર મૂકયા છે એટલે રેલવેની મુસાફરી ઘણીજ ભય ભરેલી થઇછે. આપણે જલદીથી જઈ શકીએ છીએ ખરૂં પણ રેલવેની ગાડીમાં બેઠા કે બંધીખાનામાં પૂરાયા સમજવું. અને જ્યાં આપણે જવું હોય ત્યાં પહોંચતાં સુધી પોલીસની નજર તળે રહેવાના. ટ્રેમોરલ આ વાત આપણી પેઠે સારી રીતે જાણેછે. એટલે આપણે મ્હોટાં મ્હોટાં શહેરો લાયોન્સ તથા માર્સેલ્સ સુદ્ધાં ઉંચાંજ મૂકવાં. "

" એટલે ટુંકામાં પરગણાની વાત કોરેજ મૂકવી. "

"ના એક ઉપાયછે. રેલવે તથા મ્હોટાં શહેરથી દૂર કોઈ એકાંત જગામાં એક ન્હાનું ઘર લેઈ જૂઠું નામ ધારણ કરીને રહે તો ફાવે. પણ આ ઉત્તમ યુક્તિ ટ્રેમોરલને સુઝી શકવાની નથી. અને વળી તેમ કરવામાં કેટલીક પ્રથમથી તૈયારી કરવી પડેછે અને તે તેની સ્ત્રીના જીવતાં બને તેમ નહોતું કેમકે તે તેનાં દરેક આચરણ ધ્યાનથી તપાસતી હતી. તેથી તપાસનું ક્ષેત્ર ઘણું ન્હાનુંછે. એટલે આપણે પરભૂમી, પરગણાં કે ગામડામાં શોધવાની કાંઇજ જરૂર નથી. હવે ફક્ત પારીસ રહ્યું, અને આપણે પારીસમાં તેને શોધવો જોઇએ."

મો.લેકૉક ગણીતશાસ્ત્રના શીક્ષકની પેઠે કાંઈ પણ આંચકો ખાધા વગર વિશ્વાસથી બોલતો હતો. અને પપા પ્લૅટેટ ઉત્સાહી વિદ્યાર્થીની પેઠે ચિત્ત દઇને સાંભળતો હતો. તે ડીટેકટીવના વિચાર કરવાની રીતથી વાકેફ થયો હતો તેથી આ પરીણામથી તેને આશ્ચર્ય ઉત્પન્ન થયું નહીં. તેની રીત તેને ઘણીજ સહેલી લાગી અને તેથી કેટલાંક પોલીસનાં પરાક્રમો તેને અદ્દ્ભુત ચમતકાર જેવાં લાગતાં તે હવે તેને સમજાયાં. તોપણ મો. લેકોકનું શોધનું ન્હાનું ક્ષેત્ર તેને મ્હોટું લાગ્યું અને તેથી તેણે કહ્યું, " પારીસ મ્હોટું શહેરછે."

ડીટેકટીવે ટટાર થઈ હશી જવાબ દીધો, "હા તે છે. પણ તે મ્હારૂં છે. આખું પારીસ પોલીસની દ્રષ્ટિ નીચેછે. અને જેમ કુદરતી જ્ઞાન ધરાવનાર કીડીના દરને પોતાના સૂક્ષ્મદર્શક યંત્રથી તપાસી તપાસીને જૂએછે તેમ હમે દરેક જણને જોઇએ છીએ. તમે કદાચ મ્હને એમ પૂછશો કે ત્યારે હજી પણ પારીસમાં આટલા બધા ગુન્હા કરવાનોજ ધંધો લેઈ બેઠેલા માણસો કૅમ છે? તેનો જવાબ એજ કે તેમને પકડવાને કાયદાની બારીકીઓ એટલી બધીછે કે અમારા હાથ કેટલીક બાબતમાં તો બંધાઇજ ગયા છે. અમારે અમુક કામમાં આમજ વર્તવું, અને અમારા સામાવાળીઆઓને તો કાંઈ બંધનજ નથી. એટલે તેઓતો ગમે તેમ કરે. તે લુચ્ચાઓ હોંશીઆર છે. પણ તેઓ ઘણા હોંશીઆર હોવા છતાં પણ તેમનું અમારી યુક્તિયો આગળ કાંઈ ચાલતું નથી."

મો. પ્લૅટેટે કહ્યું, "પણ ટ્રેમોરલને પકડવામાં તો કાયદાઓની બારીકી નથી. તેને પકડવાને આપણી પાસે વારંટ છે કેની?"

"હા, પણ તેથી શું મ્હને મ્હારી મરજીમાં આવે તે ઘરની ઝડતી લેવાની સત્તા છે? નહીંજ. ધારો કે ટ્રેમોરલના કોઈ એક દોસ્તને ત્યાં તેને શોધવાને ગયો. તે ફક્ત મ્હને લાત મારીને બહાર કહાડી મૂકશે. તમારે જાણવું જોઇએ કે પારીસમાં અમારે લુચ્ચાઓની સાથેજ કામ લેવું પડે છે એમ નથી. અમારે પ્રમાણીક માણસોની સાથે પણ કામ પડેછે." મો. લેકોક આ વિષય ઉપર હમેશાં ગરમ થતો હતો, કેમકે તે એમ જાણતો હતો કે પોતાનો ધંધો અયોગ્ય રીતે વખોડાયછે. સુભાગ્યે તે આ બાબત ઉપર આગળ ગરમ થઇ બોલવા જતો હતો એવામાં તેની દૃષ્ટિ કાળી ગાદી ઉપર પડી. તે જોઈ તે બોલી ઉઠયો. "અહો, પણ હેકટરને તો હું ભુલીજ જાઉછું."

મો. પ્લૅંટેટે કહ્યું, "તમે કહેતા હતા કે તેને પારીસમાંજ શોધવો જોઇએ."

ડીટેકટીવે શાંત થઈ જવાબ દીધો, "હા, મ્હેં ખરૂં કહ્યું છે. મ્હેં નક્કી કર્યું છે કે એ બે જણ અહીંજ સંતાયાછે. કદાચ આપણી પડોશમાંજ પણ સંભવિત વાતો ઉપર આપણે વિચાર કરીએ. હેકટર જાણેછે કે હોટેલ કે માળાઓમાં એક અડવાડીઉં પણ માણસ છુપો રહી શકતો નથી. તે જાણે છે કે આ મકાનો ઉપર પોલીસની ખૂબ નજર હોયછે. તેને વખત ઘણો હતો તેથી તેણે એક જૂદું ઘરજ ભાડે રાખવાની ગોઠવણ કરી હશે."

"તે પારીસમાં કેટલાંક અડવાડીઆં ઉપર ત્રણ ચાર વાર આવ્યો હતો."

"ત્યારે તે વાતમાં હવે કાંઇજ શક નથી. તેણે જૂદું નામ ધારણ કરી ઘર ભાડે લીધું હશે. ત્રણ મહીનાનું ભાડું આગળથીજ આપ્યું હશે. અને અત્યારે પોતાના નવા મકાનમાં નીરાંતે બેઠો હશે."

આ સાંભળી પપા પ્લૅંટેટ દીલગીર થયો. તેણે દીલગીરી ભરેલા અવાજે કહ્યું, "તમે કહો છો તે ખરૂંજ હોય છે. પણ ત્યારે આપણે શું કરીશું? પારીસમાં દરેક ઘરમાં જઈ કાંઈ તપાસ થશે?"

મો. લેકોકે જરા ઉતાવળથી પપાપ્લૅંટેટને અટકાવ્યો અને બોલ્યો, "સબુર કરો, સબુર કરો, તમે વિચાર કરવાની મહેનત ન લ્યો પણ સાંભળો. જ્યારે ટ્રેમોરલે ઘર લીધું ત્યારે તેને શણગારવાની તેને જરૂર પડી હશે. હવે સાધારણ રીતે તે ઘણી સારી રીતે ઘર શણગારવાનો, કેમકે એકતો તેને

મોજ શોખ પસંદ છે; બીજું તેની પાસે પૈસો પુષ્કળ છે, અને ત્રીજું તેનાથી એક જુવાન છોકરીને સારા સુખચેનવાળા ઘરમાંથી કહાડી અંધારી કોટડીમાં કાંઈ પૂરાય નહીં. હવે આવી તેની ઇચ્છા હતી. પણ તેનાથી કાંઈ આબરૂદાર મ્હોટા ફરનીચરવાળા વેપારીને ત્યાં શી રીતે જવાય ? તે આવે ઠેકાણે એટલો બધો વખાણાયલો છે કે ત્યાં ગમે તે કોઇ તેને તરત ઓળખી કહાડે. આ ફરનીચર ખરીદ કરતી વખતે તેણે કાંઈ ખોટું નામ ધારણ કર્યું હશે, અને તે નામ જે નામથી ઘર ભાડે લીધેલું તેજ હોવું જોઇએ. તેણે કોઈ હુંશીઆર બીજા વર્ગનો વેપારી ખોળી કહાડયો હશે, તેને હુકમ આપ્યો હશે અને અમુક દીવસે ઘર તૈયાર કરવાની ગોઠવણ કરી પૈસા આપ્યા હશે."

મો. પ્લેંટેટે ડોકી ધુણાવી. તે ડીટેકટીવની યુક્તિ અડધી સમજી ગયો.

"આ નવા તવંગર માણસે કીંમતની કાંઈ પણ રગ ઝગ કર્યા વગર પૈસા રોકડા આપેલા હશે તેથી તે વેપારીને તે ઘરાક યાદ હોવો જોઈએ. અને જો તે તેને ફરીથી જૂએ તો ઓળખે ખરો."

મો. પ્લેંટેટ ખૂશીથી બોલી ઉઠયો, "અહા !! કેવો સારો વિચાર ! ચાલો આપણે ટ્રેમોરલની કેટલીક છબી હમણાંને હમણાંજ મંગાવીએ. આપણે એક માણસને ઓરસીવલ મોકલીએ."

મો. લેકોકે જરા હશીને જવાબ દીધો, "તમે નીરાંત રાખો. મ્હેં બધું જરૂરનું કર્યું છે. ત્યાં તપાસ કરતાં મ્હને કેટલીક કાઉન્ટની છબી જડી હતી અને તેમાંથી ત્રણ કાલે મ્હેં મ્હારા ગજવામાં મૂકી હતી. આજે સ્હવારે મ્હેં *ડાઇરેકટરીમાંથી સર્વ ઘર શણગાર વેચનાર વેપારીઓનાં નામની યાદી કરી અને તેના ત્રણ વિભાગ કર્યા. અત્યારે મ્હારા ત્રણ માણસો હાથમાં એક યાદી તથા એક છબી લેઇને એક વેપારીને ત્યાંથી બીજા વેપારીને ત્યાં એમ ફરતા હશે. અને છબી બતાવી પૂછતા હશે કે આને ઓળખો છો ? એમાંનો જો એક જણ કહેશે કે 'હા' કે ટ્રેમોરલ હાથમાં આવ્યો સમજવો."

મો. પ્લેંટેટ હર્ષથી અધીરો થઈ ગયો અને બોલ્યો, "હા-હા હવે જરૂર કાઉન્ટ પકડાશે."

"તમે એટલા બધા અધીરા ન થાઓ. કદાચ હેકટર ડહાપણ વાપરી પોતે જાતે સામાન ખરીદ કરવા નહીં ગયો હોય. એ પણ બને એમ છે.

* શહેરની દરેક જગાઓ તથા દરેક પ્રતિષ્ઠિત માણસોના વર્ણનની ચોપડી.

જો એમ હોય તો આ યુક્તિ આપણી નિષ્ફળ જશે. પણ ના–તે એટલો લુચ્ચો નથી."

આ વખતે જેનવીલે બારણું ઉઘાડયું અને ત્રીજી વારનું કહ્યું કે જમવાનું તૈયાર છે. તે સ્ત્રી રસોઇ કરવામાં ઘણી હોંશીઆર મો. પ્લૅટટને લાગી. પણ તેને ભુખ નહોતી. અને તે મહા પરાણે કાંઈ જરા ખાઇ શકયો. તેના મનના દુઃખથી ભુખ મરી ગઇ હતી. તેના મનમાં પોતાની યુક્તિ ડીટેકટીવને બતાવવાનું હતું. પણ તે તેને કહેતાં અચકાતો હતો. અને મહા મહેનતે તથા દીલગીરીથી કાંઈ કામ કરવાની જરૂર પડે છે તે વખતે જેમ મનમાં દુઃખ થાય છે તેમ તેને થતું હતું. મો. લેકોક દરેક ચંચળ માણસની પેઠે ખાનારો જમરો હતો. તેણે પોતાના પરહોણાને ખાવાને ઘણીજ હઠ કરી તથા તેની ભૂખ ઉઘાડવા બહુ મહેનત કરી. તેને સારામાં સારો પદાર્થ ખાવા આપ્યો, તેને જૂનામાં જૂનો ઉત્તમ જાતનો બોર્ડોનો દારૂ આપ્યો પણ સર્વ ફોગટ. તે વૃદ્ધ માજીસ્ટ્રેટ વિચારમાં તલ્લીન થઇને ચૂપ બેઠો હતો. તેણે બોલવાને મહેનત કરી પણ તેનાથી બોલાયું નહીં. ઓરસીવલથી નીકળતી વખતે તેને એમ નહોતું લાગ્યું કે અત્યારે આમ તેની જીભ બંધ થઈ જશે. તેણે નિશ્ચય કર્યો હતો કે ડી ટેકટીવને સર્વ હકીકત કહેવી અને કાંઈ પણ વાત છાની રાખવી નહીં. પણ અત્યારે તે કહેવાની તેની છાતી ચાલી નહીં. શું તેને હાંસીની બીક હતી ? નહીં. કેમકે તેનો પ્રેમ એવો હતો કે હાંસી કે મ્હેણું તેને કાંઇ વિસાતમાં નહોતાં. ત્યારે તેને બીજી શી બ્હીક હતી ? કાંઇજ નહોતી. કેમકે પોતાના કહેવા પહેલાંજ ડીટેકટીવ તેની છાની વાત જાણી ગયો હતો તથા તેના મનમાં થતા તમામ વિચાર તે કળી ગયો હતો.

તે આ પ્રમાણે વિચાર કરતો હતો એવામાં બહાર બારણે કોઇએ સાંકળ ઠોકી. એક ક્ષણ પછી જેનવીલ અંદર આવી અને કહ્યું, "ગોલર્ડ નામનો કોઇ માણસ આવ્યો છે અને આપને મળવા ચાહે છે. તેને અંદર દાખલ કરૂં?" મો. લેકોકે હા કહી. પછી સાંકળો તથા તાળાના અવાજ થયા પછી થોડી વારમાંજ કોરબીલનો પોલીસનો સીપાઈ આવી ઉભો. તેણે નવાં લુગડાં પહેર્યાં હતાં. તેનું પેરણ નવુંજ હતું તથા ગળપટો ચળકતો હતો. તેની રીતભાત ઘણી માન ભરેલી હતી તથા સારી કવાયત શીખેલો સોલજર પોતાના ઉપરી પાસે

ટટાર ઉભો રહે એમ આવીઉભો. મો. લેકોકે ગુસ્સામાં આવી પૂછ્યું, "અહીં શું કામ છે તારૂં ? તને મ્હારૂં ઠેકાણું કોણે બતાવ્યું ? "

ગોલર્ડ તો બીચારો આ ગુસ્સાના વચનથી ગભરાઈ ગયો અને બોલ્યો, "માફ કરો સાહેબ, મ્હને ડો. ગેન્ડ્રૂને આ કાગળ મો. પ્લેંટેટને આપવા અહીં મોકલ્યો છે."

મો. પ્લેંટેટે કહ્યું, "હા, હા, મ્હેં કાલે રાત્રે ડોકટરને મડદા ઉપર તપાસ કર્યાના પરીણામની ખબર મોકલવા કહ્યું હતું અને પારીસમાં હું કયાં હોઇશ એ નક્કી નહીં હોવાથી મ્હેં તમારા ઘરનું ઠેકાણું બતાવ્યું હતું." પછી મો. લેકોકે તે કાગળ મો. પ્લેંટેટને આપ્યો એટલે તે બોલ્યો, "તમે વાંચો, તમે વાંચો, એમાં કાંઈ તમારાથી છાનું નહીં હોય."

મો. લેકોકે કહ્યું, "બહુ સારૂ, પણ ચાલો બીજા ખંડમાં. જેનવીવ, આને જમાડજે. ગોલર્ડ નિરાંતે બેસજે અને ખાજે, અને મ્હારી તન્દુરસ્તી ખાતર એક સીસો પૂરો કરજે. જા."

અંદરના ખંડમાં જતાં વારજ મો. લેકોકે પરબીડીઉં ફાડી નાંખ્યું અને નીચે પ્રમાણે વાંચ્યું:—"પ્રિય પ્લેંટેટ—તમે મ્હને એકાદ લીંટી લખવાને કહ્યું હતું, તેથી આ ચીઠ્ઠી લખીને આપણા જાદુગરને ત્યાં મોકલુંછું."

ડીટેકટીવ બોલી ઉઠયો. "હો, હો, મો ગેન્ડ્રેન ખુશામતીઆ લાગેછે." તે આમ બોલ્યો તો ખરો પણ અંદરખાનેથી આ વખાણના શબ્દથી રાજી થયો. તેણે કાગળ વાંચવા માંડયો, "આજે સ્હવારે ત્રણ વાગે અમે સોવરસીનું મૈડદું ખોદી કહાડયું. તેના ભયંકર મોતથી હું બીજાના જેટલોજ દીલગીર છું. પરંતુ મ્હારી યોજના સાબીત કરવાની આ મજેની તક મળી તેથી ખરેખર હું ઘણોજ ખુશી થયોછું."

મો. પ્લેંટેટ ગુસ્સાથી બોલી ઉઠ્યો, "આ શાસ્ત્ર જાણનારા માણસો કેવા હોયછે. તેઓ બધા એક સરખા છે."

મો. લેકોકે પૂછ્યું. "શા વાસ્તે ? ડોકટરની લાગણીઓ હું બરોબર સમજી શકુંછું. જ્યારે કોઈ મ્હોટો ગુન્હો બનેછે ત્યારે હું શું ખુશી થતો નથી ?" પણ આના જવાબની વાટ જોયા વગર તેણે કાગળ વાંચવો શરૂ કર્યો. "એકોનીટાઇન એવી જાતનું ઝેર છે તે તેના મૂળતત્વો ઘણીજ મુશીબતથી છૂટાં પડી શકેછે. તેથી આ પ્રયોગનું પરીણામ વાંધા વગરનું

થવાનો સંભવ હતો. હું આ પ્રમાણે પ્રયોગ કરૂં છું. વહેમ ભરેલી ચીજમાં તેનાથી બમણું એલકોહોલ નાંખી તેને ઉનું કરી એક ન્હાના ઉંડા વાસણમાં ધીમેથી રેડું છું. વાસણને તળીએ એક અજમાએશનો કાગળનો કડકો પહેલાંથી રાખી મૂકેલો હોયછે. જો મ્હારા કાગળનો રંગ એવોને એવોજ રહે તો ઝેર નથી એમ સમજવું, પણ જો રંગ બદલાયો તો ઝેર નક્કી હોવાનું. આ પ્રયોગમાં મ્હારો કાગળ પીળાશપર હતો અને એકોનીટાઇનથી તેના ઉપર ભુરાશ પરના ડાઘ પડેછે, અથવા રંગ તમામ ભૂરો થઈ જાયછે. મ્હેં આ વાત માજીસ્ટ્રેટ તથા મ્હારા મદદગાર ફીસબીને પ્રથમથી કહી હતી. અહા, મ્હારા દોસ્ત, મ્હારો પ્રયોગ કેવો ફત્તેહમંદ ઉતર્યો! તે એલકોહોલના પહેલાં એક બે ટીંપાં પડતાંની સાથેજ મ્હારો કાગળ એકદમ તમામ ભૂરો થઈ ગયો. તમારો શક આથી સાફ સાબીત થયો. આ પ્રવાહી પદાર્થમાં એકોનીટાઇન સાફ માલમ પડતું હતું. મ્હારા પ્રયોગ કરવાના ખંડમાં પણ મ્હને આવી ફત્તેહ મળી નહોતી. મ્હારા આ પ્રયોગ ઉપર વાંધા ઉઠશે ખરા. પણ તે સાબીત કરવાને મ્હારી પાસે એવા પૂરાવા છે કે વાંધા ઉઠાવનારાઓને હું નીચું જોવડાવીશ. તમને તેથી મ્હારી પેઠે આ વાંચી સંતોષ થશે કે—"

મો. પ્લેંટેટ હવે સબુરી પકડી શકયો નહીં. "અરે પ્રભુ! આ ઝેર ડોકટરને પોતાને ત્યાંથીજ ચોરાયું હતું તે કોણ જાણી શકે? બીચારા સોવરસીનું મડદું તો તેને મન 'તેની વ્હેમ ભરેલી ચીજ'જ હતું? અને પોતાનો પ્રયોગ કોર્ટમાં સાબીત કરવા ઉપર અત્યારે તેનું મન લાગેલું છે!"

ડીટેકટીવે કહ્યું, "તેમના પ્રયોગ સામે વાંધો આવશે એમ ધારવામાં તેઓ ખરા છે."

પણ પપા પ્લેંટેટથી ચૂપ રહેવાયું નહીં. તેણે કહ્યું, "'અહા, ગેન્ડ્રન પ્રયોગ કરે છે તે જાણે કોઈ કુતરાના મડદા ઉપર કરતો હોયની તેમ કરે છે. તે રાંધે છે, ઉકાળે છે, ગાળે છે, તે વખતે તે પોતાની શાસ્ત્ર સબંધી દલીલો શીવાય બીજી કોઇ વાતનો વિચારજ કરતો નથી."

મો. લેકોકે પોતાના મિત્રના આ ગુસ્સામાં ભાગ લીધો નહીં. કોર્ટની અંદર તકરારો ચાલી રહે અને જેમ પહેલાં પારીસના તથા બહાર ગામના બે રસાયણ શાસ્ત્રીઓ—ઓરફીલા તથા રાસપેલ—વચ્ચે જે યુદ્ધ ચાલ્યું

હતું તેવું આ વખતે થાય એ વાતથી તો તે રાજી થતો હતો. તેણે કહ્યું, " જો ટ્રેમોરલે સોવરસીના ખૂનમાં પોતાનો ભાગ નથી એવું કહ્યું તો એવો મજેનો મુકદ્દમો ચાલશે કે—"

'મુકદ્દમો' એ શબ્દે મો. પ્લૅટટની આનાકાનીનો અંત આણ્યો. પોતે હમેશાં શાંત સ્વભાવનો તથા રીતનો હતો. પણ આ શબ્દથી તે એકદમ મ્હોટે અવાજે બોલી ઉઠયો, " આપણે મુકદ્દમો ચલાવવો નથી. "

મો. લેકોકે વિચાર્યું " હાં, હવે વાત જાણવાનો પ્રસંગ આવ્યોછે. " તેથી તે બોલ્યો, " શું મુકદ્દમો નહીં ? "

મો. પ્લૅટટના મ્હોં ઉપરથી રંગ ઉડી ગયો હતો. તે ધ્રુજવા લાગ્યો અને તેનો સાદ અજાએબ જેવો થઈ ગયો. વચ્ચે ડુસકાં ખાવા લાગ્યો. તેણે કહ્યું, " આ મુકદ્દમો અટકાવવા મ્હારી પાસે જે કાંઈ છે તે તમામ આપી દેવા હું તૈયારછું. પણ આ ચણ્ડાળ ટ્રેમોરલને સજામાંથી કેમ બચાવી શકાય ? કઈ યુક્તિથી એ થાય ? આ દુઃખદ અવસરમાં, મ્હારા મિત્ર, તમેજ મ્હને સલાહ આપી શકશો તથા મદદ કરી શકશો. ફકત તમેજ મ્હને બચાવી શકશો. "

" પણ મ્હારા—"

" માફ કરો, જરા સાંભળો, હું તમારી સાથે હવે ભિન્નભાવ રાખતો નથી અને મ્હારી આનાકાની તથા ચૂપકીદીનું કારણ હું સમજાવું છું. ટુંકામાં આ ગુન્હો થયા પછીની મ્હારી તમામ વર્તણુક હું સમજાવું છું. "

" હું સાંભળું છું. "

" લેકોક, એ વાત બહુ દીલગીરી ભરેલી છે. સાધારણ રીતે લોકોના કહેવા પ્રમાણે જે ઉમ્મરે માણુસ દુનીઆમાંથી વિરક્ત થાયછે એટલી ઉમ્મરે હું પહોંચ્યો ત્યારે ઓચીંતાનાંજ મ્હારી સ્ત્રી તથા મ્હારા બંને પુત્રો મરણ પામ્યાં. તેઓ આ દુનીઆમાં મ્હારૂં સુખરૂપ તથા આશારૂપ હતાં. તેમના વડેજ હું દુનીઆમાં ટકી રહ્યો હતો. અને અત્યારે હું તેમના અકાળ મૃત્યુથી દુનીઆમાં એકલો, ઘર વગરનો, ત્યકત થઈ ગયો. દૈવના પ્રબળથી હું ઓરસીવલમાં આવ્યો. અને ત્યાં મ્હેં લોરેંસને જોઈ. તે તે વખતે નવ વર્ષની બુદ્ધીશાળી, ખુબસુરત, લાવણ્યવતી, નિર્દોષ કુમારીકા હતી. કરટોઇસ મ્હારો મિત્ર થયો અને લોરેંસ થોડીજ વારમાં મ્હારી પુત્રિવત્ થઈ. તે વખતથીજ

મ્હારો પ્રેમ તેના ઉપર ચ્હોંટયો. પણ મ્હને તે વખતે કાંઈ સમજાયું નહીં. તે એવી તો જુવાન અને હું વૃદ્ધ! મ્હેં જાણ્યું હું તેને પુત્રિ સમાન ચ્હાઉ છું. અને તે મ્હને બીજા પિતા તરીકે ગણતી. તે જ્યારે મ્હારી પાસે પોતાના મનની રમુજી વાતો કહેતી ત્યારે હું કેવો ખૂશી થતો? તે જ્યારે મ્હારા બગીચામાં આમ તેમ ફરતી તથા મ્હારા તેનેજ સારૂ ઉછેરેલા છોડો ઉપરથી ફુલો ચૂંટી મગ્ન થતી ત્યારે મ્હને પરમાનંદ થતો. અને જીંદગી એ ઈશ્વિરી પદાર્થ છે એમ હું માનતો. તે વખતનું મ્હારૂં સ્વપ્નું તેનીજ જીંદગીનું હતું. મ્હેં જાણ્યું તે કોઈ સુશિક્ષિત પુરૂષ જોડે પરણી મ્હારી નજર આગળ સૂખમાં રહે તો બસ હું સુખી થઇશ. તેના પિતાની દોલત અબાધ છે તો પણ મ્હેં ધનનો સંચય કરવા માંડયો કે તેનાં છોકરાં સુખી થાય. ગરીબ બીચારી લોરેંસ!"

તે અટકયો. મો. લેકોકને પણ આ વાતથી અસર થઈ અને ખૂરશી ઉપર આમ તેમ ફરવા લાગ્યો.

"એક દીવસ મ્હારા મિત્ર કરટોઇસે તેના ટ્રેમોરલ સાથે લગ્ન કરવાની વાત કહાડી. એ સાંભળતાંજ મ્હારા પ્રેમની વાત મ્હને સમજાઈ. મ્હને જે દુ:ખ તે વખતે થયું તેનું શું વર્ણન કરૂં? જાણે મ્હારા શરીરમાં ઘણા વખતથી ધુંધવાતો અગ્નિ સળગી ઉઠી બધું મ્હારૂં શરીર બાળી નાંખતો હોયની? વૃદ્ધ હોઇને એક બાળા ઉપર પ્રેમ? મ્હેં જાણ્યું હું ગાંડો થઈ જઇશ. મ્હેં મનમાં બહુ વિચાર કર્યો અને આ મ્હારી મૂર્ખતા છોડી દેવાને બહુ મહેનત કરી પણ સર્વ વૃથા. પ્રેમ આગળ કઈ વસ્તુ ટક્કર ઝીલી શકેછે? હું તો ચૂપજ રહ્યો અને દુ:ખ સહન કર્યા કર્યું. પણ જાણે મ્હારા દુખની સીમા નહોતી આવી તે પૂરી આવે એમ લોરેંસે મ્હને વિશ્વાસુ મિત્ર ગણી તેના મનની વાત તેણે મ્હારા મ્હોં આગળ ખોલી. તે મ્હારી આગળ હેકટરની વાતો કરે, તેના શરીરની આકૃતિ, તેના ગુણો, તેની બુદ્ધિની એવી વાતો કરે કે તે ઉપરથી મ્હારી ખાત્રી થઈ કે તે તેને બધાં માણુસો કરતાં ઉત્તમ પંક્તિનો ગણેછે."

" ટ્રેમોરલ કેવો લુચ્ચો હતો તે તમે જાણુતા હતા?"

" તે વખતે કમનસીબે હું કાંઈ જાણુતો નહોતો. તે વેલફ્રયુલુમાં રહેતો હતો પણ તેમાં મ્હારે શું? પણ જ્યારે મ્હેં જાણ્યું કે આતો મ્હારો

ખજાનો લુંટી લેઈ જાય છે ત્યારે મ્હેં તેને ઓળખવાનો નિશ્ચય કર્યો. આ મ્હારી તપાસમાં તે જો સારો માણસ નિવડયો હોત તો મ્હને દીલાસો મળત. તમે જેમ તમારા ગુન્હેગારોની પાછળ પડો છો, તેમ હું તેની પાછળ પડયો. હું ઘણીવાર તેની આગલી કારકીર્દિ જાણવા પારીસ ગયો. હું ડીટેકટીવ થયો અને જે જે માણસો તેને ઓળખતા હતા તેમને દરેકને તેના વિષે પૂછતો, અને તેમ તેમ હું તેને ધિક્કારતો ગયો. આ પ્રમાણે તપાસ કરતાં મ્હેં તેનો જેની સાથેનો તથા બર્થા સાથેનો સંબંધ જાણ્યો."

"તમે તે વખતે તેને ઉઘાડો કેમ ન પાડયો?"

"માન!—માનને લીધે હું ચૂપ રહ્યો. મ્હારા બેવકુફી ભરેલા, આશા વગરના પ્રેમને વાસ્તે મ્હારા મિત્ર કરટોઇસની આશા તથા તેનું સુખ તોડવાનો મ્હને શો હક હતો? તોપણ મ્હેં કરટોઇસને જેની વિષેની વાત કહી. ઉલટો તે હસવા લાગ્યો. જ્યારે હું હેકટર વિરૂદ્ધ કાંઈ વાત લોરેંસને કહેતો તો કેટલાક દીવસ સુધી તે મ્હારે ત્યાં આવતી નહીં. આ પછી બધી વાત મ્હેં મારા પેટમાં રાખી."

"અહા! મ્હારામાં તો આટલી ધીરજ કે ઉદારતા રહે નહીં."

"તેનું કારણ છે. તમે મ્હારા જેટલા વૃદ્ધ નથી. મ્હેં તેની સાથે તકરાર કરવાનો તથા દ્વંદ્વયુદ્ધ કરવાનો વિચાર કર્યો કે હું તેને મારી નાંખું. પણ પછી લોરેંસ તો મ્હારૂં મ્હોં જોત નહીં. તોપણ હું આખરેતો તેને કહેત પણ એટલામાં સોવરસી માંદો પડયો અને મરી ગયો. હું જાણતો હતો કે તેણે પોતાની સ્ત્રી તથા હેકટરને બન્નેને લગ્ન કરવાને સોગન ખવડાવ્યા હતા. તેઓ બન્ને જણાં કોઈ ત્રાસજનક કારણથી આ વચન પાળશે એવી મ્હારી ખાત્રી હતી. અને તેથી મ્હેં જાણ્યું લોરેંસ બચી. પણ હાય! તેથી તો ઉલટી તે બગડી. એક દાહાડો સાંજરે હું મેયોરના ઘર આગળ થઈને સાંજે આવતો હતો તે વારે મ્હેં એક જણને તેના બાગમાં દીવાલ ઉપરથી કુદતો જોયો. તે ટ્રેમોરલ હતો. મ્હેં તેને સ્પષ્ટ રીતે ઓળખ્યો. હું એટલો તો ગુસ્સે થયો કે મ્હેં સોગન ખાધા કે અહીંજ ઉભો રહી તે બહાર આવે કે મારી નાંખીશ. હું ત્યાં ઉભો રહ્યો. પણ તે રાત્રે તે બહાર આવ્યો નહીં." મો. પ્લૅંટટે પોતાનું માથું પોતાના બે હાથમાં સંતાડી દીધું. પોતાના હરીફને મારી નાંખવાના ઇરાદે તે રાત તેણે સાંજ

કહાડી હતી તેથી તેના મનને જે દુ:ખ થયું હતું તે યાદ આવવાથી તેનુ કાળજું કોરાઈ ગયું.

મો. લેકોકે ગુસ્સામાં કહ્યું, " ટ્રેમોરલ ઘણોજ નાપાક ચણ્ડાળછે, તેની લુચ્ચાઈ તથા તેના ગુન્હાને માટે તેને કાંઇજ બહાનું નથી. અને તોપણ તમે તેને રીતસર તપાસમાંથી, ફાંસીમાંથી કે કાળા પાણીમાંથી બચાવવા માંગોછો ? "

આનો જવાબ દેતાં પહેલાં મો. પ્લેંટેટ જરા થોભ્યો. તેના મનમાં એટલા બધા વિચારો એકીવારે ઉભરાઈ આવ્યા કે કીયો વિચાર પહેલાં દર્શાવવો એની એને સુઝ પડી નહીં. તેની લાગણી દર્શાવવા માટે શબ્દ પૂરતા નહોતા. પોતાને જે કાંઈ લાગતું હતું તે બધું એકજ વાકયમાં બોલવાની તેની ઇચ્છા હતી. આખરે તેણે જવાબ દીધો, " ટ્રેમોરલની મ્હારે શી દરકારછે ? તમે એમ જાણોછો કે મ્હને તેને સારૂ કાંઈ પણ દયા છે ? તે જીવતો હોય કે મરી જાય, તે બચી જાય કે એક દીવસ ' પ્લેસ ડીલા* રોકેટ ' ઉપર તેનીજીંદગીનો અંત આવે તેનો મ્હને જરા પણ દરકાર નથી. "

"ત્યારે રીતસર તપાસનો તમને આટલો બધો ત્રાસ કેમ છે ? ".

"કારણ કે—"

"તમે તેના કુટુંબના દોસ્ત છો ? તેણે પોતાનું નામ ધૂળમાં રગદોળ્યું છે તે લોકો ન જાણે તે સારૂ ઇન્તેજાર છો ? "

"ના, પણ મ્હારા મિત્ર, હું લોરેંસને સારૂ ફીકરમંદ છું. હું તો તેનોજ વિચાર કરૂંછું."

"પણ તે કાંઈ તેની મદદગાર નથી. મ્હારી ખાત્રી છે કે હજી પણ ટ્રેમોરલે પોતાની સ્ત્રીનું ખૂન કર્યુંછે તે બાતથી તે અજાણી છે."

"હા, લોરેંસ નિર્દોષ છે. તે આ પાપીનો ભોગ થઈ પડીછે, તોપણ તે બીચારીને તેઓ બન્નેમાં વધારે શીક્ષા થશે. જો ટ્રેમોરલને કોર્ટમાં ઘસડયો તો તેને પણ કોર્ટમાં તહોમતદાર તરીકે નહીં તો સાક્ષી તરીકે પણ આવવું પડશે. અને તેના ઉપર શો શક આવશે તે કોણ જાણી બેઠુંછે ? બર્થાને મારી નાંખવાની યોજનાની તેને ખબર હતી કે નહોતી. તે તેને પૂછવામાં આવશે. તેણેજ એને ઉત્તેજન આપ્યું હતું કે નહીં ? તમે જાણોછો

*ફાંસી દેવાની જગા.

કે બંધી તેની હરીફ હતી અને તેથી તે તેને ધિક્કારે એ દેખીતું છે. જો હું જડજ હોઉં તો લોરેંસને તહોમતદારમાં સામેલ કરૂંજ."

"પણ આપણી મદદથી તે આમાનું કાંઈજ જાણતી નથી તે બરોબર સાબીત કરી શકશે. તે ઠગાઈ છે એમ આપણે સાબીત કરી આપીશું."

"હા, તેમ થાય ખરૂં. પણ તેથી તેની આબરૂને હાની પહોંચશે તે ધોવાવાની છે? તેને ભરી કોર્ટમાં હઝારો લોકોના સાંભળતાં જડજના સવાલોના જવાબ નહીં દેવા પડે? તથા પોતાની શરમની વાત જાહેર નહીં કરવી પડે? ક્યાં, કયારે, અને કેવી રીતે તે કલંકિત થઈ તથા તે ચણ્ડાળે તેને શું શું કહ્યું, તે સર્વ તેને કહેવું નહીં પડે? શું? પેલો પત્ર કે જેથી તેનાં માત પિતા શોકમાં નિમગ્ન થયાંછે તે જો કે તેણે પોતાની ખરી મરજીથી તો લખ્યોજ નથી તોપણ તે લુચ્ચાએ કેવી રીતે લખાવ્યો તે પણ તેને કહેવું નહીં પડે? અને વધારેમાં વધારે દુઃખદતો એ છે કે તેને ટ્રેમોરલ પ્રતિ પોતાનો પ્રેમ જાહેર કરવો પડશે!"

ડીટેકટીવે કહ્યું, "આપણે અતિશયોક્તિ વાપરવી જોઈએ નહીં. આવી જાતના કામમાં જે લોકો નિરપરાધી હોયછે તેમના ઉપર ન્યાય મહેરબાન રહેછે."

"મહેરબાન રહેછે, હેં? આ રીતસર તપાસ ખુલ્લી કોર્ટમાં ચાલેછે તેથી વાત જાહેર થાયછે તેમાંથી ન્યાય તેને બચાવી શકશે? તમે જડજનું અંતઃકરણ પીગળાવી શકો, પણ આ ગુન્હો બન્યો જ્યારથી જાણવામાં આવ્યોછે ત્યારથી ઓછામાં ઓછા પચાસ ન્યુસપેપરવાળા પોતાની કલમ ચલાવવાને તત્પર થઈ રહ્યાછે. શું તમે એમ ધારોછો કે આ લોકો આપણા ઉપર ઉપકાર કરવાને આ બધી વાત જાહેર નહીં કરે? આ ખૂની ઉંચી સ્થિતિનો માણસ હોવાથી શું મુકદ્દમો મોટો બ્યાકુળ કરી નાંખે એવો નહીં થાય? અહા! આ ગુન્હામાં કાંઈજ બાકી રહ્યું નથી—અયોગ્ય પ્રેમ, ઝેર, વેર, ખૂન—એ સર્વ આ ગુન્હામાં છે. તેમાં લોરેંસ એક રસાત્મક મૂળતત્વ થઈ પડીછે. તે સેશન કોર્ટમાં એક મ્હોટી નાયિકા થઈ પડશે. તે શરમાશે કે રોશે એ સર્વ વાત ન્યુસપેપરમાં આવશે. તેનો પોશાક તથા તેનો દેખાવ વર્ણવવામાં દરેક જણ એક એકથી ચઢીઆતા થવાને યત્ન કરશે.

તેમાં વળી કેટલાક છબી પાડનારા પણ આવી પહોંચશે. અને જો તે પોતાની છબી પાડવાને ના કહેશે તો એના ચ્હેરાને મળતી કોઈ વેશ્યાની છબી તેનીજ છે એમ કરી ખપાવશે. તે પછી સંતાવાને મહેનત કરશે. પણ ક્યાં ? જીન્નામાના બળ આગળ ભલભલી કુંચીઓનું શું જોર ? તે ખોટી રીતે પંકાઈ જશે. એ કેવી શરમ તથા કેવું દુઃખ છે ? તેથી જો એને આપણે બચાવવી હોયતો, મો. લેકોક, એનું તો નામજ આવવું ન જોઇએ. એ સંભવિતછે કે નહીં ? મો. લેકોક મ્હને એનો જવાબ દ્યો." તે વૃદ્ધ માણસ બોલતો હતો સ્પષ્ટ, પણ તેની રીત ભાત ઘણી જુસ્સાદાર થઇ હતી. તેની આંખમાં જુસ્સો તથા પ્રેમ સ્પષ્ટ રમી રહ્યાં હતાં. મો. લેકોક ચૂપજ રહ્યો તેથા તે વૃદ્ધ પુરૂષે ફરીથી પૂછ્યું " કહો, જવાબ દ્યો. "

મો. લેકોકે ટુંકો તથા શકમંદ જવાબ દીધો, " કોણ જાણે. "

મો. પ્લૅંટેટ કહ્યું, " તમે મ્હને આડે રસ્તે ક્યાં દોરોછો ? આપણે બન્નેને શું આવી બાબતમાં અનુભવ નથી ? જો ટ્રેમોરલ કોર્ટમાં ગયો તો લોરેંસ ગઈ સમજવી. હું પ્રેમાસક્ત છું ! હું તમને ખરેખરૂં કહુંછું અત્યારે જેટલો હું તેને ચ્હાઉંછું તેટલો હું કદી તેને ચ્હાતો નહતો. તે કલંકિત થઈછે, તિરસ્કાર યુક્ત થઇછે, કદાચ તે તે પાપીને ચ્હાતી હશે. પણ તેમાં શું થયું ? તે કલંકિત થઈ તે પહેલાં હું તેને ચ્હાતો હતો તે કરતાં હાલ હઝાર ઘણો વધારે ચ્હાઉં છું. કેમકે તે બખતે તો મ્હને આશા નહોતી પણ હવે —" તે અચકયો. તે જે વાકય આગળ કહેવા જતો હતો તેથી ગભરાયો. મો લેકોક તેના સામું દઢ નજરથી જોતો હતો તેના સામું તે હવે જોઈ શકયો નહીં. તેની આંખ નીચી પડી ગઈ. અને પોતે જે શરમ ભરેલી પણ માનસિક આશા બતાવી હતી તેથી તે શરમાયો. તે જરા ધીરા પડી બોલ્યો. "તમે હવે બધું જાણો છો. તમે હવે મ્હને મદદ કરશોજ, નહીં ? જો તમે મદદ કરશો તો જો કે હું મ્હારી અડધી દોલત તમને આપીશ તો પણ હું એમ નહીં જાણું કે મ્હેં તમારી સેવાનો બદલો વાળ્યો છે. હું પૈસાવાળો છું—"

મો. લેકોકે મગરૂબીના અવાજે તેને રોકયો. તે કઠોર અવાજે બોલ્યો, " બસ, મો. પ્લૅંટેટ, બસ, જે માણસ વિષે મ્હારો સારો અભિપ્રાય હોયછે તથા મ્હારી દયાને યોગ્ય હોયછે તેનેજ હું મદદ કરૂંછું. પણ મ્હારી મદદ

કોઈ દીવસ હું વેચનાર નથી."

"નહીં—મ્હારા દોસ્ત—મ્હેં કાંઇ તમને—"

"હા, હા, તમે મ્હને પૈસા આપવાની વાત કરી હતી. તમે જૂઠું બોલશો નહીં. કેટલાક એવા ધંધાછે કે તેમાં માણસાઈ કે પ્રમાણીકપણું કાંઈ વિસાતમાં નથી ગણાતું? તમે શા વાસ્તે પૈસા આપોછો? હું મ્હારી સેવા વેચું એવો નીચોછું એમ ધારવાને તમને શું કારણ મળ્યું છે? તમે પણ બીજા લોકોના જેવાજ નિવડયા. મ્હારા જેવા માણસની સ્થિતિનું તમને કાંઇજ ભાન નથી. જો મ્હારે પૈસાદાર થવું હોય—તમારા કરતાં પણ વધારે—તો હું એક પખવાડીઆમાં થઈ શકું એમ છે. તમે જોતા નથી કે ઓછામાં ઓછા પચાસ મહાપુરૂષોનાં માન તથા જીંદગી મ્હારા હાથમાં છે?" પછી પોતાના કપાળ તરફ આંગળી કરીને તે બોલ્યો, 'આમાં વીસ છુપી વાતો રમાયલી છે. તે જો વેચવા કહાડું તો દરેકના અકેક લાખ ફ્રેંક લેઈ શકું." તેને ગુસ્સો ચહડયો હતો તોપણ તેના ગુસ્સાની સાથે ઇશ્વર આધીનતાનો અંશ માલમ પડતો હતો. આવી રીતે તેને ઘણીવાર અનુભવવું પડતું હતું. તેણે કહ્યું, "હું જાણુંછું કે મ્હારા જેવી ઉદારતા છેજ નહીં એમ લોકો માનેછે. અને તમે જો તે સાબીત કરવા જાઓ તો તમારી હાંસી થશે. તમે જો એમ કહેશો કે ડીટેકટીવ પ્રમાણીક હોય છે તથા કદી લુચ્ચાઈ કરી શકે નહીં, તમે એમ કહેશો કે વેપારીઓ તથા શરાફો કરતાં તે દસ ગણો વધારે પ્રમાણીક છે તો લોકો માનશે નહીં, જો કે વેપારીઓને તો કાંઇજ લાલચ નથી અને ડીટેકટીવોને તો દશ ગણી લાલચ તથા બદલામાં કાંઈજ નહીં એમછે! તમારે જોવું હોયતો કાલેજ ૧૦ લાખ ફ્રેંક લેઈ આવું. અને તે કાંઈ પણ ભય વગર—કાંઈ પણ જાતના જોખમ વગર—જે જે વાતો લોકોએ મ્હને કહીછે તથા જે વાતો મ્હેં લોકો પાસેથી ખોળી કહાડીછે તે જાહેર કરતાં મ્હને કેટલીવાર છે? આ વાતો છાની રાખવામાં ગુણછે. તોપણ જો કોઈ માણસને—કોઇ લુચ્ચો દેવાળીઓ જેલમાંથી તરતનો છુટેલો હોય તેને અથવા પોતાને ત્યાં મુકનારા લોકોના પૈસાથી સટ્ટો કરનારા શરાફને—કાલે તમે મ્હારી સાથે જાહેર રસ્તામાં ચાલતાં દેખો તો તે માણસ પોતાની આબરૂ ગઈ સમજશે. પોલીસનો માણસ! શું હશે? પણ વૃદ્ધ ટેબેરેટે મ્હને કહ્યુંછે કે આવા લોકોના તિર-

સ્કારથી સમજવું કે તે લોકો બ્હીએ છે અને બાયલા છે. ”

મો. પ્લૅંટેટને ઘણું દુઃખ થયું. પોતે આવો નાજુક, ડાહ્યો તથા કોઇને ખોટું લગાડે નહીં એવો હતો તે છતાં પણ તેણે આવી કઢંગી ભૂલ શી રીતે કરી ? જે માણસ પોતાને મદદ કરવાને તૈયાર હતો તેનું એટલું બધું તો તેણે અપમાન કર્યું હતું કે તેને બ્હીક લાગી કે રખેને તે પોતાથી અળગો થાય. તેથી તેણે બ્હીતાં બ્હીતાં શરૂ કર્યું, “ મ્હારા પ્રિય મિત્ર, તમે ખરેખરૂં માનો કે તમે ધારોછો તેવું અપમાન તમને કરવા મ્હને જરાએ વિચાર નહોતો. એ અર્થ વગરના વાકયનો તમે ખોટો અર્થ કર્યોછે. ”

મો. લેકોક જરા શાંત થયો. તેણે જવાબ દીધો, “ હશે, હું આવો નાજુક છું તેથી તમે માફ કરજો. પણ બીજા લોકો કરતાં હું એવી ખરાબ સ્થિતિમાં છું કે તેથી અપમાન ડગલે ડગલે મ્હને મળેછે. પણ હશે, જવા દો એ વાત. ટ્રેમોરલની વાત ચલાવો, ”

મો. પ્લૅંટેટ વિચારતો હતો કે પોતાની યોજનાની વાત પાછી કહાડું કે કેમ, એટલામાં મો. લેકોકે પોતેજ તેને આ અગવડતામાંથી ઉગાર્યો તેથી તે તેનો આભારી થયો. તેણે કહ્યું, “ હું તો ફક્ત તમારી શી મરજી છે તે સાંભળવાને ઇન્તેજાર છું. ”

મો. લેકોકે કહ્યું, “હું તમને ખુલ્લે ખુલ્લું કહી દઉંછું કે તમે કહોછો તે કરવું એ ઘણું અઘરૂં છે. મ્હારી ફરજછે કે મ્હારે ટ્રેમોરલને શોધી કહાડી તેને પકડી ન્યાયને સ્વાધીન કરવો જોઈએ, અને આ કામ તેથી ઉલટુંજ છે. તમે મ્હને તેને કાયદાની સજામાંથી બચાવવા માંગોછો—”

મો પ્લૅંટેટે કહ્યું, “ પણ તે એક નિર્દોષ બાળાને ખાતર. તમે તેને એમ કરવાથી બચાવી શકશો. ”

“ મ્હારી જીંદગીમાં મ્હેં એકજવાર મ્હારી ફરજ તોડી છે. એક વૃદ્ધ દુઃખીઆરી માતાના આંસુથી મ્હારૂં મન પીગળ્યું હતું. તેણે પોતાને ઘુંટણીએ પડી પોતાના પુત્રને બચાવવા વિનંતી કરી હતી. આજે હું તેથી પણ વધારે કરવા જાઉંછું. અને તેથી મને દીલમાં દુઃખ પણ થશે. તોપણ મ્હારાથી બનતી મદદ કરવાને હું ચૂકીશ નહીં. ”

મો. પ્લૅંટેટ ખુશી થઇ બોલી ઉઠયો. “ અહો, મ્હારા પ્રિય દોસ્ત લેકોક, હું તમારો કેટલો બધો આભારી થયોછું ? ”

ડીટેકટીવે ગંભીરાઈથી કહ્યું, " આપણે ઘણી આશા રાખવી ન જોઇએ. ટ્રેમોરલ જેવા ગુન્હેગારને કોર્ટમાંથી દૂર રાખવાનો એક રસ્તો છે. તે પાર પડશે કે નહીં ?"

" હા—હા—જો તમારી મરજી હશે તો પાર પડશેજ."

મો. લેકોકને પોતાના સોબતીના પોતાને વિષેના આ વિશ્વાસથી જરા હસવું આવ્યું. તેણે કહ્યું, "હું હુંશીઆર ડીટેકટીવ છું પણ અંતે માણસ છું, અને બીજાઓ કેમ વર્તશે તે મ્હારાથી કહેવાય નહીં. દરેક વાત હેકટર ઉપર આધાર રાખેછે. જો બીજો કોઈ હોત તો મ્હારી યુક્તિ પાર પડી એમ સમજત પણ હું કબુલ કરૂં છું કે આની સાથે મ્હને જરા શક પડેછે. મુખ્ય વાત એછે કે લોરેંસ વખત આવે ત્યારે દૃઢતા બતાવી શકે ખરી ?"

" તેતો દૃઢતાનો અવતાર છે."

" ત્યારે આશા ખરી. પણ આ વાત આપણે છાની રાખી શકીશું ? જો સોવરસીએ લખેલો ઇતિહાસ જડયો તો પછી ? ટ્રેમોરલને તે જડયો નહીં. પણ તે વેલફ્યુલુમાં કોઈ જગોએ સંતાડેલો હોવો જોઇએ."

મો. પ્લેટેટ તરતજ જવાબ દીધો, " તે કદી જડવાનો નથી."

"ખરેખાત?"

"નક્કી,"

મો. લેકોકે પોતાના સોબતી સામું તીક્ષ્ણ નજરે જોયું અને ફક્ત બોલ્યો, "અહા" પણ મનમાં તે બોલ્યો, "કાલે રાત્રે જે વાત સાંભળી તે કયાંથી આવી તે હવે જાણવાનો વખત આવ્યોછે."

એક ક્ષણવાર આનાકાની કરીને મો. પ્લૅટેટ બોલ્યો "મો. લેકોક, મ્હેં મ્હારી જીંદગી તમારા હાથમાં મૂકી છે, એટલે મ્હારી આબરૂ પણ તમને સોંપવામાં હરકત નથી. હું તમને ઓળખું છું. હું જાણું છું કે ગમે તેમ થાય તોપણ—"

"હું મ્હારૂં મુખ બંધ રાખીશ."

"ઘણું સારૂ. જે દહાડે મ્હેં ટ્રેમોરલને મેયોરના બંગલામાં ભીંત કુદી જતાં જોયો તે દહાડે મ્હેં સોવરસીના ઇતિહાસની સીલ તોડી."

"અને તમે તેનો ઉપયોગ કર્યો નહીં ?"

"આ મ્હારા વિશ્વાસઘાતના કર્મથી જે વાત મ્હારા જાણવામાં આવી તેથી હું ત્રાસ પામ્યો. અને તેમાં સોવરસીનું વેર વાળવા ન દેવાનો મ્હારો શો હક હતો ?"

"પણ બર્થાને તમે લગ્નને બીજે દીવસે તે કાગળીઆં પાછાં આપી દીધાં હતાંનિ ?"

"હા, પણ બર્થાને પોતાના દુર્દૈવનો કાંઈ વ્હેમ આવેલો હશે. આશરે ૧૫–૨૦ દીવસ ઉપરજ તે મ્હારી પાસે આવી પોતાના આગલા પતિનો ઇતિહાસ પૂરો કરી પાછો આપી ગઈ."

"તમે મ્હને આ બધું કેમ પ્રથમથી કહ્યું નહીં? મ્હને આમ ફાંફાં મારવા કેમ દીધો ?"

"મો. લેકોક, હું લોરેંસને ચ્હાઉછું, અને ટ્રેમોરલને પકડાવવો એ લોરેંસ અને મ્હારી વચ્ચે ઉંડી ખાઈ ખોદવા સમાન હતું."

ડી ટકટીવે નમન કર્યું. તેણે વિચાર્યું, "બુઢ્ઢો આપણા જેટલોજ હુંશીઆર છે. હું એને ચ્હાઉંછું. અને એને હું એવી મદદ કરીશ કે તે ચમકશે."

મો. પ્લેંટટને મો. લેકોકે કહી હતી તે શી યુક્તિ હતી કે તેથી રીતસરં તપાસ ન થાય અને લોરેંસ બચે તે પૂછવાની ઘણીજ મરજી હતી પણ તેની હીંમત ચાલી નહીં.

ડીટેકટીવ નીચું માથું ઘાલી વિચાર કરતો હતો. ટેબલ ઉપર પડેલા એક કાગળના કડકા ઉપર હાથમાં પેનસીલ લેઇને કાંઈ લીટા કરવા લાગ્યો. ઓચિંતાનોજ તે એકદમ જાગૃત થયો. કોઈ છેલ્લી હરકત રહી હતી તે દૂર કરવાની કાંઈ યુક્તિ તેને જડી હતી; હવે તેની યુકિત સંપૂર્ણ થઈ. ઘડીઆળ તરફ જોઈ તે બોલી ઉઠયો, "બે વાગ્યા, અને જેનીને વાસ્તે મેડમ ચારમેનને ત્યાં ત્રણ અને ચારની વચ્ચે જવાનો મ્હેં વાયદો કર્યોછે."

તેનો પરહોણો બોલ્યો. "હું તમે કહો તેમ કરવાને તૈયાર છું."

"ઘણું સારૂં. જેની સાથે કામ પુરૂં થયા પછી આપણે ટ્રેમોરલને શોધીશું, તેથી ચાલો આપણે બધું કામ આજેજ પૂરૂં કરીએ એવી ગોઠવણ કરીએ."

"શું તમે આજેજ બધું પૂરૂં કરવા માંગોછો ?"

"અલબત્ત. અમારા ધંધામાં ઝડપ ઘણી અગત્યની છે. એક કલાક

ખોયો હોય તો તે પાછો મેળવવા એક મહીનો વખતે લાગેછે. હેકટરને ઓ-ચિંતાનોજ પકડવાનો આપણને હવે લાગ આવ્યો છે. કાલે બહુ મોડું થવાનું. જો એ પકડાયો તો ચોવીસ કલાકમાંજ. નહીં તો વળી કાંઈ બીજી યુક્તિ કરવી પડશે. મ્હારા ત્રણે માણસોએ સારા તેજી ઘોડા પસંદ કરી ગાડી ભાડે કરીછે. અત્યારથી એક કલાકમાં તેઓ ફરનીચર વાળાઓ સાથે પોતાનું કામ કરી રહેશે. જો મ્હારી ધારણા ખરી હશે તો એક કે પછી બે કલાકમાં તે લુચ્ચાનું ઠેકાણું મળી આવશે. અને પછી તરતજ આપણે કામે વળગીશું."

મો. લેકોકે તરતજ પોતાનું બ્લોટીંગપેપરનું પુઠી પત્રક ઉઘાડયું અને માંહીથી પોતાના નામની છાપવાળા એક નોટપેપરમાં થોડી લીંટીઓ લખી તેણે કહ્યું, "મ્હેં મ્હારા મદદનીશને આમ લખ્યુ છે." પછી તેણે નીચે વાંચ્યું. "મો. જોબ— એકદમ આપણા સાત આઠ માણસોને એકઠા કરો અને રૂ ડી માર્ટીર તથા રૂ લેમારટાઇનની વચ્ચેના ખૂણામાં આવેલી દારૂની દુકાનમાં લેઈ જાઓ, અને ત્યાં મ્હારા હુકમની વાટ જોતા બેસજો."

"અહીં નહીં અને ત્યાં કેમ ?"

"કેમકે આપણે નકામી દોડાદોડ દૂર કરવી જોઇએ. ત્યાં આગળથી મેડેમ ચારમેનનું મકાન પાસેછે. તેમ ટ્રેમોરલની સંતાવાની જગા પણ એટલામાંજ છે. કેમકે તે લુચ્ચાએ નોટરડેમ ડી લોરેટની પડોસમાંજ ઘર ભાડે રાખ્યુંછે."

મો. પ્લેંટરે આશ્ચર્ય પામી પૂછ્યું. "એમ ધારવાનું શું કારણ ?"

ડીટેકટીવ જરા હસ્યો અને બોલ્યો. "કેમ તમને યાદ નથી ? જે કાગળ મેડેમોઇસેલ કરટોઇસે પોતાના માબાપ ઉપર પોતાના આપઘાત વિષેનો મોકલ્યો હતો તેનાં પરબીડીઆં ઉપર પારીસની રૂ સેંટલાઝારની શાખાની પોસ્ટ ઓફીસની છાપ હતી ? સાંભળો ત્યારે. પોતાની સગીને ઘેરથી નીકળ્યા પછી લોરેંસ તરતજ ટ્રેમોરલે ભાડે લીધેલા ઘરમાં ગઈ હશે. તેનું ઠેકાણું તેણે તેને પ્રથમથી બતાવેલું હશે અને કહ્યું હશે કે હું ગુરૂ-વારે ત્યાં આવી તને મળીશ. ત્યાં જઇને તેણે કાગળ લખેલો. હવે આ કાગ-ળ પારીસની બીજી કોઈ શાખાની પોસ્ટ ઓફીસમાં બીડવાનું તેને ભાન રહ્યું હશે ? ટ્રેમોરલની પાછળ પોલીસ પડીછે અને તેને પકડવાની ધાસ્તીછે તેનાં કારણો કાંઈ તે જાણેછે ? તેમ મોરલ તેને આ યુક્તિ બતાવે એટલી તેનામાં

અક્કલછે ? નહીંજ. જો તેનામાં એટલું ડહાપણ હોત તો તેણે તેને પારીસમાં કાગળ ન બીડાવતાં કોઈ બહાર ગામથી બીડાવવાનું કહ્યું હોત. તેથી તે ઘરની પાસેનીજ પોસ્ટ ઓફીસમાં તે કાગળ બીડાવેલો."

"આ દલીલ એવી સાધારણ હતી કે મો. પ્લૅટેટને આશ્ચર્ય લાગ્યું કે આ વાત તેને કેમ સુઝી નહોતી ? પણ તે વૃદ્ધ માણસને એક નવી ચિંતા ઉત્પન્ન થઈ. તેથી તેણે કહ્યું, "ટ્રૂમોરલને જ્યારે હવે રીતસર તપાસમાંથી દૂર રાખવો છે ત્યારે તો તમારાં બોલાવેલાં માણુસો ઉપયોગી થવાને બદલે ઉલટાં અગવડ કર્તા થઇ પડશે."

મો. લેકોકે જાણ્યું કે પોતાના સોબતીને કાંઇક વ્હેમ હજી રહ્યો હતો તેથી એને જરા ગુસ્સો ચહડયો અને બોલ્યો "મો. પ્લૅટેટ, તમને મ્હારા ઉપર વિશ્વાસ નથી ?"

તે વૃદ્ધ માણુસ સોગન ખાવા લાગ્યો, "ના—ના તેમ નહી. હું તો—"

ડીટેકટીવે કહ્યું "તમને વચન આપ્યુંછે; અને જો તમે મ્હને બરોબર ઓળખતા હોત તો તમે જાણુત કે હું હમેશાં મ્હારૂં વચન પાળુંછું. મ્હેં મેડેમોઇસેલ લોરેંસને બચાવવાને બનતી મહેનત લેવાનું વચન આપ્યું છે. પણ તમારે યાદ રાખવું કે મ્હેં ફકત મદદનુંજ વચન આપ્યું છે. ફત્તેહ મેળવવાનું વચન આપ્યું નથી. ત્યારે હું જે કરૂં તેમ કરવા દો."

એમ કહી તેણે જેનવીલને બોલાવીને તેને કહ્યું, "આ કાગળ જોબને તરતજ મોકલવવો જોઇએ."

તે ડોશીએ કહ્યું, "હું મ્હારી જાતે જઇને આપી આવીશ."

"ના—ના—તું તો અહીંજ રહે. અને સ્હવારે મ્હેં જે માણસોને મોકલ્યાછે તેમની વાટ જોજે. તેઓ આવે કે તરત તેમને રૂડી માર્ટીર્સમાંની દારૂની દુકાનમાં મોકલજે. પેલી જાણેછે કેની—દેવળના સામેની છે ત્યાં બીજા કેટલાક માણુસો તેમને મળશે."

આ હુકમ આપતે આપતે મો. લેકોકે પોતાનો પહેરેલો ઝબ્બો કહાડી નાંખ્યો; એક લાંબો કાળો-કોટ પહેર્યો અને સંભાળથી વાળની ટોપી પહેરી."

જેનવીલે પૂછ્યું, "આપ સાંજરે પાછા આવશો?"

"તે કાંઈ કહી શકાય નહીં."

"અને કોઈ પણેથી આવેતો?" ડીટેકટીવો પોલીસની ઓફીસને 'પણે' કહીને બોલાવે છે."

"કહેજે કે હું કોરબીલના કામમાં રોકાયો છું."

મો. લેકોક હવે તૈયાર થયો. તેણે અત્યારે પચાસેક વર્ષના કોઈ આબરૂદાર શીરસ્તેદારના જેવો દેખાવ તથા રીતભાત ધારણ કર્યાં હતાં. તેના મ્હોંનો દેખાવ, તથા તેનો અમુક જાતનો પોશાક, તેના સોનાનાં ચશ્માં તથા છત્રીથી સાફ દેખાતું હતું કે ખાતાવહી તથા ખજાનજીના કામથી તે પૂર્ણ વાકેફ હતો. તેણે મો. પ્લૅંટટને કહ્યું "ચાલો, હવે."

ગોલ્ડ આસી રીતે જમ્યો હતો અને જમવાના ખંડમાં પોતાના ઉપરીની વાટ જોતો બેઠો હતો. તેને જોઇને મો. લેકોકે કહ્યું, "કેમ, દોસ્ત, મ્હારા સીસાની બરોબર ઓળખાણ કરી કેની? કેમ કેવો છે?"

"ઘણોજ મીઠો, સાહેબ, ઘણોજ સરસ, જાણે અમૃત."

"તું તેથી ખુશ થયો કેની?"

"હા, સાહેબ."

"ત્યારે ચાલ, અમારી પછવાડે. અમે કોઈ ઘરમાં પેશીએ કે તરતજ તું તે ઉપર સખ્ત ચોકી રાખજે. ઘણું કરીને હું એક ખુબસુરત છોકરી તારે હવાલે કરીશ. તેને તું મો. ડોમીની પાસે લેઈ જજે. પણ આંખો બન્ને તારી ઉઘાડી રાખજે. તે ઘણી લુચ્ચી સ્ત્રી છે. રસ્તામાં તને છેતરી વખતે છટકી ન જાય."

પછી ત્રણે જણા બહાર નીકળ્યા, એટલે જેનવીલે બારણાં મજબૂત વાશી દીધાં.

---

## પ્રકરણ ૨૫ મું.

### જેની.

કોઇને પૈસા જોઇતા હોય, તૈયાર પોશાક જોઇતો હોય, બૂટની જોડી, કાશ્મીર, ટેબલ ઉપર મૂકવાનાં કાચનાં વાસણ, ઘરેણાં, રકાબીઓ અથવા રેશમ જોઇતાં હોય, બહાર ગામ ઘર ભાડે રાખવું હોય, અથવા શીયાળા માટે બળતણ એકદમ સામટું ભરી રાખવું હોય તો તે તથા બીજી ઘણી વસ્તુઓ મડેમ ચારમેનને ત્યાંથી મળવાની. મડેમ ચારમેન

'નોટરડેમ ડી લોરેટના' રસ્તા ઉપર ઘર નંબર ૧૩૬માં પહેલે માળે રહેછે. કાંઈ પણ સાંનમાં લખી લીધા વગર કોઈ વસ્તુ તે કોઇને ઉધાર આપતી નથી. પણ જો કોઇ જુવાન અથવા સુંદર સ્ત્રીને ગરજ હોય તો સાન વગર ફક્ત બસેં ટકા વ્યાજે ઉધાર રકમ મળી શકે ખરી. આ વ્યાજના દરે તેનાં ઘરાક ઘણાં છે. પણ તેણે એમાંથી કાંઈ દોલત એકઠી કરી નથી. તેને જોખમ ઘણું હોયછે. અને જેમ તેને નફો ઘણો આવેછે તેમ ખોટ પણ ઘણી જાયછે; અને પોતે હમેશાં કહેછે તેમ તે અતિશય પ્રમાણીક છે. અને ખરેખર તે પોતાનો પોશાક વેચવો પડે એ વાત હા પણ પોતાની સહી સામે કદી વાંધો પડવા દે નહી. મેડેમ ચારમેનનું શરીર નાજુક છે તથા ચ્હેરો સુંદર છે. તેની સાથે જરાક દબદબાવાળી પણ છે. બધી રીતે જોવા જતાં દેખાવમાં *યાહુદણને તે જરા પણ મળતી આવતી નથી. તે શીયાળે કે ઉન્હાળે હમેશાં કાળોજ પોશાક પહેરેછે. લોકો કહેછે કે તેનો ધણી જીવતો છે. પણ તેને કોઇએ કદી જોયો નથી. તોપણ તેથી કાંઈ તેની આબરૂને જરા પણ હાની પહોંચી નથી. આવો તેનો માનવંતો તથા પ્રમાણિક ધંધો છે તો પણ તેથી કાંઈ મો. લેકોક સાથે તેને કામ પડ્યા વગર રહ્યું નહોતું અને તેથી ધગધગતા અંગારાની માફક તેનાથી તે ડરેછે. તેથી કરીને તેણે મો. લેકોકને તથા તેના સોબતીને (તેને પણ તે ડીટેકટીવજ સમજી તેને) જેમ કોઈ નાટકી પોતાને ઘેર નાટકનો ઉપરી આવે અને સલામ કરે તેમ ઘણીજ નમીને સલામ કરી. તે તેમની વાટજ જોતી હતી. તેથી જેવાં મો. લેકોકે બારણાં ઠોકયાં કે તરતજ તેણે જાતે બારણાં ઉઘાડયાં અને પોતાના દીવાનખાનામાં તેમને લેઈ ગઈ, પોતાની સારામાં સારી બે હાથવાળી ખુરસીપર બેસાડયા તથા કાંઈ ખાવાનું તથા પીવાનું તેમની ના કહેવા છતાં મંગાવ્યું.

મો. લેકોકે કહ્યું, "મ્હારી ચીઠ્ઠી તમને પહોંચેલી જણાયછે, મેડેમ."

"હા, મો. લેકોક, આજે સ્હવારના પહોરમાંજ મળી. હું તો તે વખતે ઉઠી પણ નહોતી."

"ઠીક, અને મહેરબાની કરીને મ્હેં જે કામ બતાવ્યું હતું તે કર્યું છે કેની?"

"તે શા વાસ્તે પૂછોછો? તમે જાણતા નથી કે તમારે માટે તો

* મુંબાઈમાં જેમ મારવાડી છે તેમ વિલાયતમાં યાહુદી છે.

હું અડધી અડધી થઈ જાઉછું ? ચીઠ્ઠી વાંચતાં વારજ હું એકદમ ઉઠી."

"ત્યારે તમે પિલેગી ટેપેનેટ જેને તેના મિત્રો જેની કરીને કહે છે તેનો પત્તો મેળવ્યો છે ?"

મેડેમ ચારમેન ઘણુંજ નમન કરી બોલી, "જી, હા, તેનું ઠેકાણું મ્હારી પાસેછે. મ્હારી બજાવેલી સેવાને મહાભારત રૂપ નથી આપતી પણ કાંઈ મ્હને મહેનત પડીછે, કાંઈ મ્હને મહેનત પડીછે! આખું પારીસ ખુંદી વળી અને ૧૦ ફ્રંક ગાડી ભાડાના ખર્ચ્યા."

"હશે, આપણી વાત કરો એટલે થયું."

"જેની મ્હને પરમ દીવસેજ મળી હતી."

"હેં ?"

"હા, સાહેબ. તે ઘણી હીંમતવાન તથા પ્રમાણીક છોકરીછે."

"હું ?"

"હા, ખરેખર. આજ બે વરસથી હું તેની પાસે ૨૦૦ ફ્રેંક માંગતી હતી. તમે જાણો છો કે એવા લહેણાની હું કાંઈ દરકાર કરૂં એવી નથી. પણ જેની એની મેળેજ પરમ દીવસે હાંફતી હાંફતી આવી અને બોલી મ્હને હગણાંજ વારસો મળ્યો છે, અને તેથી મ્હારૂં કરજ વાળવા આવીછું. તે કાંઈ મશ્કરી કરતી નહોતી. તેની થેલી નોટોથી ભરેલી હતી અને મ્હારૂં લ્હેણું તમામ પતાવી દીધું. ખરેખર, તે બહુ ભલીછે." મેડેમ ચારમેને આ વાકય કહ્યું તે જાણે પોતાને તેની ખરી ખાત્રી હોય એમ કહ્યું.

મો. લેકોકે પપા પ્લેંટેટના સામું જોયું. એકી વખતે બન્નેને એકજ વિચાર આવ્યો. આ નોટો જેનીને કાંઈ કામ કરવા બદલ ટ્રેમોરલે આપેલી તેજ હોવી જોઈએ. પણ મો. લેકોકને આથી વધારે હકીકત જોઇતી હતી. તેથી તેણે પૂછ્યું. "આ પહેલાં જેનીની કેવી સ્થિતિ હતી ?"

"અહો ! મો. લેકોક. તેની દશા ઘણીજ ખરાબ હતી. જ્યારથી તેને કાઉન્ટે છોડી ત્યારથી તે નીચેને નીચે પડતી ગઈ. તેની પાસે જે કાંઈ હતું તે કડકે કડકે તમામ વેચી દીધું. આખરે ખરાબ લોકોની તેણે સંગત કરી, દારૂ પીવા માંડયો અને અંતે એવો દીવશ આવ્યો કે કહેછે તેના શરીર ઉપર પહેરવાને વસ્ત્ર સરખું નહોતું. જ્યારે તે કાંઈ કમાતી ત્યારે તેનાં કાંઈ વસ્ત્ર ખરીદ કરવાને બદલે નષ્ટ સ્ત્રીઓ સાથે બેશી દારૂ પીતી."

" ત્યારે અત્યારે તે કયાં રહેછે ? "

" પાસેનીજ ગલીમાં. "

મો. લેકોકે સખ્તાઈથી કહ્યું, " ત્યારે હજી સુધી તે અહીં કેમ આવી નથી ? "

" પ્રિય લેકોક, એમાં મ્હારો જરાએ વાંક નથી. મ્હને તેનું ઠેકાણું ખબર છે. પણ તે જાતે કયાં છે તે હું નથી જાણતી. મ્હેં જ્યારે તેને બોલાવી ત્યારે તે બહાર ગઈ હતી. "

" પણ ત્યારે—એ વળી વિઘ્ન આવ્યું તો. મ્હારે એને ગમે ત્યાંથી ખોળી કહાડવી જોઇએ. "

" તેને માટે તમે નિશ્ચિંત રહો. ચાર વાગ્યા પહેલાં જેનીએ પાછાં વળવું જોઇએ. મ્હેં એક મારી સ્ત્રી નોકરને તેને ઘેર મોકલી છે અને કહ્યુંછે કે તે આવે એવીજ તેને ઘરમાં જવા ન દેતાં પાંશરી અહીંજ આણવી. "

" ત્યારે અમે તેની વાટ જોતા અહીંજ બેશીએ છીએ. "

આશરે પા એક કલાક ગયો કે મેડેમ ચારમેન બોલી ઉઠી. " ઘણું કરીને મ્હારી સ્ત્રી નોકર દાદરે આવેછે. "

મો. લેકોકે કહ્યું, " જૂઓ સાંભળો, તમારે જેનીને એમ સમજાવવું કે તેને તમેજ બોલાવી છે, અને અમે જાણે ઓચિંતાનાજ આવી પંહોચ્યા છીએ એમ બતાવીશું. "

મેડેમ ચારમેને ડોકી ધુણાવી હા કહી. અને તે બારણા તરફ જતી હતી એટલે ડીટેકટીવે વળી તેને અટકાવી કહ્યું, " જરા સાંભળતાં જાઓ. જ્યારે તમે મ્હને તેની સાથે વાત કરતાં જુઓ કે તરતજ તમે બહાર જઈ તમારી છોકરીઓ બરોબર કામ કરેછે કે નહીં તેની દેખરેખ રાખવી. મ્હારે જે તેને કહેવું છે તે સાંભળવામાં તમને જરાપણ રસ પડવાનો નથી. "

" હું સમજી. "

" પણ યાદ રાખજો, કાંઇ લુચ્ચાઈ બુચ્ચાઈ ચાલશે નહીં. તમારૂં ઘર મ્હેં જોયલું છે અને તેથી જાણુંછું કે પાસેના ખંડમાંથી કુંચી દેવાના કાણામાં કાન ધર્યો હોયતો બધી વાત માંહી થતી હોય તે સંભળાય એમછે. "

મેડેમ ચારમેનની છોકરીએ આ વખતે બારણું ઉઘાડયું. પાછળ રેશમનાં કપડાંનો અવાજ સંભળાયો અને જેની ભર પોશાકમાં આવી પહોંચી.

હેકટરે તેને ખીલતી જુવાન છોકરી જોઈ હતી તેવી તે અત્યારે નહોતી. જેમ એકજ દીવસમાં ગુલાબ કરમાઈ જાયછે તેમ થોડાજ વખતમાં તે કરમાઈ ગઈ હતી. તેને હજી વીસ વર્ષ પણ પૂરાં થયાં નહોતાં. તોપણ એક બુઢ્ઢી વેશ્યા જેવી તે દેખાતી હતી. કોઈ એમ ન જાણે કે તે પ્રથમ ઘણીજ ખુબ-સુરત હતી. દુર્ગુણે તેને ધપડી કરી નાંખી હતી તેના ઉતરી ગયેલા ચ્હેરા ઉપરથી તથા બેશી ગયેલા ગાલ ઉપરથી તથા તે ઉપર રંગ ચોપડયાથી વેશ્યાનો અવતાર તેણે ભોગવ્યો હતો તે સાફ દેખાતું હતું. તેની આંખમાં થી તેજ ઉડી ગયું હતું. હાલ ફક્ત તેને બદલે કડણ દ્રષ્ટી રહી હતી. તેના હોઠ પ્રથમ એવા લાલાશપર તથા કુમળા હતા કે તે ઉપરથી સામા માણસને પ્રેમ ઉપજતો. અત્યારે તે બરોબર વેશ્યાના જેવા થઈ ગયા હતા. તેમ દારૂથી તેનો અવાજ જાડો થયો હતો. તેણે નવોજ રેશમનો ધાઘરો પહેર્યો હતો તથા પીંછાવાળી ટોપી પહેરી હતી. પણ એવા તેના ભપકાબંધ પોશાક છતાં તે જરાપણ દેખાવડી માલુમ પડતી નહોતી. તે ઉદ્ધતપણેજ ઓરડામાં દાખલ થઈ, અને કોઇને જરાપણ નમન કર્યા વગર ગુસ્સામાં બોલી, " આ શું ? આ પ્રમાણે મ્હને બોલાવવી ? તમારી છોકરી ઘણીજ બેશરમ છે. તે મ્હને અહીં પરાણે લાવી. "

મેડમ ચારમેન એકદમ પોતાના જુના ઘરાક પાસે ગઈ અને તેની મરજી ઉપરાંત તેને ભેટી અને પોતાની છાતી સરસી દાબી. " જો ગુસ્સે ન થા, મ્હારી વ્હાલી. મ્હેં જાણ્યું તું ઘણીજ ખુશ થઈશ અને મ્હારો ઉપકાર માનીશ- "

" હું ? શા માટે ? "

" કેમકે, મ્હારી વ્હાલી, તને કાંઈ મ્હારે એવું દેખાડવું છે કે તું તે જોઇને છકજ થઈ જઇશ. અહા ! હું ઉપકાર કદી વિસરતી નથી. કાલે તેં આવીને મ્હારૂં લેહેણું પતાવી નાંખ્યું તેનો આજે મ્હારે બદલો આપવો છે. ચાલ, જો, ખુશી થા. અત્યારે મ્હારી પાસે એક એવી મજેની મુખમલ આવીછે જો ? "

" તેટલા માટેજ મ્હને બોલાવી કે ? "

" પણ તે તમામ રેશમજ છે અને ભાવ ખાસ્સો ત્રીસ ફ્રાંક વાર. ઘણીજ સસ્તી જો. "

"હેં ? તેની મ્હારે શી દરકાર છે ? જુલ્લાઇમાં મુખમલ ! શું તમે મ્હારી મશ્કેરી કરોછો ?"

"લે ચાલ હું દેખાડું."

"નહીં. મ્હારે 'એનીઅર્સ'માં જમવા જવું છે. અને તેથી—" તે પાછી ફરી અને મેડેમ ચારમેનની મહેનત છતાં પણ તે ચાલી ગઈ હોત પણ મો. લેકોકે જાણ્યું કે હવે આપણે વચ્ચે પડવું જોઇએ અને તેમ કરી તેને અટકાવી.

"અરે આ કોણ ? હું ભુલતો તો નથી ? શું તમે મેડેમોઇસેલ જેનીતો નહીં ?"

જેનીએ તેના તરફ આશ્ચર્ય તથા ગુસ્સાની નજરે જોયું; અને જવાબ દીધો, "હા, હું તેજ, કેમ તેનું શું છે ?"

"શું તમે ભૂલી ગયાં ? મ્હને નથી ઓળખતાં ?"

"જરાએ નહીં."

"વાહ ! એકવાર હું તમારો મિત્ર હતો અને તમારે ત્યાં જમતો પણ ખરો. તમે જ્યારે મેડલીનમાં રહેતાં હતાં ત્યારે, કાઉન્ટના વખતમાં સ્તો." મો. લેકોકે પોતાનાં ચશ્માં કાચ લ્હોવાને બહાને કહાડી નાંખ્યાં, પણ ખરૂં તો મેડેમ ચારમેનની તરફ ક્રોધથી જોવા સારૂં કહાડયાં હતાં. તે સમજી ગઇ અને તરતજ ચાલી ગઈ. મો. લેકોકે કહ્યું, "હું મોરલનો પહેલાં દોસ્ત હતો. તમને તેના હમણાં કાંઈ સમાચાર મળ્યા છે ?"

"તે મ્હને એક અઠવાડીઆ ઉપર મળ્યા હતા."

"હેં ? પણ ત્યારે તમે પેલી ભયંકર વાત નથી સાંભળી ?"

"ના, શી ?"

"ખરેખાત ? નથી સાંભળી ? તમે ન્યુસપેપર નથી વાંચતાં ? એ તો બહુ ભયંકર વાત છે. આ ઊડતાળીસ કલાકથી આખું પારીસ એનીજ વાત કર્યા કરે છે ને ?"

"ત્યારે કહો–કેહો, તે શું છે ?"

"તમે જાણોછો કેની કે તે તેના મિત્રની વિધવાને પરણ્યો હતો. દરેક જણ જાણતું હતું કે તે સુખી રહેતો હતો. પણ તેમાંનું કાંઇજ નહીં. તેણે પોતાની સ્ત્રીનું છરા વતી ખૂન કર્યું છે."

જેની ફીક્કી પડી ગઈ. તે બોલી. " શું એ સંભવિત છે ? " તેને આથી લાગી આવ્યું. પણ તેથી તે આશ્ચર્ય પામી નહીં.

મો. લેકોકે જવાબ દીધો, " તે સંભવિત છે એટલુંજ નહીં, પણ તે ખરેખરૂં છે. કારણ કે તે અત્યારે પકડાયો છે, તેના ઉપર કેસ ચાલશે અને તેને સજા થશે. "

મો. પ્લૅંટટ જેનીને નિહાળીને જોતો હતો. તેણે જાણ્યું કે આ સાંભળી તે નિરાશ થઈ જશે અને મૂર્છા પામશે. પણ તેમાંનું કાંઈ થયું નહીં. વખતે વખતે પોતાની હલકી થઈ ગયલી સ્થિતિ લાગી આવતી અને તેનું કારણ તે હેક્ટરને ગણુતી હતી. અને જો કે તે તેને મળતો ત્યારે તે હસતી તે ફક્ત એટલાજ માટે કે બને તેટલા પૈસા તેની પાસેથી કઢાવવા.અને તે ગયો કે પાછળ ગાળોનો વરસાદ વરસાવતી. તેથી અત્યારે કાંઈ પણ આંસુ પાડવાને બદલે તે મોટેથી હશી અને કહ્યું, " ઠીક થયું. તેણે મ્હને શું કરવા તજી ? તે રાંડની પણ ઠીક વલે થઈ. "

" કેમ ? "

" તેણે પોતાના પ્રથમના ધણીને શું કરવા છેતર્યો ? તેજ રાંડ મ્હારા હેક્ટરને મ્હારી પાસેથી લેઈ લીધો, જો કે તે પૈસાવાળી, પરણેલી બાયડી હતી. તોપણુ હું કહેતી કે હેક્ટર ગરીબ, નબળો તથા બાયલો છે. "

" ખરેખરૂં પુછાવેતો મ્હારો પણ એજ અભિપ્રાય છે. જ્યારે કોઈ માણુસ ટ્રેમોરલની માફક તમારી જોડે વર્તતો તેને લુચ્ચોજ જાણવો. "

" ત્યારે, મ્હેં ખરૂં કહ્યું કેની ? "

" હા, પણ તેની ચાલથી મ્હને કાંઈ વિસ્મય થયું નહીં. તેની સ્ત્રીનું ખૂન એતો ન્હાનોજ ગુન્હો છે. તે તો તેણે એક નિર્દોષ માણુસ ઉપર ઓરાડી દીધો છે. "

" હા, તે તેમ કરે એવો માણુસ છે. "

" તેણે એક બીચારા તમારા તથા મ્હારા જેટલાજ નિર્દોષ માણુસ ઉપર તહોમત મૂક્યું છે, અને તેણે જો બુધવારે રાત્રે તે ક્યાં હતો તે કહ્યું ન હોતતો માર્યો જાત. "

જેનીએ ધ્રુજતે અવાજે પૂછ્યું, " તમે તેને ઓળખો છો ? "

" ન્યુસપેપરમાં લખે છે કે તે કાઉન્ટનો માળી હતો. "

"જરા ઠીંગણો, પાતળો, કાળાશ ઉપર તથા કાળા વાળ વાળો, ખરોકે ?"

"હા, એજ."

"અને તેનું નામ—ઉભા રહો—હાં— ગેસ્પીન હતું કેમ ?"

"હા—હા. તમે તેને ઓળખોછો કે શું ?"

જેની ચમકી. તે ધ્રુજતી હતી અને પોતે આટલી બધી વાત કરી તેથી દીલગીર થઈ. તેણે કહ્યું. "અહા ! હું જાણુંછું તે શ્યોની શામાટે છાની રાખું ? ટ્રેમોરલ લુચ્ચોછે, પણ હું તો પ્રમાણીકછું અને બીચારો માળી નકામો માર્યો જાય એ મ્હને પસંદ નથી."

"ત્યારે તમે કાંઈ વાત જાણોછો ?"

"ઘણું ખરૂં બધું જાણુંછું. કેમ હું પ્રમાણીક છું કેની ? એક અઠવાડીઆ ઉપર હેકટરે મ્હને મેલન મળવાનું કહ્યું. હું ત્યાં ગઈ અને તેને મળી અને અમે સાથે જમ્યાં. પછી તેણે કહ્યું, "મ્હારી રસોઈઅણનું લગ્ન થવાનુંછે તેમાં એક વાંધો આવ્યોછે, કેમકે મ્હારો એક નોકર તેની સાથે પ્યારમાં પડેલો છે અને તેથી આ લગ્ન વખતે કાંઈ ધાંધળ કરશે,"

"અહા ! તે લગ્ન વિષે બોલ્યો કેમ ?"

જેનીએ કહ્યું, "ઉભા રહો," અને પછી જાણે કાઉન્ટ શા શબ્દો બોલ્યો હતો તે યાદ કરતી હોય તેમ વિચાર કરી જરાવાર રહી તે બોલી, "હેકટર જાણે પોતાનો નોકર ધાંધળ કરશે એવી ફીકરમાં હોય અને તે-માંથી રસ્તો સૂઝતો ન હોય એમ ઘણો ગભરાયલો જેવો લાગ્યો. તેથી આખરે મ્હેં એને સમજાવ્યો કે નોકરને લગ્નને દીવસે કાંઈ કામસર બહાર મોકલી દેવો. તેણે મ્હારી સલાહ માની. પછી એક પળવાર વિચાર કરીને તેણે મ્હને કહ્યું, હું એ નોકરને લગ્નને દીવસે સાંજરે તારી પાસે કાંઈ સંદેશો કહાવી મોકલીશ અને હું એ વાત કાઉન્ટેસથી છાની રાખવા-ની કહીશ. તું એક દાશીના જેવો પોશાક પહેરજે અને 'બેટલેટ' આગળ-ની ખાવાપીવાની દુકાનમાં સાંજના નવ અને દસની અંદર તેની વાટ જોતી બારણાની જમણી બાજુએ હાથમાં કલગી લેઇને બેસજે* કે તેથી આ—ગેસ્પીન—તને ઓળખે. તે આવીને તને એક બીંદડી આપશે. પછી તું તેને દારૂ પાજે અને છાકટો બનાવજે અને સવાર પડતાં સુધી પારીસ-

માં તેની જોડે ફરજે."

મો. લેકોકે કહ્યું, "અને તમે આ અદેખા નોકર વિષેનીવાત માની?"

"નહીંજ. પણ મ્હેં જાણ્યું કે હેકટર કાંઈ કોઈ બાયડી વિષે ખટપટ કરતો હશે અને તેની રાંડને આમ છેતરવામાં મદદ કરવાથી હું જરાએ દીલગીર નહોતી."

"તેથી જેમ તમને કહ્યું હતું તેમજ તમે કર્યું?"

"હા, અથથી તે ઇતિસુધી. હેકટરે ધાર્યું હતું તેમજ બન્યું. તે માણસ બરોબર દસ વાગતે આવ્યો. મ્હને દાશી તરીકે ઓળખી અને એક બીંદડી આપી. મ્હેં તેને બીરનો ગ્લાસ આપ્યો, તે તેણે લીધો અને બદલામાં તેણે મ્હને એક આપ્યો. તે માળી સારો માણસ છે અને તેની સાથેનો વખત આનંદમાં ગયો. તે એવી એવી વાતો જાણેછે અને—"

"હશે. પણ પછી શું કર્યું?"

"પછી બીર પીધા પછી વાઇન મંગાવ્યો, પછી વળી બીર, પછી થોડો પંચ, વળી પાછો વાઇન—તેનું ગજવું તર હતું. અગીઆર વાગતામાં તો તેને દારૂ ચહડી ગયો અને મ્હને બેટીગનોલ લઈ જઈ નાચવાને આમંત્રણ દીધું. મ્હેં ના પાડી અને કહ્યું, 'મ્હારી શેઠાણીના ઘર સુધી લેઈજા.' અમે ત્યાંથી નીકળી 'રીવોલી' સુધી ચાલતાં આવ્યાં. પણ ઠેર ઠેર દારૂ પીવાને ઉભાં રહેતાં. બે વાગતામાંતો તે એવો ચકચૂર થયો કે 'આર્ક ડી-ટ્રાયંફ' પાસે એક પાટલીપર ધબ લેતોકે પડયો અને એકદમ ઊંઘી ગયો. હું તેને ત્યાં રહેવા દઇ ચાલી ગઈ."

"પછી તમે કયાં ગયાં?"

"ઘેર ગઈ."

"તે બીંદડીનું શું થયું?"

"હું તેને સીન નદીમાં હેકટરના કહેવા પ્રમાણે નાંખી દેવાની હતી. પણ તે હું ભૂલી ગઈ. મ્હેં પણ માળી જેટલોજ દારૂ પીધો હતો. તેથી હું તે ઘેર લેઈ ગઈ. તે હજી મારે ત્યાંછે."

"તમે તે ઉઘાડી જોઇછે."

"હા, તેમાં એક હથોડી, બે બીજાં હથીઆર તથા એક મ્હોટો છરોછે."

ગેરપીનનું નિરપરાધીપણું સ્પષ્ટ દેખાયું; અને ડીટેકટીવની ધારણા-

ઓ બધી ખરી પડી.

મો. પ્લેંટેટે કહ્યું, "ગેસ્પીનની હવે ફીકર રહી નથી. પણ આપણે એટલું જાણવું જોઇએ કે—"

પણ મો. લેકોકે તેને અટકાવ્યો. પોતાને જે જાણવું હતું તે તેણે જાણ્યું હતું. જેની તેને વધારે કહી શકે તેમ નહોતું. તેથી તરતજ કઠણ મ્હોં કરીને તેણે કહ્યું, "વારૂ બાઈ, તમે એક નિર્દોષ માણસનો જાન બચાવ્યો છે તે તમે ઠીક કર્યું. પણ આ બધી વાત કોરબીલમાં માજીસ્ટ્રેટ આગળ કહેવી પડશે. તમે રસ્તો ભૂલી ન જાઓ માટે એક વળાવો તમને સોંપુછું." એમ કહી બારો ઉઘાડી બહારથી ગોલાર્ડને ઉપર બોલાવ્યો. જેનીતો આ જોઈ ગાભરી બની ગઈ, પણ મો. લેકોકે તેની દરકાર ન કરતાં પૂછ્યું, "આ તમારી નોકરી બદલ ટ્રેમોરલે તમને શું આપ્યું છે?"

"દસ હઝાર ફ્રેંક. પણ તે મ્હારા લેહણા હતા. હું સોગન ખાઇને કહુંછું. એણે મ્હને કે દહાડાના આપવાને વચન આપ્યું હતું. તે મ્હારા માંગતા હતા."

"ઠીક, ઠીક, તે કાંઈ અમારે લેઈ લેવા નથી." પછી ગોલાર્ડ તરફ આંગળી કરી તેને કહ્યું, "આ માણસની જોડે તમે તમારે ઘેર જાઓ અને ગેસ્પીને તમને જે બીંદડી આપી હતી તે સાથે લેજો અને એકદમ કોરબીલ જજો. પણ જોજો કાંઈ લુચ્ચાઈ ચાલશે નહીં. કેમકે કામ મ્હારી સાથેછે."

મેડેમ ચારમન આ વખતે આવી પહોંચી. જેનીને ગોલાર્ડ સાથે જતાં જોઈ તે બોલી ઉઠી, "ઓ બા! શું છે?"

"કાંઈ નહીં. કાંઈ તમને એમાં રસ પડે એવું નથી. તેથી માફ કરજો. અમે રજા લેઈ શું. અમે ઉતાવળમાં છીએ."

---

## પ્રકરણ ૨૬ મું.

### ડીટેકટીવની ગુન્હેગાર પકડવાની યુક્તિ—અગાધ બુદ્ધિનો નમુનો.

જ્યારે મો. લેકોક ઉતાવળમાં હતો ત્યારે તે ઘણી જલદીથી ચાલતો, તેમાં તે આ વખતે તો દોડયો. તેથી પપા પ્લેંટેટ મહા પરાણે તેની સાથે

રહી શક્યો. ડીટેક્ટીવ પોતાનો સોગતી સાંભળે એમ તાણીને બોલ્યો, " બધું બરોબર પાંશરે પાંશરૂં ઉતરે છે. આપણે નક્કી ફત્તેહ પામીશું. જે લડાઇની આવી તૈયારી થાયછે તેનું છેવટ સારૂંજ આવેછે. જો જોબ દારૂની દુકાનમાં હશે અને મ્હારા મોકલેલા ત્રણ માણસોમાંથી એક જણ ફત્તેહમંદ થઈ આવ્યો હશે તો બસ, વેલફ્યુલુનો ગુન્હો સમજાયો સમજશે, અને એક અડવાડીઆમાં જાણે તે બન્યોજ નહોતો તેમ લોકો ભૂલી જશે." તેઓ પોળને છેડે એક દેવળ આગળ આવી પહોંચ્યા, એટલે મો. લેકોકે મો. પ્લૅટટને કહ્યું, " આમ તમને દોડાવવા અને મ્હારા ધંધાના માણસની પેઠે તમને ચલાવવા સારૂ માફ કરજો. તમારી મદદની મેડેમ ચારમેનને સારૂં ઘણી જરૂર પડત અને ટ્રેમોરલને સારૂ તો તમારા વિના કાંઇજ બનવાનું નથી."

દેવળની સામેના રસ્તાના ખુણામાં આવેલી દારૂની દુકાનમાં તેઓ પેઠા. દુકાનદાર એક પીપમાંથી શીસાઓ ભરતો હતો તે જાણે પોતાનો ઓળખીતો હોય તેમ તેને પૂછ્યું, " અહીંઆં કોઈ આઠ દસ માણસ કોઇની રાહ જોતા બેઠાછે, નહીં ? "

" હા, એક કલાકથી આવ્યા છે. "

" તેઓ પાછલા મ્હોટા ખંડમાં છેની ? "

"જી, હા." તે દુકાનદાર નમનતાઇથી બોલ્યો, કેમકે જો કે તે આમને ઓળખતો નહોતો તોપણ તેણે જાણ્યું કે આ બે જણા પોલીસના કોઈ મ્હોટા અમલદાર હોવા જોઇએ. અને તેઓ પોતાના ઘરની બધી વિગત જાણે એમાં તેને કાંઈ નવાઈ લાગી નહીં. તેથી તેણે તે ખંડનું બારણું જરા પણ આનાકાની કર્યા વગર ઉઘાડ્યું. અંદર આશરે બાર તેર માણસો દારૂ પીતા હતા તથા ગંજીફે રમતા હતા. મો. લેકોક તથા મો. પ્લૅટટ અંદર આવ્યા કે તરતજ બધા ઉભા થયા અને ટોપી ઉતારી. મો. લેકોકે તેમાંનો જે ઉપરી જેવો લાગતો હતો તેને કહ્યું, "ઠીક, જોબ, બરોબર છે. તમે તત્પર રહોછો તેથી હું ખુશ થાઉંછું. તમારા દસ માણસો બસ છે, કેમકે તેની સાથે મ્હારા ત્રણ માણસો પણ છે." મો. જોબે સલામ કરી અને જે ઉપરી વખાણ કરવામાં ઘણોજ કંજુસ હતો તેને મ્હોંએથી આવાં વચન સાંભળી ખુશ થયો. મો. લેકોકે કહ્યું, "હજી પણ તમે અહીંજ રહેજો. મ્હને રીપોર્ટ મળવાનો છે તે ઉપરથી હું હુકમ કરીશ." પછી પેલા ત્રણજણા

ફરનીચર વાળાને ત્યાં ગયા હતા તેમને પૂછ્યું. "તમારામાંથી કોણુ ફત્તેહ પામ્યો ?"

એક ઉંચા ફીક્કા ચ્હેરા વાળા જરા જરા મૂછ આવેલી એવા માણુસે જવાબ દીધો, "હું, સાહેબ,"

"શું, તું પેલોટ ? ખરેખર, તું ભાગ્યશાળી છે. આ ઓરડામાં ચાલ. પણુ એક શીસો મંગાવ અને દુકાનદારને કહે કે આપણુા ખંડમાં કોઈ આવે નહીં."

આ હુકમો એકદમ અમલમાં આણ્યા. અને ત્રણે જણાઓ અંદર ગયા કે મો. લેકોકે બારણુાની કળ વાશી. પછી તેણે પેલોટને કહ્યું, "હવે બોલ, અને ટુંકામાં."

"મ્હેં છબી આશરે બારેક જણુને બતાવી, પણુ વ્રથા. આખરે ફો બર્ગ સેંટ જર્મેનમાંના એક રેક નામના વેપારીએ તે ઓળખી."

"બને ત્યાં સુધી તેના શબ્દોજ મ્હને કહે."

"તેણે કહ્યું, 'હા એતો મ્હારા એક ધરાકની છે. તે એક મહીના ઉપર ફરનીચર લેવા આવ્યો હતો—વાત ચીત કરવાના, જમવાના, શયન કરવા ના અને બીજા ખંડો સારૂ ફરનીચર લેવા આવ્યો હતો. તેણે એક ન્હાનું ઘર ભાડે લીધું છે તે શણુગારવા તેને આ બધું જોઇતું હતું. તેણે કીંમતની કાંઈજ આનાકાની કરી નહોતી અને એકજ સરત કરી હતી કે બધું ઘર પૂર્ણ રીતે એક અઠવાડીઆમાં શણુગરાઇ રહેતું જોઈએ—એટલે ગયા સોમવારે."

"કીંમત કેટલી ઠરાવી હતી ?"

"અરાડ હજાર ફ્રેંક—અડધા પ્રથમથી તથા અડધા પછીથી."

"આ ઘરાકે નામ શું બતાવ્યું હતુ ?"

"જેમ્સ વીલસન, પણુ તે દુકાનદાર કહેછે કે તે અંગ્રેજ લાગતો નથી."

"તે ક્યાં રહેછે ?"

"ફરનીચર બધું રૂ સેંટ લાઝારના રેલવે સ્ટેશની પાસે નંબર ૩૪ વાળા એક ન્હાના ઘરમાં લેઈ ગયા હતા."

મો. લેકોકનો ચ્હેરો અત્યાર સુધી ચિંતાતુર દેખાતો હતો તે હવે હર્ષથી ચળકયો. જેમ સેનાપતિને દુશ્મનનો નાશ કરવાને રચેલી પોતાની

યુક્તિઓ બધી ફત્તેહમંદ ઉતરેલી જોઇને હર્ષ થાયછે તેમ મો. લેકોકને થયું. તેણે પપા પ્લૅટેટના ખભા ઉપર હાથ ઠોકયો અને એકજ શબ્દ બોલ્યો, " માર્યો ! "

પેલોટે ડોકું ધુણાવ્યું અને કહ્યું, " કાંઇ નક્કી ન કહેવાય. "

" કેમ ? "

" ઠેકાણું મળ્યા પછી વખત પુષ્કળ હતો તેથી હું ઘર તપાસવા ગયો."

" પછી ? "

"તે ઘરવાળાનું નામ વીલસન છે, પણ તે માણુસ છબી વાળો નથી, એ મ્હારી ખાત્રીછે. "

મો. પ્લૅટેટ બીચારો છેકજ નિરાશ થઈ ગયો અને નિશ્વાસ મૂકયો. પણ મો. લેકોક કાંઈ એમ નિરાશ થાય એવો નહોતો. તેણે કહ્યું, " તેં કેમ જાણ્યું ? "

" મ્હેં એક નોકર પાસેથી વાત કહાડી લીધી. "

મો. પ્લૅટેટ બોલ્યો, "અરે બેવકુફ ! એ શું કર્યું ? તેં નોકરને વ્હેમ ઉપજાવ્યો હશે."

મો. લેકોકે કહ્યું, " નહીં, નહીં. હું તેને ઓળખુંછું. પેલોટ મ્હારો ચેલો છે. પેલોટ, કહે, શું કર્યું ? "

" મને ઘર જડયું એટલે—ઘર સુંદર છે સાહેબ—મ્હેં વિચાર કર્યો કે, 'પાંજરૂ તો આ, જોઇએ પક્ષી છેકે નહીં.' સુભાગ્યે મ્હારી પાસે એક નેપોલીઅન હતો. મ્હેં જરાપણ આનાકાની કર્યા વગર તે ઘરના ઓટલા પાસેની ગટરમાં નાંખી દીધો. "

" પછી તે બારણું ઠોકયું? "

" જી, હા. દ્વારપાળે—એક દ્વારપાળ રાખ્યોછે—બારણું ઉઘાડયું; અને પછી જેટલું કસાણું મ્હોં થાય એટલું કસાણું મ્હોં મ્હેં કરીને કહ્યું, " યાર ગજવામાંથી રૂમાલ કહાડતાં એકવીસ ફ્રૅંકનો શીક્કો ગટરમાં પડી ગયોછે. કોઈ સળીઓ બળીઓ આપેતો મ્હોટી મહેરબાની.' તેણે મ્હને એક ગજ આપ્યો અને એક પોતે લીધો અને તે નેપોલીઅન બહાર કહાડયો. અલબત્ત, મ્હેં ઘણીજ ખુશી બતાવી તથા ઉપકાર બદલ જરા દારૂ પીવાનું સૂચવ્યું."

" એ કાંઈ ખોટું નથી કર્યું. "

" અહો, મો. લેકોક, એતો આપનીજ યુકિત છે કેની ? દ્વારપાળે મ્હારી સૂચના સ્વિકારી. અને અમે પાસેનીજ દુકાનમાં ગયા. તરતજ અમે દોસ્ત બની ગયા. અને વાત કરતા હતા એવામાં જાણે ટેબલ તળે કાંઈ હોવાથી મ્હેં જરા નીચું જોયું. અને એક છબી—મ્હેંજ પ્રથમથી દ્વારપાળ ન જાણે એમ ફેંકી હતી તથા બુટની એડીવતી જરા મેલી કરી હતી—તે ઉપાડી લીધી અને કહ્યું, " અહો ! આ શું છે ? છબી ! " મ્હારા દોસ્તે લીધી, જોઈ, પણ ઓળખી નહીં. પછી વાત નક્કી કરવા મ્હેં લીધી અને જોઇને કહ્યું, ' સારો, દેખાવડોછે, નહી ? તારો શેઠ આવોજ હશે ?' પણ તેણે જવાબ દીધો, "ના, છબીમાંતો દાઢી છે અને મ્હારા શેઠતો પાદરીની પેઠે દાઢી કે મૂછ કાંઈજ રાખતા નથી. વળી મ્હારો શેઠતો અમેરીકાનો રહેવાશી છે, તે હુકમતો અમને ફ્રેંચ ભાષામાં આપેછે, પણ શેઠને શેઠાણી વાત અંગ્રેજીમાં કરેછે., "

પેલોટની આ વાત સાંભળી મો. લેકોક ખુશી થયો. તેણે મો. પ્લૅંટેટને પૂછ્યું, " ટ્રેમોરલને અંગ્રેજી આવડેછે, નહીં ? "

" સારીપેઠે, અને લોરેંસને પણ. "

" એમ છે ત્યારે આપણે ખરે રસ્તે છીએ, કેમકે આપણે જાણીએ છીએ કે ખૂનની રાત્રે ટ્રેમોરલે દહાડી મૂડી નાંખી હતી. આપણે હવે આગળ વધીએ. " પેલોટે કાંઈ વખાણના શબ્દો શાંભળ્યા નહીં તેથી નિરાશ થયો તે જોઈ મો. લેકોકે કહ્યું, " પેલોટ, તેં અચ્છું કામ કર્યું છે અને સારૂં ઇનામ આપી તને એ સાબીત કરી આપીશ. અમે જે જાણીએ છીએ તેમાંનું તું કાંઈ જાણતો નહોતો એટલે તારી ધારણાઓ ખરી છે પણ ચાલો તે ઘર આગળ જઇએ. ભોંય તળીએ શા શા ખંડો વિગેરે છે તેની વિગત તને ખબર છે ? "

" હાજી, અને પહેલા માળની પણ. બે ગલાસ દારૂ પીધા પછી દ્વારપાળ ઘણો વાતુડીઓ થયો અને તેણે પોતાના શેઠ અનેશેઠાણીની ઘણી ખબર આપી. જો કે તે ત્યાં બે દીવસથીજ નોકર છે. શેઠાણી ઘણીજ દીલગીર રહે છે અને આખો દીવસ રો રો કરે છે. "

" અમે તે જાણીએ છીએ. હવે ઘરની વિગત આપ. "

" પ્રથમ મ્હોટા દરવાજામાં પેઠા કે આંગણામાં એક બાજુએ તબેલો

તથા ગાડી રાખવાનીજગાછે અને બીજી બાજુએ દ્વારપાળની કોટડી માલમ પડશે. આગળ ગયા કે એક કાચનું બારણું આવે છે, તે ઉઘાડયું કે વાત કરવાનો ખંડ, જમવાનો ખંડ તથા બીજા બે ન્હાના ખંડ આવે છે. ઉપર વાંચવા લખવાની—"

" બસ, મ્હારી ગોઠવણ મ્હેં કરી છે." એમ કહી મો. લેકોક ઉઠયો, બારણું ઉઘાડયું અને મો. પ્લેંટેટ તથા પેલોટની સાથે બહારના મ્હોટા ખંડમાં આવ્યો. દરેક જણ પ્રથમની માફક આ વખતે પણ ઉભા થયા. ડીટેકટીવે કહ્યું, "મો. જોન, હું જે કહું છું તે બરોબર ધ્યાન દઇને સાંભળો. હું અહીંથી જાઉં કે તરત અહીં જે આપવાનું હોય તે આપી દેજો અને પછી તમે બધા મ્હારી સમીપ રહો તેટલા માટે એમ્સ્ટરડામની પોળમાં પેસતાં જમણે હાથની પહેલીજ દારૂની દુકાનમાં જઇને બેસજો. ત્યાં તમે બધા જમજો, કેમકે તમને ત્યાં ઘણો વખત સુધી થોભવું પડશે. પણ મીજાનસર—સમજ્યા કે." અને પછી પોતાના ગજવામાંથી બે નેપોલીઅન કહાડી ટેબલ ઉપર મૂકી કહ્યું, " આ તમારે જમવા સારૂ. "

મો. લેકોક તથા મો. પ્લેંટેટ પેલોટની જોડે ત્યાંથી નીકળ્યા. ટ્રેમોરલનું ઘર ડીટેકટીવ પોતાની નજરે જોવાને આતુર હતો. ત્યાં જતાં વાર પહેલીજ નજરે તેણે જોયું કે અંદરની ગોઠવણ પેલોટના કહેવા પ્રમાણે હોવી જોઇએ. તેણે મો. પ્લેંટેટને કહ્યું, "એજ ઘર, એમાં કાંઈ શક નહીં. આપણા હાથમાં હવે એ આવ્યો છે. આ વખતે આપણે તેને પકડવાને સંભવ નક્કી નેવુ ટકા છે."

તે વૃદ્ધ માજીસ્ટ્રેટની લાગણી જેમ જેમ ખરો વખત પાસે આવતો ગયો તેમ તેમ વધવા માંડી. તેણે કહ્યું, " હવે તમે શું કરવા માંગોછો ?"

" હમણાં કાંઇજ નહીં. રાત પડતાં પહેલાં કાંઈજ થવાનું નથી. અને હજી રાત પડવાને બે કલાકની વારછે તેથી આપણે પણ મ્હારા માણસોની પેઠેજ કરીએ. અહીં પાસેજ એક જગા મ્હને ખબરછે. ત્યાં આપણને ઘણું સરસ ખાવાનું મળશે. ચાલો આપણ ત્યાં જઇએ." અને જવાબની વાટ જોયા વગરજ એક સારી ખાવાની જગામાં મો. પ્લેંટેટને તે લઈ ગયો. પણ અંદર જતાં પહેલાં તેણે પેલોટને આંગળી વતી બોલાવ્યો અને કહ્યું, " તું જા અને જમીલે. પછી એવો પોશાક પહેર કે પેલો દ્વારપાળ તને ઓળખે

નહીં. તું ફરનીચર વેચનારાઓના માણસના જેવો દેખાવ ધારણ કરજે. આ બધાને વાસ્તે હું બે કલાકની મહેતલ આપુંછું. ચલ, જા હવે, અને પાછો વખત સર અહીં આવજે."

મો લેકોકે કહ્યું હતું કે આ ઠેકાણે જમવાનું સરસ મળશે તે ખરૂં હતું. પણ દુર્ભાગ્યે મો. પ્લેંટેટની જરા પણ જમવાની રૂચી નહોતી. તે એવો ચિન્તાતુર તથા ઉદાસ થયો હતો કે એક કોળીઓ પણ ખાવાની તેની રૂચી નહોતી. તે ડીટેકટીવની યુક્તિ જાણવાને ઘણોજ આતુર હતો. પણ મો લેકોક ચૂપ હતો. અને દરેક સવાલનો જવાબ તે એટલોજ આપતો કે "મ્હને પૂછો નહીં, મ્હારા ઉપર વિશ્વાસ રાખો, ને હું જેમ કરૂં તેમ કરવા દો." હવે મો. પ્લેંટેટનો ભરોંસો ઘણોજ હતો. પણ જેમ જેમ તે વિચાર કરતો ગયો તેમ તેમ તેને ટ્રેમોરલને રીતસર તપાસમાંથી દૂર રાખવો એ ભય ભરેલું તથા કઠણ માલમ પડતું ગયું. તે ઘણી જાતના શંકો આણી દુ:ખી થયો. તેની પોતાની જીંદગીનો બધો આધાર આ ઉપર હતો. કારણ કે તેને નક્કી લાગ્યું હતું કે જો લોરેંસને ખુલ્લી કોર્ટમાં આવી હેકટર તરફનો પોતાનો પ્રેમ તથા પોતાનું તેથી થયલું કલંક કબુલ કરવું પડશે તો તેનાથી એક ઘડી પણ જીવાવાનું નથી. મો. લેકોકે તેને રહેજસાજ પણ ખાવાને ઘણી હઠ કરી, પણ વૃથા; તે એક કોળીઓ સરખો ખાવા કે ઉમદા બૌર્ડોના દારૂનો એક ગ્લાસ પણ પીવાને અશક્ત હતો. આથી ડીટેકટીવે જાણ્યું કે આ કાંઈ પણ ખાવાનો નથી તેથી પોતે જાણે એકલોજ હોય તેમ ખાવા મંડયો. તે વિચાર વંત હતો, પણ પોતાની યુક્તિમાં કાંઈ વિઘ્ન આવશે એમ તેને છે ખૂણે પણ લાગતું નહોતું. તે સારી પેઠે ઘણાજ સ્વાદથી જમ્યો અને લીઓવીલનો એક શીસો ખાલી કરી નાંખ્યો. હવે અંધારૂ થવા આવ્યું હતું. નોકરોએ આવીને બત્તિયો સળગાવી અને થોડીજ વારમાં આ બન્ને મિત્રો એકલા પડયા.

મો. પ્લેંટેટે ડરતે ડરતે પૂછ્યું, "હજી શરૂ કરવાનો વખત નથી થયો?"

મો. લેકોકે પોતાનું ઘડીઆળ કહાડી જોઇ કહ્યું, "હજી એક કલાક છે. પણ હું તૈયારી કરૂંછું." એટલું કહી તેણે એક નોકરને બોલાવ્યો અને એક કપ કોફી તથા લખવાનાં સાહીત્ય મંગાવ્યાં. નોકર પાછો આવે તે દરમ્યાન ને બોલ્યો, "જુઓ, આપણે ટ્રેમોરલ ન જાણે એમ લોરેંસની પાસે

જવું જોઇએ. આપણે તેના ઘરમાં તેની સાથે એકલાં દસ મીનીટ સુધી વાત કરવી જોઇએ; તે શીવાય મ્હારી યુક્તિ ફતેહમંદ નિપડશે નહીં.”

મો. પ્લૅટેટ કાંઈ તરતજ ચોકસ પગલું ભરવાની વાત સાંભળવાનુ ધારતો હોવો જોઇએ. કેમકે ઉપલું વાક્ય સાંભળીને તે ઘણોજ નિરાશ થઈ ગયો. તેને ભય પેદા થયો અને દીલગીરીને ચહેરે બોલ્યો, “ત્યારે તો આપણી યુક્તિનુ થઈ ચુકયું.”

“કેમ ?”

“કેમકે ટ્રૅમોરલ લોરેંસને એક ક્ષણ વાર પણ વેગળી મૂકવાનો નથી.”

“હું તેને ઘરમાંથી બહાર કહાડીશ.”

“તમે શું એમ ધારોછો કે તે ગમે તેવી યુક્તિથી છેતરાશે ? તેની આ ઘડીએની સ્થિતિનો વિચાર કરતા નથી ? આપણે જાણીએ છીએ કે તે અત્યારે ભયથી મરી જતો હશે. સોવરસીના કાગળીઆં નહીં જડે. પણ તે કાંઈ જાણે છે ? તેતો એમ જાણે છે કે અત્યાર સુધીમાં તે કાગળીઆં જડયાં હશે, શક ઉત્પન્ન થયો હશે અને તેને પકડવાને પોલીસ તેની પાછળ પડી હશે.”

મો. લેકોકે પોતે જય મેળવ્યો હોય તેમ હસતે ચ્હેરે કહ્યું, “મ્હેં એ બધાનો વિચાર કર્યો છે. અને વળી બીજી પણ કેટલીક વાતનો વિચાર કર્યો છે. એ તો ખરૂં કે ટ્રૅમોરલને ઘરની બહાર કહાઢવો એ સ્હેલું નથી. પણ કેટલીકવાર સુધી માથું ફોડયા પછી આખરે મ્હને રસ્તો સૂઝયો છે. આપણે અહીં આવ્યા તેજ વખતે મ્હને આ યુકિત સૂઝી. અત્યારથી એક કલાકમાં ટ્રૅમોરલ ફોબર્ગ સેંટ જર્મેનમાં જશેજ. તેને માટે મ્હારે કોઈની જૂઠી સહી કરવી પડશે. પણ આની વખતે તેમ કરવા સારૂ મ્હને તમે માફ કરી શકશો. કેમકે સારા હેતુ વાસ્તે સાધનો ગમે તે લેઈ શકાય છે.”

તેણે કલમ લીધી અને બીડી પીતે પીતે નીચે પ્રમાણે લખ્યું:—“મો, વિલસન,—તમે મ્હને આપી ગયા હતા તેમાંની હજાર હજારની ચાર નોટો ખોટી છે; મ્હેં મ્હારી બેંકમાં મોકલાવી ત્યારે મ્હને માલમ પડયું. જો દસ વાગતા પહેલાં તમે અહીં આવી તેનો ખૂલાસો નહીં કરી જાઓ તો હું તરતજ પોલીસમાં એવાત જાહેર કરીશ.—રેક.”

આ ચિઠ્ઠી મો. પ્લૅટેટને બતાવી ને પૂછયું, “કેમ, સમજ્યા ?”

મો. પ્લેંટટ એકી નજરે ચીઠ્ઠી વાંચી ગયો, અને હર્ષનો એવોતો પોકાર કર્યો કે નોકરોએ વળીને તેના સામું જોયું. તેણે કહ્યું, "હા, હવે લુચ્ચો પકડાશે. તેની બધી બ્હીક આની આગળ રહછે. તે કહેશે ફરનીચરવાળાને જે નોટો આપી તેમાં કદાચ ખોટી નોટો આવી ગઈ હશે. જો ફરીયાદ થઈતો આપણુને કોર્ટમાં હાજર થવું પડશે. અને ત્યાં મો. વિલસન છું એમ સાબીત કરવું પડશે. નહીંતો આપણું આવીજ બન્યું સમજવું ?"

"ત્યારે તમને ખાત્રી થઇ કે તે હવે બહાર જશે."

"નકી. પછી દીવાનો બન્યો હોય તો કોણ જાણે."

"ત્યારે આપણે જીતીશું, કેમકે ખરી હરકત આજ હતી—" મો. લેકોક એકદમ અટકી પડ્યો. કેમકે બહારથી કોઈ બારણું ઉઘાડી અંદર આવતું હતું. કોઇએ બારણું ઉઘાડી અંદર જોયું અને તરતજ માથું પાછું ખેંચી લીધું. ડીટેકટીવે કહ્યું, "એ મ્હારો માણસછે." પછી નોકરને બોલાવી પૈસા આપી તેણે કહ્યું, "ચાલો બહાર. તે આપણી વાટ જુએછે."

બહાર કોઈ ફરનીચર વાળાનો માણસ દુકાનની બારીઓ સામું જોતો જોતો ફરતો હતો. તેના વાળ લાંબા ભૂરાશ પર હતા. અને મૂછ તથા ભવાં કાળાં હતાં. મો. પ્લેંટટે તેને પેલોટ તરીકે જરાએ ઓળખ્યો નહીં. પણ મો. લેકોકે ઓળખ્યો અને ઉલટો તેના ઉપર નાખુશ થયો. તે ગુસ્સામાં બોલ્યો, "ખરાબ, નકામું, ફેંકીદેવાનું. આ શું? ફક્ત વાળનો રંગ બદલ્યો એટલે બસ કે ? જો જો જરા આરસીમાં, તારૂં મ્હોં જરાએ બદલાયુંછે ? તારૂં હસવું તથા તારી આંખોમાં કાંઇએ ફેર થયેલોછે ? આ ટોપી એક બાજુએ એટલી બધી વાંકી મૂકીછે કે તે કુદરતી હોય એમ જરાપણ લાગતું નથી. અને વળી આ હાથ ગજવામાં મૂકયો છે તે કેવો કઢંગો છે ?"

પેલોટે શરમાઇને ધીમેથી જવાબ દીધો, "હવેથી વધારે સારી રીતે કરીશ, મો. લેકોક."

"હા, હું પણ એવીજ આશા રાખું છું. પણ મ્હને નથી લાગતું કે દ્વારપાળ તને અત્યારે ઓળખે. આપણે જોઇએ છીએ પણ એટલુંજ"

"હવે હું શું કરૂં ?"

"હું હુકમ આપું છું. પણ જો યાદ રાખજે, જરા પણ ભૂલ ન કરીશ. પ્રથમ એક ગાડી ભાડે કર, પણ જોજે ઘોડો ઘણો સરસ હોવો જો-

ઇએ પછી પેલી દારૂની દુકાને જઇને આપણા એક માણસને લેઇને મો. વિ-લસનને ઘેર જા. ત્યાં ગયો કે બારણું ઠોકજે. અને તું એકલોજ અંદર જજે અને આ ચીઠ્ઠી દ્વારપાળને આપજે, અને કહેજે કે એ બહુજ અગત્યની છે. પછી તરતજ બહાર આવી તારા સાથી સાથે એક ખૂણામાં રાહ જોતો ઉભો રહેજે. મો. વિલસન બહાર જાય—અને તે જશેજ, નહીં તો મ્હારૂં નામ લેકોક નહીં—કે તરતજ તારા સાથીને મ્હારી પાસે મોકલજે, અને તું મો. વીલસનની પાછળ પાછળ જજે અને તેને નજરથી દૂર કરતો નહીં. તે જો ગાડી ભાડે કરે તો તું તારી ગાડીમાં હાંકનારની જોડેજ બેસજે અને બરોબર નજર રાખજે. આંખ ઉઘાડી રાખીને બેસજે કેમકે વખતે ટ્રેમોરલને ચાલતાં જવાનું મન થાય તો તે ગાડીમાંથી ઉતરી પડે અને તું પછી ખાલી ગાડી પાછળ ચાલ્યો ન જાય."

"જી, હા. અને મ્હને ખબર પડે કે—"

"ચૂપ. હું બોલતો હોઉં તે વખતે વચમાં ન બોલ. તે ઘણું કરીને ૨ ડી સેંટ પેરીમાં પેલા ફરનીચર વાળાને ત્યાં જશે; પણ વખતે તે ત્યાં ન પણ જાય અને રેલવે સ્ટેશન ઉપર જાય અને પ્રથમજ ગાડી મળે તેમાં બેશી જાય. તો તારે પણ તેજ ગાડીમાં બેસવું અને તે જ્યાં જાય ત્યાં જવું અને તરતજ મ્હને તારથી ખબર કરવી."

"બહુ સારૂ, મો. લેકોક. પણ જો મ્હારે આગગાડીમાં જવું પડે તો—"

"શું તારી પાસે પૈસા નથી ?"

"જીૂ—ના, સાહેબ.

"લે ત્યારે આ પાંચસેં ફ્રેંકની નોટ. તારે આખી દુનીઆમાં જવું હશે તો પણ બસ થશે. હવે બધું સમજ્યો ?"

"માફ કરો. પણ જો મો. વીલસન પાછો ઘેર આવે તો ?"

"તો હું છું. જો તે પાછો આવે તો તું પણ પાછો આવજે, અને ઘર આગળ તેની ગાડી ઉભી રહે એટલે તું બેવાર સીસોટી વગાડજે, કેમ વગાડવી તે તું જાણેછે. પછી રસ્તામાં ઉભો રહેજે. પણ ગાડી જવા ન દઇશ. કેમકે તે તારે વખતે મો. પ્લેંટેટને આપવી પડશે."

"બહુ સારૂ, સાહેબ." એમ કહી પેલો જતો રહ્યો.

મો. પ્લેંટેટ તથા ડીટેકટીવ હવે એકલા પડયા. અને આમ તેમ

અપજ બે જણા છજામાં ફરવા લાગ્યા. તેઓ બન્ને જણા વિચારમાં ગરક થયા હતા. તેઓ એ પ્રમાણે થોડીવાર ફર્યા કે તરતજ મો. લેકોક ચગકયો. અને પોતાના માણસને જોઇને એકદમ ઉમંગમાં તેના તરફ દોડચો અને તેને પૂછ્યું, "કેમ ?"

"સાહેબ, પક્ષી ઉડયું છે અને પેલોટ તેની પાછળછે."

"પગે કે ગાડીમાં?"

"ગાડીમાં."

"બહુ સારૂ. તું જા તારા સોબતીઓ પાસે, અને તેમને તૈયાર થવાનું કહે."

દરેક વાત મો. લેકોકની મરજી માફક બનતી હતી. તે સાંતોષથી મો. પ્લેંટેટનો હાથ પકડવા જતો હતો. પણ તેને મડદા જેવો ફીક્કો પડેલો જોઈ ચમકયો. તેણે ફીકરથી પૂછ્યું, "તમે માંદા થયા છો ?"

"ના, પણ હું, મો. લેકોક, પંચાવન વર્ષનો વૃદ્ધ છું અને એ ઉમ્મરે કેટલીક લાગણીઓ મારી નાંખેછે. તમે જૂઓછો કે જ્યારે મ્હારી ઉમેદ બર આવવાનો સમય પાસે આવ્યોછે ત્યારે હું ધ્રુજુંછું. અને મ્હને લાગેછે કે જો નિરાશા થઈ તો હું મરીજ જવાનો. હું બ્હીઉં છું, લેકોક, બ્હીઉં છું. અહા ! મ્હારા વગર તમને નહીં ચાલે ?"

"નહીંજ. તમારા વગર મ્હારાથી કાંઈ પણ થવાનું નહીં."

"હું શું કરી શકીશ ?"

"તમે લોરેન્સને બચાવી શકશો ?"

ડીટેકટીવના આ જવાબથી મો. પ્લેંટેટને કેટલીક હીંમત આવી. "જો એમજ હોય તો" એમ બોલી તે રસ્તામાં ટટાર ચાલવા લાગ્યો.

મો. લેકોકે તેને અટકાવ્યો અને કહ્યું, "હજી વારછે. આપણી હીલચાલ બરોબર વખતસર છે કે નહીં તે ઉપર લડાઇનો બધો આધાર છે. એકજ ભૂલથી મ્હારી બધી ગોઠવણ ધૂળધાણી વળી જશે અને મ્હારે ટ્રેમોરલને પકડી સ્વાધિન કરવો પડશે. આપણે મેડેમોઇસેલ લોરેન્સની સાથે ફક્ત દસજ મિનિટ વાત કરવી જોઇએ અને પછી એકદમ ટ્રેમોરલ આવે તેથી આપણી વાતમાં ભંગ પડવો જોઇએ. જૂઓ, આપણે ગણીએ. તે લુચ્ચાને રૂ ડી સેંટ પેરીમાં જતાં અડધો કલાક લાગશે. ત્યાં કોઈ તેને મળવાનું નથી

એટલે તે પાછો ફરશે. તેને માટે પાછો અડધો કલાક. આપણે પંદર મિનિટ માંહી બીજી પરચુરણ ઢીલની ઉમેરીએ એટલે બધો મળીને સવા કલાક તે બહાર રહેશે. ત્યારે એ ગણત્રીએ આપણને હજી ચાળીસ મિનિટ બાકી છે."

મો. પ્લેંટટે જવાબ દીધો નહીં, પણ ડીટેકટીવે જોયું કે પપા પ્લેંટટથી એટલો વખત સુધી આજના શ્રમથી ઉભા રહેવાશે નહીં. તેમાં વળી તેણે ગઈ કાલથી ખાધું સરખું પણ નહોતું. તેથી તેઓ પાસેનીજ એક દુકાનમાં ગયા. અને ત્યાં પપા પ્લેંટટને ઘણાજ આગ્રહથી એક બીસ્કીટ ખવડાવી તથા એક ગ્લાસ દારૂ પાયો. બન્નેમાંથી કોઇને પણ વાત કરવાની અગત્ય નહીં હોવાથી મો. લેકોકે ન્યુસપેપર લીધું. અને તરતજ જર્મનીના નવા સમાચાર વાંચવામાં ગરકાવ થયો. મો. પ્લેંટટે પોતાની ખૂરશી ઉપર અઢેલી તથા આંખો ઉંચે છત તરફ રાખી મનમાં ગયા ચાર વર્ષનો ઇતિહાસ યાદ કરવા માંડયો. લોરેન્સ એક ન્હાની છોકરી પોતાના બાગમાં આમતેમ દોડતી, અને પોતાના ગુલાબનાં ફૂલો તોડતી, એ બધું તેને જાણે ગઈ કાલેજ બન્યું હોય એમ લાગ્યું. તે તે વખતે કેવી સુંદર હતી? અને તેની ભૂરી આંખો-માંથી કેવું દેવતાઇ તેજ પ્રકાશતું હતું? પછી જેમ એકજ રાતમાં ગુલાબની કળી ખીલી પ્રફુલ્લિત ફુલ થાયછે તેમ તે કેવી ન્હાની છોકરી મટી પ્રેમદા પ્રફુલ્લ તરૂણી થઈ હતી? તે પોતા શીવાય બીજા દરેકની સાથે શરમાળ તથા અબોલી રહેતી. પોતે તેનો ખરામાં ખરો મિત્ર હતો. તથા તેના સઘળાં ન્હાનાં દુઃખો તથા નિર્દોષ આશાઓ તે વિશ્વાસપૂર્વક પોતાને કહેતી, તે વખતે તે કેવી ભોળી તથા સ્વચ્છ અંતઃકરણ વાળી હતી? તે વખતે પાપની તેને શી ખબર હતી?

નવ વાગ્યા કે મો. લેકોકે ન્યુસપેપર મૂકી દીધું. તેણે કહ્યું, "ચાલો."

મો. પ્લેંટટ તેની પાછળ સ્વસ્થ પણે ચાલ્યો. અને તરતજ તેઓ જોબ તથા તેનાં માણસો સાથે મો. વિલસનના ઘર આગળ આવી પહોંચ્યા. મો. લેકોકે કહ્યું, "તમે લોકો હું બોલાવું ત્યાં સુધી અહીં બહારજ ઉભા રહેજો. હું બારણાં ઉઘાડાં મૂકીશ." એમ કહી તેણે બારણાં ઠોકયાં એટલે તે ઉઘડયાં, અને મો. પ્લેંટટ તથા પોતે અંદર દાખલ થયા. દ્વારપાળ અંદર ઉમરા આગળ ઉભો હતો તેને મો. લેકોકે પૂછ્યું, "મો. વિલસન?"

"તે બહાર ગયાછે."

"ત્યારે મેડેમની સાથે હું વાત કરીશ."

"તે પણ બહાર ગયાંછે."

"બહુ સારૂ. પણ મ્હારે મેડેમ વીલસનની સાથે વાત કરવી જરૂરની છે તેથી હું ઉપર જાઉછું."

દ્વારપાળ તેને જોરથી અટકાવવા જતો હતો; પણ મો. લેકોકે પોતાનાં માણસોને અંદર બોલાવ્યાં તેથી તે ચૂપજ થઈ ગયો. મો. લેકોકે છ માણસોને આંગણામાં એવી રીતે ઉભાં રાખ્યાં કે પહેલા માળની બારીએથી તેઓ દેખાય. બીજાઓને ઘરની આસપાસ સખ્ત જાપતો રાખવાને રસ્તામાં ઉભાં રાખ્યાં. પછી તે દ્વારપાળ પાસે આવ્યો અને તેને કહ્યું, "જો, સાંભળ. તારો શેઠ બહાર ગયોછે તે પાછો આવે તેને જો કહેતો નહીં કે અમે ઉપર છીએ. જો તેં એક પણ શબ્દ કહ્યો તો યાદ રાખજે કે મૂઓ—"

"અરે સાહેબ, હું તો આંધળો છું તથા સાથે બહેરો પણ છું."

"બધા મળીને કેટલા નોકરો ઘરમાં છે."

"ત્રણ, પણ તેઓ બધા બહાર ગયાછે."

ડીટકટીવે મો. પ્લેંટટનો હાથ પકડયો અને કહ્યું. "જોયું, ? બાજી આપણા હાથમાં આવીછે. ચાલો, અને લોરેંન્સને માટે હીંમત પકડો."

---

## પ્રકરણ ૨૭ મું.

### ગુન્હેગારનું પકડાવું; ડીટકટીવની ફત્તેહ.

મો. લેકોકની બધી ધારણા ખરી પડી. લોરેંન્સ મરી ગઈ નહોતી અને તેનો તેના માબાપ ઉપરનો કાગળ ફકત ભૂલાવામાં નાંખવા સારૂજ લખેલો હતો. હેકટરના ઘરમાં મેડેમ વીલસન નામથી જે રહેતી હતી તે પોતેજ હતી. આવી ખુબસુરત યુવતિ કેમ આવી સ્થિતિમાં આવી પૂડી હતી?

જીંદગીમાં વખતે બનાવો કમનસીબે એવા બનેછે કે તેથી ઘણીવાર માણસ હેરત પામેછે. એક નિશ્ચય બીજા નિશ્ચયના પરીણામ રૂપે થાયછે. ઘણી ખરીવાર એક નજીવું કામ જે જાતે ભાગ્યેજ ખરાબ હોયછે તેમાંથી ઘણાજ માઠા પરીણામો થાયછે. મનનો દરેક નવો ઠરાવ બીજા ઠરાવો કર્યા હોયછે તેના આધારે થાયછે અને તે ઠરાવો એક પછી એક એવી રીતે આ-

હ્યા જાયછે કે જેમ ન્હાની ન્હાની રકમો ઉમેરવાથી એક મ્હોટી રકમ થાય છે તેમ આખરે પરીણામે એક હાનીકારક મ્હોટો બનાવ બનેછે. જે માણસ ઉંચી ટેકરીની ટોચે ચહડી નીચું જોવાથી તમર આવતી વખતે જેમ બને તેમ જલ્દીથી તથા દૂર એક ક્ષણ પણ ટકયા વગર નાશી જતો નથી તે માણસ મૂવો સમજવો. કારણ કે ઘણીજ જોરાવર તથા આકર્ષક લાગણીથી તે ખરી ટોચે જાયછે અને પછી તમર ખાઇ નીચે પડેછે. ત્યાર પછીના તેના દરેક પ્રયત્નોથી તે નીચેનો નીચેજ જાયછે અને તે પણ જલદીથી, અને અંતે તે છેક તળીએ પહોંચેછે.

ટ્રેમોરલ કાંઈ વિકાળ જાનવર જેવો નહોતો કે તેથી તેની તરસ લોહી પીવાથીજ મટે. ખરેખરૂં તો તે જન્મથીજ નબળો તથા બાયલો હતો; તો પણ તેણે એક મ્હોટામાં મ્હોટો ગુન્હો કર્યો હતો. આ તેના બધા ગુન્હાનું મૂળ તેની સોવરસી પ્રતિ ઇર્ષા હતી કે જે દાબવાને તેણે જરા પણ મહેનત લીધી નહોતી. જે દીવસથી લોરેન્સે ટ્રેમોરલને તેની કાંન્તિથી અંજાઈ જઈ પોતાનો હાથ દાબવા દીધો તથા તે વાત પોતાની માથી છાની રાખી તે દીવસથી તે ખરેખરી હાથથી ગઈ. તેની આ એકજ ભૂલથી પરીણામો એક પછી એક એવાં બન્યાં કે આખરે તેને આપઘાત કરવાનો જૂઠો કાગળ લખવો પડયો અને પોતાના યારની સાથે નાશી ગઈ; અને હજી પણ તેથીજ તે બાળહત્યા કરત.

હેકટરૂ બહાર ગયા પછી લોરેંન્સ એકલી પડી હતી તેથી તેનું મન પાછલી વાતો ઉપર દોડયું. વાત બધી કેવી અણધારેલી બની હતી? તેને લાગ્યું કે તેને કોઈ તોફાન લાગ્યું હતું, અને તેના જોરે પોતાની કાંઈ પણ મરજી વગર તેમાં ઘસડાઈ ગઈ હતી. વખતે વખતે તે એમ સવાલ કરતી કે આ બધું ભયંકર સ્વપ્નતો નથી અને હું ઓરસીવલમાં મ્હારા પિતાને ઘેર જાગી શું નહીં ઉઠું? આ નવા ઘરમાં દરેક જણ પોતાને મરી ગયેલી સમજે એવી સ્થિતિમાં તે શું પોતેજ ખોટું નામ ધારણ કરીને આવી બેઠી હતી? કુટુંબ કે મિત્ર વગર, કોઈ પણ તેનો મદદગાર નહીં, પોતાની પેઠેજ નાશી આવેલા એક માણસની મરજીને આધીન, તથા તે વખતે એકદમ જતો રહે તો તેને પોતાની પાસે રાખવાને કાંઈ પણ શકિત નહીં, એમ શું પોતે ખરેખરી બની હતી? શું પોતે ખરેખરી માતા થવાની હતી અને

જેમ જુવાનવ ધૂઓ બાળકને જોઈને ખુશી થાયછે તેને બદલે પોતાને શરમાવું પડશે, એ શું ખરૂં હતું ? પાછલી હઝારો વાતો તેને યાદ આવી અને તેથી તેની નિરાશામાં વધારો થયો. પોતાની જુની બહેનપણીઓ, માતા, બહેન, પોતાનું નિર્દોષપણું, તથા ઘરનું શાંત સુખ એ બધું તેને યાદ આવ્યું અને તેથી એક કોચ ઉપર બેઠી બેઠી તે રોતી હતી. પોતાનું જીવન, જુવાની, આશાઓ, દુનીઆનું માન તથા આત્માભિમાન એ સર્વ તેનાં ગયાં હતાં અને તે પાછાં નહીંજ આવે એમ જાણી તે બહુ દુઃખી થઈ.

ઓચિંતાનુંજ બારણું ઉઘડયું. લોરેન્સે જાણ્યું હેકટર પાછો આવેછે, તેથી તે ઉઠી અને પોતે રોતી હતી તે છૂપાવવા રૂમાલ મ્હોં ઉપર રાખી આંસુ લોહી નાંખ્યાં. પણ કોઈ અજાણ્યોજ માણુસ નમન કરતો ઉમરામાં આવી ઉભો રહ્યો. તે બ્હીની, કેમકે ટ્રેમોરલ ગયા બે દીવસથી ઘણીવાર કહેતો હતો કે આપણી શોધ ચાલે છે અને તેથી આપણે સંતાવું જોઇએ. અને જોકે તે જાણુતી હતી કે પોતાને બ્હીવાનું કાંઈ પણ કારણ નથી તોપણ તે બ્હીની. તેણે મગરૂબીથી પૂછયું, “ તમે કોણ છો ? તમને કોણે અંદર આવવા દીધા ? તમારે શું કામ છે ? ”

મો. લેકોકે કાંઈ પણ ભાવી ઉપર રાખ્યું નહોતું. તેણે આ બધું કર્યું હતું અને જેમ નાટકકાર રંગ ભૂમી ઉપર પ્રવેશ પ્રથમથી ગોઠવી રાખેછે તેમ તે બધું ખરી જીંદગીમાં પ્રથમથી ગોઠવી રાખતો હતો. આ ગુસ્સો અને આ સવાલ તે પ્રથમથીજ જાણુતો હતો અને તેનો જવાબ દેવાને તૈયાર થયેલો હતો. તેથી તેના જવાબમાં સંકેત પ્રમાણે તે જરા આઘો ખશ્યો અને પપા પ્લેંટેટને આગળ કર્યો.

લોરેન્સ પોતાના વૃદ્ધ મિત્રને જોઈ ગળગળી થઈ ગઈ અને પડીજ જતી હતી. તે બોલી, “ તમે ? તમે ? ” પણ તે વૃદ્ધ માજીસ્ટ્રેટતો લોરેન્સથી પણ વધારે ગભરાયલો બની રહ્યો હતો. જે પોતાની પાસે ઉભી હતી તે શું લોરેન્સજ હતી ? શોકથી તે ઉમરમાં વૃદ્ધ બની હતી. લોરેન્સે પૂછયું, “ તમે મ્હને કેમ ખોળી કહાડી ? તમે મ્હારી જીંદગીમાં વળી બીજું દુઃખ શું કામ ઉમેર્યું ? અહા મ્હેં હેકટરને કહ્યું હતું કે તમારો લખાયેલો કાગળ કોઈ નહીં માને. કેટલાંક દુઃખો એવાં છે કે તેમાંથી મોતજ છુટકો કરી શકે છે. ”

મો. પ્લૅટેટ કાંઈ બોલવા જતો હતો. પણ મો. લેકોકને પોતાનેજ વાત કરવી હતી તેથી તેણે કહ્યું, "મેડેમ, અમે તમને ખોળવા નથી આવ્યા, પણ મો. ડી ટ્રેમોરલને."

"હેકટરને? શા વાસ્તે? તે શું સ્વતંત્ર નથી?"

જે સ્ત્રીએ પોતાની બધી આશા જે એક માણસ ઉપર બાંધી હતી તેનાં બધાં દુરાચરણો કહી તેને દુઃખી કરતાં લેકોક અચકયો. પણ તેણે વિચાર્યું કે સત્ય આખરે તો તેને ખબર પડશેજ તેથી તેને વધારેવાર શંકામાં રાખવી જરૂર નથી, એમ જાણી તેણે કહ્યું, "મો. ડી ટ્રેમોરલે એક મ્હોટો ગુન્હો કર્યો છે.

"તેણે? તમે જૂઠું બોલોછો."

"દુર્દૈવે મ્હેં સાચુંજ કહ્યુંછે. મો. ડી ટ્રેમોરલે પોતાની સ્ત્રીનું બુધવારે રાત્રે ખૂન કર્યુંછે. હું ડીટેકટીવછું અને તેને પકડવાને મ્હારી પાસે વારંટછે."

તેણે ધાર્યું હતું કે આ ભયંકર તહોમતથી લોરેન્સ ગભરાશે; પણ તે ભૂલ્યો હતો. જો કે તે ચમકી તોપણ ઘણીજ દઢપણે ઉભી રહી. તે ગુન્હાથી તે ત્રાસ પામી પણ તે અસંભવિત તેને લાગ્યું નહીં. કેમકે તે જાણતી હતી કે ટ્રેમોરલ બર્થાને ખરા અંતઃકરણથી ધિક્કારતો હતો. તેને ગુસ્સો તથા નિરાશા બંન્ને સાથે તાજાં થયાં અને તેનાજ જોસમાં તે બોલી, "વારૂ તેણે ખૂન કર્યું છે તો હું તેની મદદગારછું. ત્યારે મ્હને પકડો."

આ મૂર્ખતાથી ભરેલા શબ્દોથી મો. પ્લૅટેટ ચકિત થયો પણ તેથી મો. લેકોકને કાંઈ આશ્ચર્ય લાગ્યું નહીં. તેણે કહ્યું, "ના, મેડેમ, તમે તે માણસનાં મદદગાર નથી. વળી તેની સ્ત્રીનું ખૂનતો એક ન્હાનો ગુન્હોછે. તેણે તમારી સાથે લગ્ન કેમ નહોતું કર્યું તે તમે જાણોછો? તેનું કારણ એ કે તેણે બર્થાની સાથે મળી સોવરસી જેણે પોતાનો જીવ બચાવ્યો હતો તથા જે પોતાનો સારામાં સારો મિત્ર થઈ રહ્યો હતો તેને ઝેર દઈ મારી નાંખ્યો હતો. અમારી પાસે તેની સાબીતી છે."

હવે લોરેન્સની સહનશક્તિની સીમા આવી. તે ધ્રુજી અને કોચ ઉપર પડી. પણ તેને આ વાત જૂઠી લાગી નહીં. જે વાત પ્રથમ તેને બધી ભેદ વાળી લાગતી હતી તે હવે તેને સમજાઈ. સોવરસીના ઝેર વડે થયેલા ખૂનથી હેકટરની બધી વર્તણુક તેને સમજાઈ. તેની બ્હીક, તેની સ્થિતિ, તેનાં વચનો, તેનું જૂઠાપણું, તેની બેવકુફી, તેનું લગ્ન, અને આ નાશીજવું તે બધું

હવે સ્પષ્ટ દેખાયું. તોપણુ તેનાથી જ્યારે તેનો બચાવ થઈ શક્યો નહીં ત્યારે તેના ઉપર ઉપજેલા ધિક્કારમાં ભાગ લેવાનું તેણે ધાર્યું. તે બોલી, "હા, હું જાણુતી હતી. હું સર્વ જાણુતી હતી."

મો. પ્લૅટેટ નિરાશ થયો. તે બોલ્યો, "ગરીબ બીચારી લોરેન્સ ! તું તેને કેવી ચ્હાય છે ? "

આ દીલગીરીના વચનથી લોરેન્સનું બધું જોર પાછું આવ્યું. તે ઉભી થઈ અને ગુસ્સાભરી આંખે બોલી, "હું તેને ચ્હાઉ છું ? મ્હારા એકના એક મિત્ર ! તમે સત્ય સાંભળવાને લાયક છો અને તેથી મ્હારી વર્તણુક તમને સમજાવું. હા, એ ખરૂં છે કે એકવાર હું એને ચ્હાતી હતી, અને તે એટલે સુધી કે મ્હારી ફરજ ભુલી ગઈ તથા મ્હારી જાતને દુઃખ પણુ આપ્યું. પણુ એક દીવસ તેણે પોતાનું પોત પ્રકાશ્યું. તે વખતે મ્હેં તેની પરીક્ષા કરી અને તે વખતથી મ્હારો તેના ઉપરનો પ્રેમ ગયો અને તેને બદલે તિરસ્કાર આવ્યો. સોવરસીના ત્રાસજનક મૃત્યુની વાત હું જાણુતી નહોતી. પણુ હેક્ટરે મ્હને એટલું કહ્યું હતું કે તેનું જીવન તથા માન એ બન્ને બર્થાના હાથમાં હતાં તથા બર્થા એને ચ્હાતી હતી. મ્હેં તેને કહ્યું, 'જાઓ તમે બીજીને પરણો અને સુખી થાઓ.' જો કે એથી મ્હારૂં તો જીવન બગડવાનુંજ હતું. તોપણુ હું ઠગાઈ નહોતી. જ્યારે હું તેની જોડે નાશી ગઈ ત્યારે બીજીવાર મ્હેં દુઃખ સહન કર્યું. જ્યારે મ્હેં જોયું કે મ્હારી શરમ મ્હારાથી વધારેવાર છુપાવાશે નહીં ત્યારે મ્હને મરવાનું મન થયું. પણુ તેની આજીજી આગળ હું હારી અને જીવતી રહી, અને મ્હારી માતાને એક અધમ પત્ર લખ્યો, કેમકે તેણે મને મ્હારા—અમ્હારા—બાળકના નામે બહુ બહુ કહ્યું." મો. લેકોક આમ વખત જતો જોઈ અકળાયો અને વચ્ચે બોલવા લાગ્યો. પણુ લોરેન્સે કાંઈ ગણુકાર્યું નહીં. તેણે આગળ ચલાવ્યું, "પણુ તેમાં શું થયું ? હું તેને ચ્હાતી હતી, તેની પાછળ પાછળ આવી છું અને અત્યારે હું તેની છું. મ્હારા આ ગુન્હાનું બહાનું ફક્ત મ્હારી દૃઢતાજ છે. હું મ્હારી ફરજ બજાવીશ. જ્યારે હેક્ટરે ગુન્હો કર્યોછે ત્યારે હું કાંઈ નિરપરાધી હોઈ શકુંજ નહીં. મ્હારે તેની અડધી શિક્ષા ખમવી જોઇએ."

તે એવાનો જોરથી બોલતી હતી કે ડીટેક્ટીવને તેને શાંત કેમ કરવી એ સુઝતું નહોતું, એટલામાં રસ્તામાં બે સીસોટી વાગતી તેણે સાંભળી.

ટ્રેમોરલ પાછો આવતો હતો એટલે હવે એક ક્ષણ પણ ખોવાની નહોતી. તેણે લોરેન્સનો હાથ પકડયો અને ગુસ્સામાં કહ્યું, "મેડેમ, તમે આ બધી વાત માજીસ્ટ્રેટને કહેજો. મ્હને તો હુકમ. મો. ડી ટ્રેમોરલને પકડવાનો છે. આ રહ્યું તેને પકડવાનું વારંટ."

તેણે વારંટ બહાર કહાડયું અને ટેબલ ઉપર મૂકયું. લોરેન્સ પોતાની મરજીના જોરથી એકદમ શાંત થઈ હતી. તેણે પૂછ્યું, "કાઉન્ટ ડી ટ્રેમોરલની જોડે મ્હને પાંચ મિનિટ વાત કરવા દેશો, નહીં?"

મો. લોકોક ખૂશી થયો. આ વિનંતી તેણે ધારીજ હતી. તેણે જવાબ દીધો, "પંચ મિનિટ? હા. પણ મેડેમ, તેને બચાવવાનો વિચાર તો માંડીજ વાળજો. ઘર ઉપર સખ્ત જાપતો છે. તમે જો આંગણામાં તથા રસ્તામાં જોશો તો મ્હારા માણસોને છાપો મારવાને તત્પર થઈ ઉભેલા જોશો અને હું પાસેના ઓરડામાંજ બેસું છું."

કાઉન્ટ ઉપર આવતો હતો તેનાં પગલાં સંભળાતાં હતાં. લોરેન્સે કહ્યું, "જલદી, જલદી સંતાઈ જાઓ." તેઓ સંતાઈ જતા હતા તે વખતે તેણે ધીમેથી પણ ડીટેકટીવ સાંભળે એમ કહ્યું, "તમે ખાત્રી રાખજો, અમે નાશી જવાનો યત્ન સરખો પણ નહીં કરીએ."

તેણે પાસેના ઓરડાનો પડદો પાડી નાંખ્યો કે તરતજ હેકટર આવી પહોંચ્યો. તે ઘણોજ ફીક્કો પડી ગયો હતો તથા તેની આંખ ભયથી અસ્થિર થઈ હતી. તેણે કહ્યું. "આપણે સપડાયા છીએ, તે લોકો આપણી પછવાડે પડયા છે. જો, આ કાગળ મ્હને હમણાં મળ્યો હતો તે જેનું નામ અંદર લખ્યું છે તેમા તરફથી નથી આવ્યો. તેણે જાતે મ્હને કહ્યું. ચાલ, આપણે આ ઘરમાંથી જતાં રહીએ—"

પણ લોરેન્સે તેને ધિક્કાર--તિરસ્કારની નજરથી અટકાવ્યો. તેણે કહ્યું, "રાઈના પાડ રાત્રે વહી ગયા."

તેનો ચ્હેરો તથાં અવાજ એવાં તો અજાએબ તરેહનાં હતાં કે તેણે પોતાનું દુઃખ ક્ષણવાર વિસારે મૂકી દીલગીર થઈ પૂછ્યું, "શું છે?"

"બધી વાત બહાર પડી છે. તમે તમારી સ્ત્રીનું ખૂન કર્યું છે તે જણાઈ ગયું છે."

"જૂઠું, તે ખોટું છે." પણ લોરેન્સે ખભા ઊંચા કર્યા તે જોઈ તેણે

કહ્યું," વારૂ, હા, તે ખરૂં છે. પણ હું તને એટલો બધો ચ્હાઉછું કે—"

"ખરેજ? અને મ્હારા પ્રેમને ખાતરજ તમે સોવરસીને ઝેર દીધું હતું કે?"

તેણે જાણ્યું કે આતો સપડાયા; કોઈ આપણી ગેરહાજરીમાં આવી ગયું છે અને બધી વાત કહી ગયું છે. તેથી વધારેવાર તકરાર કર્યા વગર તે બોલ્યો, " હું શું કરૂં ? હું શું કરૂં ?"

લોરેન્સે તેને પોતાની પાસે આણ્યો અને ધ્રુજતે અવાજે કહ્યું," ટ્રેમોરલનું નામ બચાવો, અહીંઆં પીસ્તોલો છે. "

તે જાણે મોત નજરે જોયું હોય તેમ પાછો હઠયો અને કહ્યું, "ના—ના, હું હજી નાશી જઇને સંતાઈ રહીશ. હું એકલો જઇશ. તું પાછળથી આવજે."

" હવે એ વખત નથી. પોલીસ ઘરની આસપાસ વિંટળાઈ રહીછે. અને અત્યારે તો જન્મપર્યંત દેશનિકાલ અને વેઠ અથવા ફાંસી શીવાય છૂટકો નથી. "

" હું આંગણામાં થઇને નાશી જઇશ. "

" ત્યાં પણ પોલીસ છે, જૂઓ. "

તે બારી તરફ દોડયો અને ત્યાં મો. લેકોકના માણસો જોઈ પાછો આવ્યો અને ત્રાસ પામ્યો. તેણે કહ્યું, " હું વેશ બદલીને જઈશ."

" મૂર્ખા ? ડીટેકટીવ અહીંજ છે, અને તેણે તમને પકડવાને આ વારંટ મૂકયું છે. "

હેકટરે જોયું કે હવે આવી બન્યું. તેણે પૂછયું, " ત્યારે મ્હારે મરવુંજ?"

" હા, મરવુંજ. પણ મરતાં પહેલાં તમારા ગુન્હાની કબૂલાત લખો કે બીચારાં નિર્દોષ માણસો બચે. "

તે બેઠો અને લોરેન્સે કલમ આપી તે લેઇને લખ્યું:—"ઈશ્વર સમીપ જવાનો વખત આવ્યો જાણી હું લખુંછું કે મ્હેં એકલાએજ, કોઇની પણ મદદ વગર, સોવરસીને ઝેર દઇને માર્યો હતો તથા મ્હારી સ્ત્રી કાઉન્ટેસ ડી ટ્રેમોરલનું ખૂન કર્યુંછે. " પછી નીચે સહી કરી તથા તારીખ નાંખી. લોરેન્સે ટેબલનું એક ખાનું ઉઘાડયું અને તેમાંથી બે પીસ્તોલો કહાડી. એક હેકટરે લીધી તથા બીજી લોરેન્સે લીધી.પરંતુ કેટલાંક વર્ષ ઉપર હોટેલ આગળ હેકટર હીંમત હાર્યો હતો તથા પછી સોવરસીની મરણ શૈયા આગળ પણ હીંમત હાર્યો હતો તેમ આ વખતે પણ તે હીંમત હાર્યો. તે લાલચોળ બની

ગયો. તેના દાંત કકડવા લાગ્યા અને તેનું આખું અંગ એવું તો ધ્રુજવા લાગ્યું કે તેના હાથમાંથી પીસ્તોલ પડી ગઈ. તે બોલ્યો. "લોરેન્સ—મ્હારી વ્હાલી—ત્હારૂં—શું થશે ?"

"મ્હારૂં? મ્હેં સોગન ખાધાછે કે હું તમારી જોડે હમેશાં અને દરેક ઠેકાણે રહીશ. સમજ્યા ?"

તેણે કહ્યું, "અહા ! મ્હને બહુ ત્રાસ છૂટેછે ! સોવરસીને મ્હેં ઝેર નહોતું દીધું—એતો તેણે દીધું હતું. તેની સાબીતીછે. કદાપી કોઈ સારા બારીસ્ટરની મદદથી—"

મો. લેકોક ધ્યાન દઈ આ કરૂણ દેખાવ જોતો હતો. તેણે આ વખતે જાણી જોઈને કે પછી અજાણતાં પડદો હલાવ્યો. લોરેન્સે જાણ્યું કે તે આવેછે અને હેકટર જીવતો પકડાશે. તેથી પોતાની પીસ્તોલ પોતાના યારના સામી ધરી તે બોલી. "હીચકારા ! કેમ પીતોલ ખાયછે કે હું—"

હજી પણ તે અચકયો. અને વળી પાછો પડદો હાલતો સાંભળી લોરેન્સે પોતાની પીસ્તોલ ફોડી. એક મ્હોટો અવાજ થયો અને ટ્રેમોરલ મૃત્યુ પામી જમીન ઉપર તુટી પડયો ?

તરતજ આગળ વધી લોરેન્સે બીજી પીસ્તોલ લીધી અને પોતાના સામી ધરીને ફોડતી હતી એવામાં મો. લેકોક એકદમ તેના ઉપર કુદી પડયો અને પીસ્તોલ ઝુંટાવી લીધી. તેણે કહ્યું, "હતભાગિનિ ? તમે શું કરતાં હતાં ?"

"મરતી હતી. હવે હું જીવી શકું ?"

મો. લેકોકે જવાબ દીધો, "હા, તમે જીવી શકશો, અને તમારે જીવવું જોઈએ."

"પણ હું કલંકિનિ થઈછું."

"હા, તમે એક ગરીબ બાળાછો અને એક લુચ્ચાના હાથમાં સપડાયાં હતાં. તમે કહોછો કે તમે ગુન્હેગાર છો. કદાચ હશો—તો તમે જીવીને તેનું પ્રાયશ્ચિત્ત કરો. તમારા જેવાં દુઃખીનું આ દુનીઆમાં બે વાતે કામછે—ભકિત તથા પૂણ્ય કર્મ. તમે જીવતાં રહો અને તમે જે જે ધર્મનાં કામો કરશો તેથી તમને જીવવાનું વધારેને વધારે મન થશે. તમે એક ચણ્ડાળનાં જૂઠાં વચનો ઉપર મોહી આટલે દરજ્જે આવ્યાં છો ? ત્યારે તમે પૈસાદાર

થાઓ ત્યારે યાદ રાખજો કે એક રોટલીના ટુકડાને માટે કેટલીક નિર્દોષ બાળાઓને આ દુનિઆમાં કુકર્મ કરાવવું પડેછે. આવી હતભાગી સ્ત્રીઓ પાસે તમે જજો અને તેમને શરમ ભરેલી સ્થિતિમાંથી બચાવજો. અને તેથી તમારૂં માન વધશે." મો. લેકોક બોલતો ગયો તેમ તેમ તે લોરેન્સનો ચ્હેરો તપાસતો હતો. તેને લાગ્યું કે પોતાના આ શબ્દોની અસર તેના ઉપર થઇછે. તોપણ તેની આંખો સૂકી હતી. અને તેમાંથી અજાએબ જાતનું તેજ નીકળતું હતું. "વળી તમારી જીંદગી હવે તમારાં એકલાંની નથી. તમે જાણોછો ?"

લોરેન્સે જવાબ દીધો, "હાય, ત્યારે તો મ્હારા બાળકને માટે પણ મ્હારે મરવું જોઇએ. જ્યારે તે મ્હોટો થઈ તેના પિતાની ખબર પૂછશે ત્યારે હું શો જવાબ દઇશ ?"

"તમે તેને એક પ્રમાણીક માણુસ–તમારો જુનો મિત્ર—જે તેને પોતાનું નામ આપવા તૈયાર છે તે—મો. પ્લૅંટેટને બતાવજો."

તે વૃદ્ધ માજીસ્ટ્રેટ તો શોકાર્ણવમાં પડયો હતો. તોપણ તેણે કહ્યું, "લોરેન્સ—મ્હારી ગરીબ, વ્હાલી લોરેન્સ–જો તું મ્હને—"

આ સાદા શબ્દો, આવા નમ્ર સ્વરે તથા લલચાવે એવી રીતે બોલાયલા સાંભળી આખરે તે કમનસીબ બાળાનું હૃદય પીગળ્યું. તેની આંખમાં આંસુ આવ્યાં અને તેથી તે બચી.

ખુરશી ઉપર એક શાલ પડી હતી તે લેઈ મો. લેકોકે જલદીથી લોરેન્સના ખભા ઉપર નાંખી, અને તેનો હાથ મો. પ્લૅંટેટની બગલમાં મૂકયો, અને પોતાના મિત્રને કહ્યું, "જાઓ, તમે એને લેઈ જાઓ. મ્હારા માણસો તમને વગર હરકતે જવાદે એવો મ્હેં તેમને હુકમ આપ્યો છે. અને પેલોટ તમને તેની ગાડી આપશે."

"પણ અમે કયાં જઇએ ?"

"ઓરસીવલ. મો. કરટોઇસને મ્હેં કાગળ લખ્યો છે કે તમારી પુત્રિ જીવે છે અને તેથી તે તમારી વાટ જૂએ છે. ચાલો, હવે વખત ન ખૂઓ !"

મો. લેકોકે ગાડીને જતી સાંભળી એટલે તે ટ્રેમોરલના મડદા નજીક આવ્યો અને બોલ્યો, "આ ચણ્ડાળને મારે પકડી કોર્ટને સ્વાધિન કરવો

જોઇતો હતો તેને બદલે મ્હેં તેને મરવા દીધો છે. ન્યાયના અમલદાર તરીકે મ્હેં મ્હારી ફરજ શું બજાવી છે? ના; પણ મ્હને અંતરમાં દુ:ખ થતું નથી, કેમકે મ્હેં સારૂં કામ કર્યું છે."

તે દાદર તરફ દોડયો અને પોતાનાં માણસોને બોલાવ્યાં.

---

## પ્રકરણ ૨૮ મું.

### સમાપ્તિ.

ટ્રેમોરલ મરી ગયો તેને બીજે દીવસે બુઢ્ઢા બરટોડને તથા ગેસ્પીનને છોડી મૂકવામાં આવ્યા. બરટોડને મો. કરટોઇસે એક હોડી તથા નવી જાળ લેવાને ચાર હઝાર ફ્રેંક આપ્યા અને ગેસ્પીનને દસ હજાર આપ્યા અને કહ્યું, "તું જો તારા મુલકમાં જઈ પ્રમાણીક ધંધો કરીશ તો બીજા એટલાજ ફ્રેંક આપીશ."

આશરે એક પખવાડીઆ પછી આખું ઓરસીવલ આશ્ચર્યમાં ગરકાવ થયું. કેમકે મો. પ્લેંટટ તથા મેડેમોઇસેલ લોરેન્સ કરટોઇસનાં તે વખતે લગ્ન થયાં. તેજ સાંજરે તેઓ બન્ને ઇટાલી તરફ જવા નિકળ્યાં. અને ત્યાં એક વર્ષ સુધી રહેવાનો ઠરાવ કર્યો. પપા કરટોઇસે પોતાની ઓરસીવલની મિલ્કત વેચવા કહાડી અને ફ્રાંન્સના મધ્ય ભાગમાં કોઈ મેયોરની જગો ખાલી હોયતો તે લેવાને તે મહેનત કરેછે.

બીજા બધા લોકોની પેઠે મો. લેકોક પણ આ વેલફ્યુલુની વાત ભૂલી ગયો હોત, પણ એક દીવસ એક સોલીસીટર લોરેન્સનો પત્ર તથા એક મ્હોટું કાગળીયું લેઇને તેને ઘેર આવ્યો, અને તે મો. લેકોકને આપ્યાં. તે મ્હોટું કાગળીયુ મો. પ્લેંટટે પોતાની ઓરસીવલની તમામ મિલ્કત મો. લેકોકને આપી દીધી હતી તેનું ખત હતું. મો. લેકોક બોલ્યો. "અહાહા! ઘણુંજ આશ્ચર્યજનક! ત્યારે મ્હેં અનુપકારી માણસોને મદદ કરી નહોતી! જમીનદાર થવાને હું કાંઈ નારાજ નથી. હાલ જમીનદાર કોણ હોયછે?"



## જાહેર ખબર.

# હરકોઈ સખસ ફોટોગ્રાફ પાડી શકે એવા અજાયબ
# જેવા બેમાલુમ ડેમન કેમેરા.

કીંમત રૂ ૧૨, દેશાવરના ઘરાકોને પેકીંગ, પોસ્ટેજ, વગેરે મળી રૂ ૧૪.

એ કેમેરા હાથમાં અથવા છાતી નીચે અથવા ગજવામાં સહેલથી છુપાવી શકાએ એવા નાના હોવાથી હરકોઈ નજીકની અથવા દુરની, સ્થીર અથવા હાલતી, કોઈપણ ચીજનો અથવા સખસનો. એક પળવારમાં કોઈ પણ ન જાણે તેમ ફોટોગ્રાફ પાડી શકે છે.

THE
DEMON
(BY ROYAL LETTERS PATENT)
Detective Camera
THE WONDER OF THE WORLD.
ABSOLUTE SECRECY
EACH NEGATIVE A PERFECT GEM
HUNDREDS OF TESTIMONIALS DAILY
AVERAGE SALE 2,000 PER WEEK
THIS BLOCK IS EXACT SIZE OF PLATE

વજનમાં એ ફક્ત ત્રણ આંઉસથી પણ ઓછા છે અને ધાતુપર સારી ગીલીટ કીધેલા હોવાથી ઘણા શોભાયમાન દીસે છે. ગમે તેવી ઝડપથી જતી ચીજનો ફોટોગ્રાફ એથી લેવાઈ શકાએ છે. જેવાં કે ચાલતાં માણસ, ઉડતાં પક્ષી, સરતના ઘોડા વગેરે.

**કોઈ પણ માણસ એ કેમેરાઓથી ફોટોગ્રાફ પાડી શકે.**
કારણ બીજા સાધારણ કેમેરાઓની માફક એમાં ફોકસ લેવાની કે સ્ટેંડપર ગોઠવવાની કે બીજી કંઇપણ કડાકુટ નથી, પણ
**માત્ર ચાંપ દાબ્યાથી ફોટોગ્રાફ પાડી શકાય છે.**

વળી **બીજી અગત્યની ખબર** એ છે કે ઉપલીજ કીમતમાં એ કેમેરાની સાથે અમે એક એનલારજીંગ લેન્ટર્ન પણ મોકલીએ છીએ કે જેની મદદથી ઉપલા કેમેરાએ પાડેલાં નાનાં પીકચરોને કેબીનેટ તથા જોઇએ તો ફુલ સાઇઝ વેર મોટાં કરી શકાએ છે. દરેક સટ સાથે તેની પુરી સમજણ દરશાવનારૂં એક પત્રક પણ અમે મોકલીએ છીએ.

ઘણા લોકો વખતે એમ વીચારે કે એટલા સસતા હોવાથી એ માત્ર બચ્ચાંની રમત જેવા હશે પણ તેઓનું એમ ધારવું કેટલું ભુલ ભરેલું છે તે એટલા ઉપરથીજ માલમ પડશે કે હજારો ખાત્રી પત્રક એ કેમેરા વીષે મળવા ઉપરાંત

**૧૮૯૦ના સાલના એડીનબરો એકઝીબીશનમાં સર્વેથી ચઢીયાતો ચાંદ એજ ડેમન કેમેરાને મળેલો છે.**

વળી ઘરાકોને એ કેમેરાની અજમાયશ પણ આપવામાં આવશે. વીશેષ ખુલાસો નીચે ઠેકાણેથી મળશે.

**એરચશા દાદાભાઈ કરનજીઆ.**
નાં ૫, ધોબીતળાવ, મુંબઈ.

સટીક

# પ્રવીણ સાગર.

આ પ્રસિદ્ધ ગ્રન્થ એટલો બધો તો જનપ્રિય છે કે તેના વિશે કંઇએ પ્રશંસા કરવાની જરૂર નથી. આખો ગ્રન્થ પ્રેમ મહિમાથી વર્ણવેલો છે; તથાપિ નાયક નાયકાભેદ, ગણિત, નાડી પરીક્ષા, શુકનાવળિ, ગૂઢસંખ્યા રાજ્યનીતિ, રાગ અને તેની ઉત્પત્તિ, ઋતુવર્ણન, અશ્વ પરિક્ષા; છેવટે નીતિ અને ઇશ્વર ભક્તિ સાથે અષ્ટાંગ યોગનો પવિત્ર ઉપદેશ આપેલો છે. તમામ ગ્રંથ રસાલંકારથી ભરપૂર છે. દરેક રસજ્ઞ જનોએ તે અવશ્ય કરી વાંચી મનન કરવા યોગ્ય છે. તાત્પર્ય કે "પ્રવીણ સાગર" અર્થાત્ ચતુરાઈની ખાણ રૂપેજ આ ગ્રંથ છે. સુંદર છાપ કાગળ સાથે પુંઠું પણ સુશોભિત છે, જેની અંદર ૧૦૧ તો ચિત્ર કાવ્ય છે. વધારે પ્રશંસા શા કામની? ગ્રન્થ જોઈ ખાત્રી કરી લેવી.

હરિશંકર કે. પાઠક.
અમદાવાદ.

## વધુ વધ નીચે લખેલે ઠેકાણેથી મળશે.

**મુંબાઈ**—માંજુભાઈ ભ. ત્રિવેદી,
ખોટેની વાડી, ગીરગામ બેકરોડ,
અથવા
એજંસી, બી. બી. તથા સી. આઈ. રેલવે.

૨. જહાંગીર બેજનજી કરાણી, બુકસેલર્સ તથા પબ્લીશર્સ,
કોટ નં૦ ૧૭ તથા ૧૮ પારસી બજાર સ્ટ્રીટ.
કાલબાદેવી, નં૦ ૧૦૩ રાંમવાડીને નાકે.

૩ એન. એમ. કંપની, કાળબાદેવી.

૪ જ્યેષ્ટારામ મુકુંદજી, કાળબાદેવી રોડ.

૫ "ગુજરાતી" ઓફીસ, એલ્ફીન્સ્ટન સર્કલ.

**સુરત**——ત્રિભુવનદાસ ગોપાળદાસ, બુકસેલર, ભાગાતળાવ.

**અમદાવાદ**—ગુજરાત વર્નાક્યુલર સોસાયટી.

**રાજકોટ**—'વિજ્ઞાન વિલાસ' ઓફીસ.